

મુંબઈ લોહાણા જ્ઞાતિ

# ગૌરવ ગ્રંથ

સંપાદક: રતિલાલ માધવાણી

મહાત્મા ગાંધીજીના
ગરવા આદર્શોને
રૂપેરી પડદા પર
પ્રાણ આપતું એક
રાષ્ટ્રીય ચિત્ર........



૮
આઠમું
ઓજસ્વી
અઠવાડિયું

ગરવી ગુજરાતણ
ગો...
માનવ...
ઇન્સાફ...

# અછૂત

...ંદુલાલ શાહ.
...પેરા
...ડિસ



પાત્રો—મે...
સીતારા, કે. દાંતે વી.........

...ઝીલતું એક નવું સંસ્કાર ચિત્ર 'હોલી'



દિગદર્શક : કરદાર

આવે છે !

"આજકા-હિન્દુસ્થાન"
દિગદર્શક : શ્રી. જયંત દેશાઇ.

"પાગલ"
દિગદર્શક : શ્રી. જયંત દેશાઇ.

"દીવાલી"
દિગદર્શક :—શ્રી. જયંત દેશાઈ.

" ? "
એક હળવું સામાજીક ચિત્ર
દિગદર્શક :—
શ્રી. ચતુર્ભુજ દોશી.

"ભાઇ"
દિગદર્શક :—શ્રી. જયંત દેશાઇ.

મહાત્મા ગાંધીજીના
# ગરવા આદર્શોને
રૂપેરી પડદા પર
પ્રાણ આપતું એક
રાષ્ટ્રીય ચિત્ર........



# ૮
આઠમું
ઓજસ્વી
અઠવાડિયું

ગરવી ગુજરાતણ

# ગો...

# અછૂત

માનવ...
ઇન્સાફ...

...ંદુલાલ શાહ.

...પેરા
...ક્સ



પાત્રો—મે...
સીતારા, કે. દાંતે વી.........

...ઝીલતું એક નવું સંસ્કાર ચિત્ર **'હોલી'**
દિગદર્શક : કરદાર



## આવે છે!

**"આજકા-હિન્દુસ્થાન"**
દિગદર્શક : શ્રી. જયંત દેસાઇ.

**"પાગલ"**
દિગદર્શક : શ્રી. જયંત દેસાઇ.

**"દીવાલી"**
દિગદર્શક :—શ્રી. જયંત દેસાઈ.

**"?"**
એક હળવું સામાજીક ચિત્ર
દિગદર્શક :—
શ્રી. ચતુર્ભુજ દોશી.

**"ભાઇ"**
દિગદર્શક :—શ્રી. જયંત દેસાઇ.




ઇ. સ.
૧૯૪૦

: સંવત :
૧૯૯૬

: સંપાદક :

: રતિલાલ માધવાણી :

: પ્રકાશક :

: દામોદર વસનજી ઠક્કર :
શ્રીલાલજીની જુની ચાલ, ભૂલેશ્વર ભાસ્કર ગલી, મુંબઇ—૨.

[ પ્રથમાવૃત્તિ ] **કીંમત રૂા. ૨—૦—૦** [ ફેબ્રુઆરી ૧૯૪૦ ]







આ ગ્રંથના પૃષ્ઠ ૧ થી ૨૪ અને પૃષ્ઠ ૧૧૩ થી ૧૬૮ સુધી વૈશ્વાનર પ્રીન્ટીંગ પ્રેસ ૧૬૩ પાંજરાપોળ રોડમાં દામોદર રતનશી બનાતવાળાએ છાપ્યાં છે.

અને

પૃષ્ઠ ૨૫ થી ૧૧૨ તેમજ ૧૬૯ થી ૨૨૦ સુધીનાં પૃષ્ઠો બ્લોકો અને જાહેરાત તમામ ઠા. જાદવજી પીતાંબરે ધી આનંદ પ્રીન્ટીંગ વર્કસ, દેવકરણ મેનશન, પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઇ નં ૨ માં છાપ્યાં છે.

# અનુક્રમણિકા



## આભાર


ટાઇટલ પરનો ૩ કલર બ્લોક મુંબઈની જાણીતી ફીલ્મ કાં. વાડીયા મુવીટોનનો છે. તે વાપરવા આપવા માટે અમે કંપનીના સંચાલકોના આભારી છીએ.

# • પ્રકાશકનું નિવેદન •

જ્ઞાતિને ચરણે આ ઐતિહાસિક ગ્રંથ પ્રગટ કરવાનું પરમકૃપાળુ પરમાત્માની કૃપાથી બની શક્યું છે. તે માટે હું પરમકૃપાળુ પરમાત્માનો આભાર માનું છું.

આ ગ્રંથ પ્રથમ તો સો દોઢસો પૃષ્ઠનો બનાવવાનો ઇરાદો હતો. પરંતુ 'બહુ રત્ના વસુંધરા' એ ન્યાયે આપણી જ્ઞાતિના મુંબઇ વિભાગના અનેક છુપા રત્નોની શોધ કરવા માટે અમે ભાગ્યશાળી થવાથી આ ગ્રંથનું કદ ધાર્યાં કરતાં લગભગ બમણું થવા પામ્યું છે.

જે જે ગૌરવશાળી વ્યક્તિઓએ તન, મન કે ધનના ભોગે જ્ઞાતિની ગૌરવમાં વૃધ્ધિ કરી છે, તેવી વ્યક્તિઓમાંથી, બનતા દરેક પ્રયાસે મળી શકી તેટલી હકીકતો મેળવી, ગ્રંથને સંપૂર્ણતાએ પહોંચાડવા શક્ય પ્રયત્નો કરવામાં આવ્યા છે. છતાં આવી કોઇપણ હકીકત આ ગ્રંથમાં, અમારા લક્ષમાં નહિ હોવાના કારણે રહી જવા પામી હોય, તો સુજ્ઞ જ્ઞાતિબંધુઓને તેવી હકીકતોથી અમોને વાકેફ કરવા વિજ્ઞપ્તિ કરીએ છીએ કે જેથી પુનર્મુદ્રણ વખતે તેનો યોગ્ય ઉપયોગ કરી, ગ્રંથની પરિપૂર્ણતામાં અભિ-

વૃદ્ધિ કરી શકાય. આ સ્થળે એટલો ખુલાસો કરવાની જરૂર છે કે, ગ્રંથની નકલો ખરીદ કરી, યોગ્ય પ્રોત્સાહન સિવાય અન્ય આર્થિક અભિલાષા અમે સેવી નથી. આવાં જ્ઞાતિય, ગ્રંથોનાં પ્રકાશનો ક્ષેત્રની અલ્પતાને લીધે આર્થિક લાભકર્તા બહુજ ઓછાં નીવડે છે. એ સુત્ર અમારા લક્ષ્ય બહાર નહિ હોવાથી, જ્ઞાતિસેવાના દૃષ્ટિબિંદુને લક્ષમાં રાખી અમોએ આ પ્રથમ પ્રયાસ કર્યો છે. તેથી સુજ્ઞ જ્ઞાતિબંધુઓ આ ગ્રંથના પ્રચારમાં બનતી દરેક સહાયતા કરશે એવી અચળ શ્રધ્ધા અમો સેવી રહ્યા છીએ.



ઠા. દામોદર વસનજી

આવું કાર્ય એકના હાથે કદી પૂર્ણતાને પામી શકેજ નહિ. તેમાં પણ મારા જેવા મન અને ધનની બીલકુલ સગવડતાના અભાવવાળા માણસને જો આજુબાજુની દરેક સહાયતા મળી શકી ન હતે તો આ પ્રકાશન શક્ય હતુંજ નહિ. કાંઇપણ અતિશ્યોક્તિ વગર મારે કહેવું જોઇએ કે આપણા જ્ઞાતિબંધુ શ્રીયુત મગનલાલ ભગવાનજી ડ્રેસવાળાની પ્રથમ પ્રેરણા અને પૂર્ણ સહાયતા આ ગ્રંથના પ્રકાશન માટે આભારી છે તેમજ તેમની જવાબદારીઓ, તેમનો શ્રમ અને તેમની સહાયતા તેમજ સલાહો વગર આ ગ્રંથ પ્રકટ થઇ શકયો નહિ હોત. એટલે આ આખાય ગ્રંથનો યશ તેમને ફાળે જાય છે. તેમજ હકીકતો સમજી જ્ઞાતિ-પ્રશ્નના ઉંડા અભ્યાસથી ગ્રંથનુ સંપાદન અને લેખન તેમજ આકર્ષક ગોઠવણી આપણા બાહોશ યુવાન લેખક શ્રીયુત ભાઇ રતિલાલ માધવાણીને આભારી છે. આ પ્રમાણે મારી ઉત્કંઠા, મહેનત અને ઉપરોકત બંને પ્રકારની સહાયતા ઉપરાંત, અનેક સંસ્થાઓના ટ્રસ્ટી અને માનનીય મંત્રી મહાનુભાવ શ્રીયુત કલ્યાણજી કહાનજી માસ્તરની સતત સહાયતા અને યોગ્ય માર્ગદર્શન માટે આભારી છું આ ત્રિપુટીના મારા પ્રત્યેના પ્રેમ અને કૃપાદ્રષ્ટિનુંજ આ ફળ છે. તેથી હું તેમનો અત્યંત ઋણી છું તદુપરાંત શ્રીયુત શીવદાસ ચાંપસી ઠક્કર તરફથી કચ્છી વિભાગના ટ્રસ્ટ ફંડોની હકીકતો, શ્રી શીવજી કુંવરજી ઠક્કર તરફથી જરૂરી બાબતો અને શ્રી. ચીમનલાલ હ. વજાણી તરફથી ઘોઘારી વિભાગના હકીકતો આપવા અપાવવાની જે કીંમતી સહાયતા મળી છે. તે બદલ તેમનો પણ ઋણી છું. તેમજ શેઠ શ્રી. સંગજી સુંદરજી તથા પં. વાસુદેવ મધુસુદનના પણ અમારા આ કાર્યમાં સહકાર આપવા બદલ આભારી છીએ. અનેક રાહતો આપી કામ કરી આપનારા આનંદ પ્રિન્ટીંગ વર્કસવાળા મારા મુરબ્બી બંધુ શ્રી. જાદવજી પીતાંબર ઠક્કર તથા વૈશ્વાનર પ્રિન્ટીંગ પ્રેસના મેનેજર શ્રીયુત વનમાળીદાસ તેમજ શ્રીપાદ પ્રોસેસ વર્કસનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

તેમજ જા. ખ. આપી આ સાહસને હળવું બનાવવામાં સહાયભૂત થનાર ફીલ્મ કંપનીઓ તેમજ વ્યાપારી બંધુઓને ખાસ આભાર માનવો જોઇએ. ગ્રંથની મોટા ભાગની જા. ખ. મેળવવામાં સહાયભૂત થનાર શ્રી. મગનલાલ ડ્રેસવાલાનો પણ ફરી ફરી આભાર માનું છું.

અંતમાં જે જે વ્યકિતઓએ સીધી કે આડકતરી રીતે જે જે પ્રકારની સહાયતા કરી છે તે સૌના અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

તા. ૧૬-૨-૪૦

લી. જ્ઞાતિસેવક
દામોદર વસનજી ઠક્કર
પ્રકાશક.



આભારની લાગણી સાથે

# સ્નેહભાવે સમર્પણ

## શ્રીયુત મગનલાલ ભગવાનજી ડેસવાળાને–



જ્ઞાતિના સેવાક્ષેત્રે
તન, મન, ધનથી સેવા અર્પી
ઉત્સાહથી ઉત્કટતાથી તનમનાટથી,
સેવાના ક્ષેત્રે
સૌનો ચાહ, સૌનો પ્રેમ, સૌની કદર પામી.
જેમણે આટલી નાની ઉમરમાં
જીવનને ધન્ય બનાવ્યું છે.

એમની એ સેવાઓના સ્મરણ સાથે–આ ગ્રંથની ઉત્પતિમાં તેમણે ઉઠાવેલા અથાગ શ્રમ બદલ આભારની અનંત લાગણીઓ સાથે– ફુલ નહી તો ફુલની પાંખડી' રૂપે આ ગ્રંથ સંપૂર્ણ શુદ્ધ ભાવે, સ્નેહના સ્મરણ તરીકેજ, તેમને સમર્પણ કરીએ છીએ.

અર્પણના શીષ્ટાચાર તરીકે નહી,
આભારની ઉંડી લાગણીઓ સાથે.

: અમે છીએ : જ્ઞાતિ સેવકો

દામોદર વસનજી ઠક્કર | રતિલાલ માધવાણી

# ઉઘડતે પાને

લોહાણા સાહિત્યસૃષ્ટિમાં આ ઐતિહાસિક ગ્રંથનો ઉમેરો થાય છે.

મુંબઈ નગરીમાં લોહાણા જ્ઞાતિ એક કરતાં વધુ સદીના સમયથી આવી વસી છે. લોહાણા જ્ઞાતિના મુંબઈના વસવાટે તેની શિકલ પલટી નાખી છે, મુંબઈમાં આવીને લોહાણા જ્ઞાતિએ વિવિધ પ્રગતિ સાધી છે, અને મુંબઈની પ્રગતિ સાધવામાં લોહાણા જ્ઞાતિનો સમર્થ હીસ્સો છે, અનેક સમાજસેવકો, સખાવતીઓ તેમજ વિવિધ ક્ષેત્રમાં બાહોશ વ્યક્તિઓ બક્ષીને લોહાણા જ્ઞાતિએ મુંબઈનું ગૌરવ પણ વધાર્યું છે.

## સમસ્ત જ્ઞાતિની દીવાદાંડી

મુંબઈની લોહાણા જ્ઞાતિએ સમસ્ત લોહાણા જ્ઞાતિના ઉજ્વળ જીવન માટે સૌથી અગત્યનો હીસ્સો નોંધાવ્યો છે. મુંબઈની લોહાણા જ્ઞાતિએ સમસ્ત લોહાણા જ્ઞાતિને જાગૃતિનો પ્રથમ સાદ પાડયો, મુંબઈની લોહાણા જ્ઞાતિએ સમસ્ત જ્ઞાતિને શિક્ષણ, સંસ્કારના અમી પાવા અગત્યના પ્રયત્નો કર્યા છે, અને મુંબઈની લોહાણા જ્ઞાતિ સમસ્ત લોહાણા જ્ઞાતિને પ્રેરણાનાં પિયુષ પાઈને 'દીવાદાંડી' સ્વરૂપે આજે જીવન જીવે છે. આવી ગૌરવવંતી જ્ઞાતિના સમગ્રદર્શન સમો આવો ગ્રંથ જરૂરી છે જ, આજે એ જરૂરિયાત પુરી પડે છે.

## મુંબઈની મહાપ્રજા

મુંબઈમાં લોહાણા જ્ઞાતિના ત્રણ વિભાગો છે, કચ્છી, હાલાઈ અને ઘોઘારી, એ ત્રિવેણીએ ખભેખભા મીલાવી સંગઠનથી, સંપથી અને ઐકયતાના બળવાન અવાજથી અનેક ઐતિહાસિક કાર્યો પાર પાડ્યા છે.

કચ્છી વિભાગનાં લગભગ ૨૧૦૦ ઘર ગણાય છે, હાલાઈ વિભાગના ૨૩૦૦ અને ઘોઘારી વિભાગના આઠસો ઘરની ગણતરી છે. આ ૫૨૦૦ ઘરના સરવાળામાં ત્રેવિસથી પચીસ હજારની વસ્તી ગણવામાં આવે છે, આટલી વસ્તી મુંબઈની એક મહાપ્રજા તરીકે ગણાવાને પુરતી છે.

## સંખ્યાબંધ સંસ્થાઓ

મુંબઈનો આપણો ઈતિહાસ પુરૂષાર્થભર્યો અને ગૌરવવંતો છે. મુંબઈમાં આપણી પ્રગતિ વેગવંત રહી છે, મુંબઈને આંગણે જ્ઞાતિસંસ્થાઓ છાત્રાલયોથી માંડી શાળાઓ, નિવાસગૃહો, દવાખાનાઓ, આરોગ્યાલયો, પુસ્તકાલયો અને મંડળો મોટી સંખ્યામાં છે. ટ્રસ્ટ ફંડો તો સેંકડોની સંખ્યામાં લોહાણા જ્ઞાતિના દીલાવર દીલોની મહત્તા ગાતા નોંધાયા છે. એ બધાના ઈતિહાસ અને અવલોકનો આ ગ્રંથમાં રજુ થાય છે.

## મુંબઈના તવારીખ પુરૂષો

ઉપરાંત મુંબઈની શરૂઆતથી મુંબઈ લોહાણા વીરોએ સખાવતીઓ તરીકે, સેવાવીરો તરીકે મુંબઈના ઈતિહાસમાં ઉજ્વળ સ્થાન પ્રાપ્ત કર્યું છે. એ બાહોશ નરવીરોના બની શકયા એટલાં પરિચયો આ ગ્રંથમાં આપવા કમર કસી છે.

તેમજ આપણા વર્તમાન સખાવતીઓ, સેવાવીરો અને પ્રગતિમાનોના આચ્છા પરિચયો ગ્રંથમાં દૃષ્ટિગોચર થશે.

ઉપરાંત આપણી જુદી જુદી પ્રવૃતિઓના ઈતિહાસ, અવલોકનો, મુંબઈના જુદા જુદા ક્ષેત્રમાં આપણી જ્ઞાતિનું સ્થાન વગેરે અવલોકનો તેમજ આપણી જ્ઞાતિના સમસ્યામય સવાલોની ચર્ચાઓનો પણ ગ્રંથમાં સમાવેશ કરવામાં આવ્યો છે.

એકંદર રીતે મુંબઈની સમસ્ત લોહાણા જ્ઞાતિનું સમગ્રદર્શન આ ગ્રંથ રજુ કરે છે.

આ સમગ્રદર્શન જ્ઞાતિની પ્રગતિનું માપ આપી શકે, જ્ઞાતિ ઉન્નતિમાં સહાયભૂત થઈ શકે તો અમારો શ્રમ સફળ થયો લેખાશે......................................................સંપાદક.

# મુંબઈ લોહાણા જ્ઞાતિ ગૌરવ ગ્રંથ

[ સંપાદકઃ રતિલાલ માધવાણી ]



| : સંવત : |
|---|
| ૧૯૯૬ |

## : આરઝુ :

| ઈ. સ. |
|---|
| ૧૯૪૦ |

તવારીખની કીતાબમાં ધગધગતા ખૂન અને ઉછળતાં ખમીરના રંગોએ ખંજર અને કટારીની કલમે પુરૂષાર્થભર્યા પ્રકરણો ચાંપીને લોહાણા કોમની વણઝાર વીસમીસદીની વાટે આવી ઉભી છે!

ચક્ષુઓ સમક્ષ ચિત્રપટના ચિત્રની માફક એના ઈતિહાસના એક એક દ્રશ્યો ચમકી જાય છે, એ યુગ હતો જયારે લોહાણાઓની સત્તાનાં ડંકા દિગંતોમાં વાગતા હતા. એ કાળ હતો જયારે સન્તા અને સમૃધ્ધિ લોહાણા કોમને ચરણે શીર ઝુકાવતી હતી, એ યુગ હતો જયારે લોહાણાઓની તાકાત અને તલવારના ચમકારા ચોમેર ગાજતા હતા. એ જમાનો હતો જયારે લોહાણા કોમનાં એક પ્રતાપી પ્રજા તરીકે પૂજન થતા હતાં

**શૌ**ર્ય, સાહસ, સેવા, સિધ્ધાંત, સ્વમાન, સ્વાધિનતા, ગર્વ, ગૌરવ, ઈન્સાફ; અને આબરૂઈજ્જતના ઘેરા રંગો વચ્ચે લોહાણા કોમના નરવીરોએ મૃત્યુને હથેલીમાં રાખીને જીવન જીવી જાણ્યાં છે.

**આ**જે તો ઈતિહાસના વહેણ પલટી ગયા છે, તેના નૂતન પૃષ્ઠો પર નૂતન રંગોએ તવારીખનો દેહ ઘડાઈ રહ્યો છે. ત્યારે લોહાણા પ્રજાને તેના ભૂતકાળનાં પોપડાં પ્રત્યે દ્રષ્ટિ નાંખવાની અમે આરઝુ ગુઝારીએ છીએ.

**લો**હાણા કોમ આજે પણ એક સમર્થ પ્રજા તરીકેજ શ્વાસ ખેંચી રહી છે. તેની સાબીતી આપવાનો સમય આજે ઉભો થયો છે !

**અ**મે ચાહીએ છીએ કે જ્ઞાતિના આગેવાનો, નેતાઓ અને સેવાવીરો જ્ઞાતિના સુવ્યવસ્થિત જીવન માટે પ્રબળ પુરૂષાર્થનો ધર્મ સત્વર ધારણ કરો !

: સંપાદક :

# ગૌરવ
# ની
# રસધાર



રઘુકુળ ગૌરવ દિપકમાળ
ઝળહળતી જયોતિ ઝાકઝમાળ
ગૌ બ્રાહ્મણને દુઃખ દેનારો
રાવણ પાપી પહાળ
વિશ્વતણાં સંકટ વીદાર્યા
રામે લઈ અવતાર—રઘુકુળ-

સૂર્યવંશ અમૃત વેલીના
અવની પર ઉપકાર
પરદુઃખ ભંજન વીર વિક્રમશા
રઘુકુળનાં સૌ બાળ—રઘુકુળ-

યશ જયોતિ જગમાં પ્રગટાવી
ગૌ બ્રાહ્મણ પ્રતિપાળ
જસરાજે ગૌં રક્ષણ કરવા
લગ્ન તજયાં તત્કાળ—રઘુકુળ-

રઘુવંશીઓ વિશ્વ સકળમાં
પામ્યા પૂર્ણ પ્રચાર
રઘુકુળ દિપક ઝળકો જગમાં
પામો યશ જયજયકાર—રઘુકુળ-

રઘુકુળ યશ જયોતિ ઝળહળતી
તેજ તણો અંબાર
અમર રહો-એ અમર-જયોતિ
ગૌરવની રસધાર—રઘુકુળ-

પ્રેમજી વાલજી પંચમતિયા



# સંપાદક.......નું.......કથન



અનેક અખબારોના સંપાદન પછી આ ઐતિહાસિક ગ્રંથ સંપાદન કરવાનું સદ્દભાગ્ય મને સાંપડયું છે.

જે જ્ઞાતિની અખબારી આલમને ખોળે આજ સુધીમાં અનેક અવનવા અનુભવો લીધા છે, જ્ઞાતિ-સુવ્યવસ્થાની આશા હૈયે ધરીને જે દુનિયામાં સદાય મસ્તી અનુભવી છે. અનેક આફ્ત, આશાનિરાશા, પીડા વેદના અને વલોપાત વટાવીને યથાશકય જ્ઞાતિસેવા બજાવવાના મનોરથ સદાય હૈયે રાખ્યા છે, તે જ્ઞાતિના મુંબઇ વિભાગની યશગાથા સમા આ ગ્રંથને જગત્‌ના ચોકમાં મૂકતાં મને આજે અધિક આનંદ થાય છે.

આ સર્જનથી પુણ્યપવિત્ર ગૌરવવંતી જ્ઞાતિનું એક નમ્ર પત્રકાર તરીકેનું ઋણ હું કંઇક અંશે ફેડી રહ્યો છું એમ મને લાગી રહ્યું છે, અને તેથી મારી જાતને હું મહાભાગ્યશાળી સમજું છું અને કૃતજ્ઞતા અનુભવી રહ્યો છું.

આવું કંઇક ઉપયોગી સર્જન કરવાના મનોરથો તો હું વર્ષોથી ઘોળતો હતો; પરંતુ સંજોગો યારી આપતા ન્હોતા. આજે વર્ષો જૂની મહેચ્છા પાર પડતી જોઇ મારૂં હૈયું ગજગજ ઉછળે છે.

જોકે આ ગ્રંથ મુંબઈ પુરતો જ છે. છતાંય સમસ્ત લોહાણા જ્ઞાતિના હૃદય સમી મુંબઇની લોહાણા જ્ઞાતિના પરિચય ગ્રંથ સમાન હોવાને કારણે સમસ્ત જ્ઞાતિને અતિ ઉપયોગી થઇ પડવા સંભવ છે.

મુંબઈના જાણીતા સેવાભાવી કાર્યકર શ્રી. મગનલાલ ભગવાનજી ડ્રેસવાળાએ 'લોહાણા વર્તમાન'ના પ્રકાશક ભાઈ દામોદરદાસને મદદ કરવા ખાતર આવો એકાદ ખાસ અંક પ્રસિદ્ધ કરવાની યોજના કરી આપી. પછી તે ગ્રંથના સ્વરૂપમાં પરિણમી.

પરંતુ તેનું સંપાદન કોને સોંપવું એ સવાલ હતો. મને પ્રથમ કહેવામાં આવ્યું હતું. પરંતુ હું બીજી ઘણી જવાબદારીઓ લઇને બેઠો છું. એટલે આવું જવાબદારીભર્યું કાર્ય એકદમ ઉપાડી લેવાની મારી તૈયારી ન્હોતી, છતાં જેમને હું વર્ષોથી ચાહું છું, એવા શ્રી. મગનલાલ ડ્રેસવાળાના અતિ પ્રેમભર્યા દબાણને કારણે આ કાર્ય મેં હાથ ધર્યું.

મારી જવાબદારીનું મને ભાન હતું, મારી જોખમદારીનો મને ખ્યાલ હતો, મારા સંયોગો અને મુસીબતો પણ હું સમજતો હતો. મારી સમયમર્યાદા પણ મારે સમજવાની હતી, છતાં ઉત્સાહભર્યા 'ને આશાભર્યા હૃદયે મેં મારૂં ચિત તેમાં ચોડી દીધું.

ઘરેડ ચાલું થઈ, માહીતીઓ, હકીકતો, રીપોર્ટો, ચોપડાઓ, ફાઈલોના ઢગલા ટેબલ પર થવા લાગ્યા. હું તેમાં ઉંડો ઉતરવા માંડયો. દીલ અને દીમાગ પરોવી આ પ્રવૃતિમાં મેં મારી શકિત રેડી દીધી. એક બાજુ લખતો જાઉં, બીજી બાજુ પ્રૂફો વાંચતો જાઉં, ત્રીજી બાજુ પૃષ્ઠોની ગોઠવણી કરતો જાઉં, એમ ત્રિવિધ ભાર ઉપાડતાં માત્ર એકલે હાથે આખાય ગ્રંથનું સંપાદન એકડે એકથી માંડીને કરવું પડયું છે. મહીનાઓની પોણી પોણી રાતોના ઉજાગરા, દોડાદોડી અને ધમાધમીમાં બીજી અનેક જવાબદારીઓ ઉઠાવતા ઉઠાવતા આ ગ્રંથનું સર્જન થયું છે, આવા સંજોગોમાં અનેક ત્રુટીઓ રહેવાનો સંભવ છે. અને તે મારા ખ્યાલ બહાર નથી. પરંતુ એ બધું ક્ષમ્યજ ગણાશે, એમ આશા રાખી રહ્યો છું.

કોઇ મહાન ગ્રંથકાર ગણાવાની મારી ઇચ્છા નથી, કોઇ મહાન સાહિત્યકાર હોવાનો મારો દાવો નથી, માત્ર બાવીસ વર્ષની ઉંમરના એક યુવાન હૃદયનું આ ભાવનાભર્યું સર્જન છે. એ લક્ષ્યમાં લેવાય તોયે બસ છે.

ગ્રંથની છુટી છવાઈ માહીતીઓ ભાઇ દામોદરદાસે એકઠી કરી આપી છે. એ મેળવવામાં ભારે કષ્ઠ પડયું છે. અને એમાં આપણી જ્ઞાતિની સાહિત્ય પ્રત્યેની ઉપેક્ષાવૃતિ સ્પષ્ટ તરી આવી છે. આવી પરીસ્થિતિમાં માહીતીઓ બની શકી તેટલી મેળવી છે. અને એ પ્રમાણે તેનું ઘડતર થયું છે, આખાય ગ્રંથમાં કોઈપણ જાતના કક્ષાભેદનો વિચાર પણ નથી કર્યો. માત્ર ગોઠવણીની કલાને જ અનુક્રમણિકા જવાબદાર રહી છે. કેટલીક સંસ્થાઓ, કેટલાક ટ્રસ્ટો અને ઘણી વ્યકિતઓની માહિતીઓ આ ગ્રંથમાં લઇ શકાઈ નથી, એ ખૂબ ખૂંચે છે, પણ એમાં કોને દોષ દેવો ?

આત્મશ્લાઘાનો અપરાધ વ્હોરવાની ઇચ્છા નથી, છતાંય કહ્યા વિના ચાલતું નથી કે લોહાણા સાહિત્યસૃષ્ટિના ઈતિહાસમાં આવું સર્જન કદી નોંધાયું જાણ્યું નથી. ગ્રંથો તો અનેક પ્રકટે છે, પણ મારે તો કંઇક નવુંજ કરી બતાવવાના કોડ હતા, કંઈક નવીજ દીશા ઉઘાડવાના મનોરથ હતા, કંઇક નવીજ દ્રષ્ટિ આપવાની ખેવના હતી, કંઈ કંઈ મનોરથો મારે હૃદયે સદાય ગુંજતા રહ્યા છે એ મનોરથોને પચાસ ટકા પણ હું આ ગ્રંથમાં સફળ બનાવી શકયો નથી.

કેમ કે મહાસંગ્રામે કાગળ અને શાહીના બજારમાં પણ આગ પ્રગટાવી દીધી છે. આ ગ્રંથનું આજનું દર્શન પણ અતિ આકરૂં પડયું છે.

બાકી મને સુંદર ગોઠવણીનો નાદ વર્ષોથી લાગ્યો છે, બીબાં અને બોર્ડરોની અટપટી ગોઠવણી પર રંગબેરંગી શાહીના છાંટણા છાંટવાનો મારો શોખ સદાય ઉત્કટ રહ્યો છે.

પરંતુ સગવડ અને સાધનની સીડીઓ પ્રાપ્ત થઇ નથી. સગવડ સાધનવિહોણો આ પ્રયાસ કેટલો સફળ થયો છે, એ હું કેમ કહી શકું ? આપણે ત્યાં હજુ મુદ્રણાલયો આ રીતે કામ કરતા શિખ્યા નથી અને મુદ્રણમાં કલાની રંગત આણવાની કોઇને ખેવના નથી. આપણા પત્રકારિત્વમાં ગોઠવણીની કીંમત હજુ અંકાઇજ નથી.

આ ઉપરાંત વિવિધ પ્રકારની અવનવી યોજનાથી આ ગ્રંથને હજુ પણ આકર્ષક અને ઉપયોગી બનાવવાના મારા મનોરથો અનેક કારણોને અંગે તૂટી પડયા છે. મારી એક ખાસ ઇચ્છા હતી કે આ ગ્રંથમાં લોહાણા જ્ઞાતિના જાણીતા નેતાઓ, અભ્યાસી લેખકો અને કાર્યકરો પાસે જુદા જુદા વિષય પર લેખો લખાવવા, તેમાં હું ઠીક અંશે સફળ થયો છું. મારા એ મુરબ્બીઓ અને મિત્રોએ મારા આગ્રહને કારણે જે શ્રમ ઉઠાવ્યો છે તે માટે હું તેમનો ઋણી રહીશ. અને સંદેશા પાઠવનારા મુરબ્બીઓનો આભાર પણ ન માની લઉં ?

બીજું શું કહું ? કહેવાનું તો ઠેર ઠેર કહી નાખ્યું છે, એટલે વધુ કહેવાનું તો રહેતું જ નથી. ગ્રંથની સામગ્રીઓને અંગે સૌથી વિશેષ સહકાર આપનારા મુ. કલ્યાણજી કહાનજી માસ્તરની લાગણી માટે તેમનો હું આભારી છું.

મારી સ્વપ્નસૃષ્ટિની અદ્રશ્ય રેખાઓને પરસેવાના પાણી પાઈ દેહ અર્પનારા આનંદ સાગર પ્રિન્ટીંગ વર્કસ અને વૈશ્વાનર પ્રિન્ટીંગ પ્રેસના કામદાર બિરાદરોનો હું આભારી રહીશ. અને બન્ને પ્રેસના કર્ણધારો શ્રી. જાદવજી પી. ઠકકર તેમજ શ્રી. વનમાળીદાસની ભાવભરી લાગણી વીસરી શકાય એવી નથી.

મારા પ્રત્યે લાગણી બતાવી કંઇપણ ભાડા વગર બ્લોકો આપવા માટે 'હિન્દુસ્તાન કાર્યાલય," 'એ ઘડી મોજ' કાર્યાલયવાળા શ્રી. શ્યામજી વાઘજી ઠક્કુર, 'પ્રવાસી'ના તંત્રી શ્રી. રવિશંકર મહેતા, 'ગુજરાતી' કાર્યાલય તેમજ 'મુંબઇના મહાશયો'ના લેખક શ્રી. વલ્લભજી સુંદરજી કવિનો ખાસ આભાર માનવો ઘટે. તેમજ ગ્રંથની અપીલો પ્રગટ કરવા માટે 'જન્મભૂમિ'ના તંત્રી શ્રી. સામળદાસ ગાંધીનો આભાર ન માનું તો નગુણોજ ગણાઉં. આ ઉપરાંત અનેક ઓળખીતા અને અજાણ્યા મિત્રો ગ્રંથના પ્રકાશનમાં સહાયરૂપ બન્યા હશે. તેમની આભાર નોંધ તો મારે ખાસ લેવી જોઇએ.

ખાસ કરીને આ આખા ગ્રંથનો યશ શ્રી. મગનલાલ ભગવાનજી ડ્રેસવાળાના ફાળે જાય છે. કેમકે તેના સર્જન અંગે તેમણે કીંમતી શ્રમ લીધો છે,

મારૂં તો આ પ્રિય બાળક છે, તેની પાછળ મેં તો લોહીનો પરસેવો પાડયો છે. સદાય કંઈ કંઇ કરી બતાવવાના મારા કોડે તેના દેહનું સર્જન થયું છે, એનું ભાવી કેવું લખાયલું હશે, એ હું જાણતો નથી, હું સદા સાહસમાં અને ઝીંદાદીલીમાં માનું છું. મારા હૃદયમાં સદાય એ શબ્દો ગુંજે છે. કે:

' વીરાટ આ વિશ્વની વાટ છે લાંબી,
દોડજે આગે-આગે-ભોમીયો તારો ભગવાન છે'

રતિલાલ માધવાણી

# પ્રગતિ-પંથે

: લેખક :

**શ્રી. જમનાદાસ નારાયણજી અઢીયા.**

૧

આરુઢ ઉન્નતિ-માર્ગ પર થઈને પ્રગતિ જન જ્યાં કરે,
શું સૂર્યવંશી-વીર-તનયો જોઈ ત્યાં ઉભા રહે ?
સંભવ નહિઃ શોણિત અહો જ્યાં નસે નસે ઉન્હાં વહે,
ત્યાં ધીર લોહાણા તણાં પગલાં સદા આગળ પડે.

૨

સ પ્રે મ ના, સ જ્ઞા ન ના, સદ્‌ભાવના પંકજ ખિલે,
પારસ્પરિક ત્યજી ભેદ, ઇર્ષ્યા, ભાંડુ સહુ ભેળાં મળે;
આદર્શ એકજ ઐક્ય ધારી- સાધના તેની કરે,
વ્રત જ્ઞાતિ-સેવાના અમોલાં પાળતા પ્રેમે હિસે.

૩

નિજ ધમનું ચિંતન કરે, શુભ કર્મશી વૃત્તિ રહે,
દેખાય અવસર બન્ધુ હિતનો -હર્ષથી ત્યાં પરવરે;
લાગે લગન તો જ્ઞાતિહિતની -જે ઉરે લાગી રહે,
એવા સુદીપક—જ્ઞાતિના અમ મધ્ય આજે તરવરે.

૪

નિત નિત નવિન ચલ્ને સદા ઉત્કર્ષ આરાધન કરે,
નીજ જાતિહિતને કારણે તન ધન બધું ચરણે ધરે;
સેવા તણા અભિલાષ જ્યાં સ્ફુરતા ઉરે ઉલ્લાસથી,
ત્યાં જ્ઞાતિજીવન સંપદા -સીદ્ધિ સંદોહિત રાચતી.
એવા પુરૂષ પૌરુષ ભર્યાં ને સ્રીત્વ ભાવે ભભકતી-
શી ય ળ વં તી વી રાં ગ ના જાતી કરે ચેતનવંતી-
મંગલ સુલભ સદ્‌ભાવના આ મૂર્તિ રુપે જ્યાં દીસે
એવી સજીવ જ્ઞાતિ તણી ઉતરે પ્રભા પ્રભુ અમ વીસે








## જ્ઞાતિરત્નોનાં પ્રેરણાભર્યાં
## આશિર્વચનો

## જ્ઞાતિ ગૌરવને વધારવા

## પરિષદ્ પ્રવૃત્તિ હાથ ધરો !

• • •

'લોહાણા ગૌરવ ગ્રંથ'ને માટે કાંઇક સન્દેશો આપવાની ભાઇ રતિલાલ માધવાણીની આગ્રહભરી માગણીને આધીન થઇને આ ટુંકો લેખ લખવાને પ્રેરાયો છું. યુવાન લેખકને ઘટિત ઉત્તેજન મળે, અને સાથે સાથે જ્ઞાતિ સમસ્તના સામુદાયિક હિતના કાર્યક્ષેત્રમાં કાંઇક અંશે સહાયરૂપ થાય, આ બે ઉદ્દેશો લક્ષમાં રાખ્યા છે.

ગૌરવ ગ્રંથનો થોડો ઘણો ભાગ ભાઈ રતિલાલે મને બતાવ્યો છે. લોહાણા જ્ઞાતિની સંસ્થાઓ, મંડળો, ટ્રસ્ટ ખાતાંઓ નિવાસગૃહો, આરોગ્ય ભુવનો, ઔષધાલયો, બાળાશ્રમો, અનાથાશ્રમો વિગેરેની સંક્ષેપમાં એમણે અચ્છી માહેતી આપી છે. ઉપરાંત કેટલાએક સંભાવિત ગૃહસ્થોના જીવનચરિત્રોનું પણ આછું દિગ્દર્શન કરાવ્યું છે. આ પ્રકારની સઘળી સામગ્રી એક સાથે પુસ્તકાકારે પ્રસિદ્ધિમાં મુકવાની ભાઇ રતિલાલની પ્રવૃત્તિ વધાવી લેવા જેવી છે. લોહાણા જનતાને આવું એકીકરણ અનેક રીતે ઉપયોગી થઇ પડશે, એમાં શંકા નથી.

જ્ઞાતિનું ગુણગણાન્વિત ગૌરવ, જ્ઞાતિનો મહત્વાનુલક્ષી મોભ્ભો, જ્ઞાતિનો પ્રેમમય પ્રભાવ, જ્ઞાતિનું સર્વમાન્ય સૌજન્ય, જ્ઞાતિની સુવ્યવસ્થિત સુશિલતા જ્ઞાતિની સર્વદેશિય

સંપત્તિ આ સઘળી શ્રેય; સાધક વસ્તુઓ યથાસ્થિત સાંગોપાંગ સાચવી રાખવાનો, તેમજ એ સર્વમાં સમયોચિત પ્રગતિ સાધવાનો સીધો સાદો સરળ અને સુગમ માર્ગ એકજ છે; અને તે એ કે પરસ્પરના સઘળા મતભેદો, (પછી તે ન્હાના હોય કે મોટા હોય,) એ સઘળાને સર્વાંશે તિલાંજલિ આપવી, મમત્વ અને મતવૈષમ્યના મોહને સમાનતા અને સહિષ્ણુતાની વેદીમાં હોમી દેવો, અને શકય હોય તેટલા સઘળા ઉપાયોની યોજના કરીને સાર્વત્રિક તથા નિઃસંકોચ એકતા સાધવાની પ્રવૃત્તિ વિના વિલંબે સ્વીકારવી.

ઉપરોકત એકતા સાધવાનું મોટામાં મોટું અને બળવાનમાં બળવાન સાધન આપણી **મહાપરિષદ** છે. માટે પરિષદનો પુનરૂદ્ધાર કરવાની પ્રવૃત્તિ, નિઃસ્પૃહ અંતઃકરણથી, વિશુદ્ધ ભાવથી, અને પૂજ્ય બુદ્ધિથી તત્કાળ હાથમાં લેવી, અને મહત્વપૂર્ણ કાર્ય સાધવામાં, પોતાના ધનનો, અધિકારનો, બુદ્ધિનો, ચાતુર્યનો, લાગવગનો તથા બીજી હરેક પ્રકારની શકિતનો અસંકુચિત તથા સપ્રેમ ફાળો આપવો, એ પ્રત્યેક લોહાણા ભાઇ બ્હેનનું સૌથી અવશ્યનું અને પવિત્ર કર્તવ્ય છે.

દુર્ભાગ્યવશાત કદાચ કોઇ સંજોગોની પરિસ્થિતિનાં જડ એટલાં બધાં ઉંડાણમાં ઉતરેલાં અગર ગુંચવાઇ ગએલાં હોય, કે જેને લીધે અમુક પક્ષાપક્ષીનો, ભેદાભેદનો અગર ભાગ વિભાગનો સંતોષકારક ઉકેલ અગર ઉચ્છેદ તાત્કાલિક થવો શકય ન દેખાય, તોપણ એવા પ્રકારની કોઈપણ બાબતનો પ્રશ્ન પરિષદને અંગે ઉત્પન્ન થઇ શકતોજ નથી, તથા પરિષદના અધિવેશનની આડે આવી શકતો નથી. (જુઓ બંધારણની કલમ ૩ધ). પરિષદ માતાનો સઘળા વિભાગના સઘળા પક્ષના અને સઘળા પંથના લોહાણા ભાઇ બ્હેનો માટે પક્ષપાત રહીત અને સમાન દ્રષ્ટિવાળી છે. અને એટલા માટે સર્વના સમાન પૂજ્યભાવને પાત્ર છે. ગમે તેટલા ભાગ, વિભાગો, પક્ષાંતરો અગર મતાંતરો હોય, તો તે સઘળાને એમને એમ વણછેડયા રહેવા દઇને પણ મુંબઈમાં વસતા સમગ્ર લોહાણા ભાઇ બ્હેનોની જાહેર સભા ભરીને તેમાં પરિષદ પોતાનું આમંત્રણ કરવાની તેમજ સ્વાગત કમિટી નીમવા વિગેરેની સઘળી આવશ્યક કાર્યવાહી કરી શકાય છે.

મુંબઇ નગરીમાં વસતા સમસ્ત લોહાણા ભાઇ-બ્હેનોના ધ્યાન ઉપર લાવવાનો બીજી પણ મુદ્દાની એક વાત છે: કચ્છ માંડવી ખાતે ભરાયેલી પંચમ પરિષદની ખુલ્લી બેઠકમાં છઠું અધિવેશન મુંબઇમાં ભરવાનું આપણા તરફથી આમંત્રણ આપવામાં આવ્યું હતું. આપણું આપણાપણું આપણે જો જાળવી રાખવું હોય તો આપણાથી આ વાતના અખાડા કરી શકતા નથી.

પરિષદના ઉત્કૃષ્ટ ઉદ્દેશો તથા આદર્શોને સંબંધે, તેના અપૂર્વ દિર્ઘદ્રષ્ટિ તથા કુશળતા પૂર્વક યોજાયલા કાર્યક્ષેત્રને સંબંધે, અથવા તેની થએલી અને થનારી સર્વમાન્ય સફળતાને સબંધે, કોઇ વ્યક્તિ વિશેષના મનના ઉંડાણમાં એકાદ ખુણે ખાંચરે કિંચિત્માત્ર પણ શંકા હજી ભરાઇ રહેવા પામી હોય તો (૧) બંધારણની લાગુ પડતી કલમો (૨) સને ૧૯૧૦ માં ભરાએલી પ્રથમ પરિષદના પ્રમુખના ભાષણમાંના ૧૦ થી ૨૧ સુધીના પેરેગ્રાફો, તેમજ (૩) તા. ૧૦-૬-૨૯ ના લોહાણા હિતેચ્છુના અંકના ૫૮૧ થી ૫૮૪ મા પાનાઓ ઉપર પ્રસિદ્ધ થએલી પ્રશ્નોત્તરીમાંથી નંબર ૧ થી ૧૦ સુધીના ઉત્તરો, ફરીથી ધ્યાનપૂર્વક વાંચી જવાની કૃપા કરવી.

શાન્તાક્રુઝ,
તા. ૩૦-૧-૪૦

મોરારજી આણંદજી તન્ના.

## લોહાણા જ્ઞાતિના આજના બે યુગપુરૂષો



શેઠશ્રી વીરજી પેરાજ.



શ્રી. મોરારજી આ. તન્ના.

## મુંબઈવાસી લોહાણા સચિવો



○ રાવબહાદુર ○
હરજીવનદાસ ભવાનભાઇ કોટક.
દીવાન સાહેબ જંજીરા સ્ટેટ.



શ્રી. જયકૃષ્ણ ના. વર્મા.
દીવાન સાહેબ લુણાવાડા સ્ટેટ.

## •રાવબહાદુર કોટકસાહેબ•

### સંપૂર્ણ સફળતા ઇચ્છે છે!

સંદેશ આપવા કરતાં વિજ્ઞપ્તિ કરવાનો મારો અધિકાર વિશેષ હોઇ આ સાથે વિજ્ઞપ્તિ લખી મોકલું છું. તમારા સાહસને સંપૂર્ણ ફતેહ ઇચ્છું છું.

હરજીવનદાસ ભવાનભાઈ કોટક.

### ○ આવું સાહિત્ય જ્ઞાતિની પ્રગતિ માપવાની પારાશીશી છે. ○

મુંબઇની આપણી જ્ઞાતિના સર્વ સંગ્રહ રુપે 'મુંબઇ લોહાણા જ્ઞાતિ ગૌરવ ગ્રંથ' ભાઇ રતિલાલ માધવાણી સંપાદન કરે છે, એ જાણી મને ખૂબજ આનંદ થાય છે. કેમકે મેં તો હંમેશાં આવી પ્રવૃત્તિઓમાં રસ ધરાવ્યો છે.

આવું સાહિત્ય જ્ઞાતિની પ્રગતિ માપનાર પારાશીશી છે, જ્ઞાતિની ઉન્નતિનું માપ એમાંથી દ્રષ્ટિગોચર થઈ શકે છે, એટલે આવો અભ્યાસમય ગ્રંથ આટલી નાની ઉંમરે તૈયાર કરવા માટે સંપાદકને ખરેખર ધન્યવાદ ઘટે છે,

'ગૌરવ ગ્રંથ'ને સર્વ પ્રકારે સંપૂર્ણ સફળતા ઇચ્છું છું,

શુરજી વલ્લભદાસ.

### મુંબઈના લોહાણા જાહેરજીવનની ઉંઘ ઉડાડવાનો આદેશ!

પ્રિય ભાઇશ્રી,

'મુંબઇ લોહાણા જ્ઞાતિ ગૌરવ ગ્રંથ' પ્રકટ થનાર છે, અને તેનું સંપાદન આપ કરનાર છો, તે માટે મારાં અભિનંદન.

મુંબઇની લોહાણા જ્ઞાતિ પરત્વે મને એક બાબત ખાસ દુઃખ થાય છે. લગભગ ૫-૬ વર્ષ પહેલાં જ્ઞાતિમાં જે જાહેર જીવન હતું, તે અત્યારે અદ્રશ્ય થયું જણાય છે. આપણા અનેક મંડળો વિવિધ પ્રકારની પ્રવૃત્તિથી જીવંત હતા, અને એ પ્રવૃત્તિઓને પરિણામે પરસ્પર મળવાના, સંપ અને સહકાર સાધી જ્ઞાતિ ઉન્નતિ માટે પ્રયત્ન કરવાના અનેક પ્રસંગો મળતા. ભૂતકાળનું એ જીવન ફરીથી જોવા હું ઇંતિજાર છું અને આશા રાખું છું કે જ્ઞાતિનો યુવાનવર્ગ એ માટે સફળ પ્રયત્નો કરી, પોતાની ફરજ અદા કરશે.

જયકૃષ્ણ નાગરદાસ વર્માના
જય રઘુવીર.

# મુંબઈના આજના ગૌરવમાં લોહાણાઓનો મોટો હિસ્સો છે !

સાક્ષરશ્રી રાયચુરાનો પ્રેરક સંદેશો

ભાઇશ્રી,

'મુંબઈ લોહાણા જ્ઞાતિ ગૌરવ ગ્રંથ'નું સંપાદન કાર્ય તમે કરવાના છો. એ જાણી રાજી થયો છું. તમારા ગ્રંથને હું સર્વ પ્રકારે સફળતા ઇચ્છું છું.

મુંબઈનું આજનું જે ગૌરવ છે, તેમાં કચ્છ, કાઠીયાવાડ અને ગુજરાતના લોહાણાઓનો મોટો હિસ્સો છે. મુબઇના દરેક વ્યાપારી ક્ષેત્રમાં લોહાણાઓએ સાહસ, ખંત અને બુદ્ધિચાતુર્યથી ગૌરવભર્યું સ્થાન પ્રાપ્ત કર્યું છે. ન્હાનામાં ન્હાના કાર્યથી માંડી મોટામાં મોટા વ્યાપારી ક્ષેત્રમાં લોહાણો ઘુમી શકે છે અને ગૌરવભર્યું સ્થાન પ્રાપ્ત કરી શકે છે, એ લોહાણા જ્ઞાતિની એક વિશિષ્ટતા છે.

ગોકુળદાસ દ્વારકાદાસ રાયચુરા
તંત્રી 'શારદા'

## શ્રી. બાવચંદ માવજી વડેરા................

## સ્વપ્નની સંગાથે :

ભાઈશ્રી માધવાણી,

મુંબઇની આપણી જ્ઞાતિના સમગ્રદર્શન સમો એક ગ્રંથ તમે સંપાદન કરવાના છો, તે જાણી મને આનંદ થાય છે.

લોહાણા પત્રકારિત્વમાં તમે ત્હમારી સચોટ લેખન પદ્ધતિ અને આજન્મ પત્રકારને સહજસિદ્ધ એવી પ્રચારકલાથી જે છાપ પાડી છે. તે હજુ ઘણાના મન આગળ કાયમજ છે. વ્યક્તિનાં પરિવર્તનશીલ મન આગળથી એ છાપ ભુંસાય તો નહિ પણ અદ્રશ્ય થાય, છતાંય સમાજજીવનની તવારીખમાં એનું સ્થાન કાયમજ છે.

મ્હેં તો હંમેશા ત્હમારી પાસેથી માગી લીધું છે કે ઉચ્ચ પ્રકારના પત્રકારિત્વથી સામાન્ય રીતે અપરીચિત એવી આપણી કોમમાં એક સુંદર પત્રની સ્થાપના કરવાનેજ ત્હમારા જીવનનું લક્ષ્ય બનાવો. સંજોગો એ પ્રમાણે કરવાની ત્હમને આજે અનુકુળતા

# જ્ઞાતિનું ગૌરવ વધારવું એ દરેક જ્ઞાતિજનની પવિત્ર ફરજ છે !

**શ્રી. જદુરાય ખંધડીયાનો સંદેશ**

'જ્ઞાતિ ગૌરવ'તો જેટલું થાય તેટલું ઓછું. જ્ઞાતિનું ગૌરવ કરવા માટે એકલા જાહેર પુરૂષો કે પત્રોનોજ ધર્મ છે એમ નથી. દરેક લોહાણા બંધુ કે બ્હેન આ જગતમાં જ્ઞાતિના પ્રતિનિધિ રૂપે છે. અને પોતાના ચારિત્ર્ય અને જીવન દ્વારા જ્ઞાતિનું ગૌરવ વધારતા જવું તે દરેકની ફરજ છે, એ માટે રઘુવંશીને ઉચિત જીવન હોવું જોઈએ. એવું ઉચ્ચ જીવન ઘડવામાં બળ જા દૃષ્ટાંતો ભેગાં કરી, જ્ઞાતિ રક્ષણ રજુ કરવા તે પત્રકારોનો ધર્મ છે. એ ધર્માનુસાર ભાઈશ્રી માધવાણી 'ગૌરવ ગ્રંથ' દ્વારા જ્ઞાતિનું ગૌરવ વધારવા માટે જે પ્રયત્ન કરી રહ્યા છે, તે પ્રસંશનિય છે. એટલુંજ નહિ પણ તે ગૌરવ કરનારો છે. તેમના પ્રયત્નને યશ ઇચ્છું છું, અને આશા રાખું છું કે એ ખાસ પ્રયત્ન હમેશનો પ્રયત્ન બની રહે.

જ્ઞાતિ સેવક,

જદુરાય ડી. ખધડીયાના

જય રઘુવીર.

## ........બી. એ. એલ. એલ. બી. સ્નેહાંજલિ અર્પે છે !

નહિ આપતા હોય, તો આવતી કાલે આપશે. ખરૂં સામર્થ્ય સંજોગોને અમુક અંશે પલટાવવાની શક્તિ પણ ધરાવે છે. ત્હમારા ભાવિ જીવન સંબંધેનું મારૂં એ સ્વપ્ન ગમે તે વખતે સિધ્ધ થાય; પરંતુ આજે એ સિદ્ધિને માર્ગે તમે આ ગ્રંથ પ્રસિદ્ધિથી એકાદ ડગલું આગળ વધશોજ, એમ મારી ચોક્કસ ખાત્રી છે.

એકવાર મ્હેં ત્હમારા વિષે આવાજ અર્થનું કાંઇક લખ્યું હતું કે કોઇપણ પત્રનાં પાનાં તમારા હાથનો સ્પર્શ થતાં જીવનથી, શક્તિથી, કલ્પનાથી સળવળી રહે છે, એ વાકય આજેય ફરી યાદ કરી અટકું છું.

બાવચંદ માવજી વડેરા

બી. એ. એલ. એલ. બી.



# મુંબઇની.....જ્ઞાતિપ્રવૃતિ

## એક આછું
### ○ અવલોકન ○

જ્યારે મુંબઈને તેનું આજનું સ્વરૂપ ન્હોતું સાંપડ્યું, તેના આજના દેહનું ઘડતર ન્હોતું થયું, બાળક શા મુંબઈના ડંકા ત્યારે દીગંતોમાં ન્હોતા વાગતા, અને આજની મહત્તા અને રુઆબ તેમજ 'આબરૂ ઇજ્જત' ન્હોતી પ્રાપ્ત થઈ, એ અંધારઘેરા કાળમાં સાગરના ઉછળતાં મોજાંઓ પર સ્વાર થઇને કચ્છ, કાઠિઆવાડથી કેટલાક લોહાણા કુટુંબો મુંબઇ આવી વસ્યા હતા અને તેમણે પુરૂષાર્થથી, સાહસિકતાથી, હીંમતથી, બુદ્ધિચાતુર્યથી મુંબઇના જીવનમાં ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કર્યું હતું.

એ કાળમાં મુંબઈ પર પોર્ટુગીઝોનાં શાસન ચાલતા હતાં.

લોહાણા પ્રજાનો સાહસિક સ્વભાવ સુપ્રસિદ્ધ છે, તે દૂર દૂરના દેશાવરોમાં જઇને પોતાની દુનિયા વસાવતી આવી છે, આલમના અંધારામાં અંધારે ખુણે, ઘોરમાં ઘોર જગ્યાએ તેણે વસાહતોની સ્થાપના કરી છે, તવારીખ સ્પષ્ટ કહે છે કે લોહાણાઓનાં વહાણો અનંત સાગરને નાકે નાકે ઘૂમતા હતા, તેમની પોઠો પૃથ્વીના પોપડે પોપડા ઉખેળતી હતી, એજ રીતે તેમને મુંબઈ મળી ગયું હશે!

## જોખમી સોદો!

એ સમયમાં મુંબઇનો વસવાટ જરાય સોંઘો ન્હોતો, એ કાળમાં મુંબઈ આવવું માથાભારે માનવીઓનું સાહસ હતું, અને એ કાળમાં મુંબઈમાં વસીને વ્યાપાર કરવો એ ભારે હીંમત, જોખમ અને શૌર્યનો સોદો હતો! કંઇક ઉંડા ને ઘેરા, કંઇક તોફાની ને વિકાળ એવા સાગરના વિવિધ ટુકડાઓ વટાવીને લોહાણાઓના વહાણો સુરતને સાગરકાંઠે નાંગરતા અને ત્યાંથી તેઓ ગાડામાર્ગે મુંબઈ આવવાનું પ્રયાણ કરતા. મુંબઈમાં ત્યારે કોઈ કાયદાકાનુનોની સત્તા ન્હોતી, મુંબઈમાં ત્યારે કોઈ સત્તાનું એકચક્રી રાજ્ય ચાલતું ન્હોતું, મુંબઈમાં ત્યારે ન્યાય, નીતિનું નામ–નિશાન ન્હોતું, એ કાળમાં મુંબઈમાં વસવાટ કરવો એ આગ સાથે ખેલ ખેલવા જેવું હતું, એ કાળમાં મુંબઈમાં માથું મૂકીને વસાતું અને તલ્વારની ધાર પર જીવન ટીંગાયલું રહેતું

## પ્રથમ પગરણ

એ કાળમાં થોડા કુટુંબોજ મુંબઇમાં વસતા હતા, પછી તો જેમ જેમ મુંબઇ વ્યવસ્થિત બનવા માંડ્યું, તેના ડંકા દીગંતોમાં વાગવા માંડયા, તેમ તેમ તેનો મોહ માનવસમુદાયમાં જાગવા માંડયો. અને કચ્છ, કાઠિઆવાડથી મોટા પ્રમાણમાં લોહાણા પ્રજા મુંબઈ ભણી ઢળવા લાગી.

અને મુંબઈમાં પણ સામુદાયિક જીવનની શરૂઆત થઇ, મહાજનો બંધાયા, મહાજનવાડીઓનાં સર્જન થયાં, અને નવો સંસારજ જાણે મુંબઇમાં મંડાઇ ગયો, મુંબઈના વ્યાપારમાં લોહાણા પ્રજાનું અગત્યનું સ્થાન હતું. ધીમે ધીમે મુંબઇના વાતાવરણમાં લોહાણાઓ ધૂસી ગયા, એક અગત્યની જ્ઞાતિ તરીકે તેનું સ્થાન રૂઢ થયું.

## મહાજનોની સ્થાપના

કચ્છથી આવેલી લોહાણા જ્ઞાતિનું 'કચ્છી લોહાણા મહાજન' સ્થપાયું, કાઠિઆવાડના હાલારના પ્રાંતોમાં વસતા જ્ઞાતિબંધુઓનું હાલાઇ લોહાણા મહાજન અસ્તિત્વમાં આવ્યું, અને ઘોઘાની આજુબાજુના પ્રદેશમાં વસતા લોહાણા બંધુઓએ 'ઘોઘારી લોહાણા મહાજન'ને જન્મ આપ્યો. આમ મુંબઈમાં વિભાગવાર મહાજનો સ્થપાયાં, અને તેમની પ્રવૃતિઓ શરૂ થઇ.

આ મહાજનોનો ચડતીપડતીનો ઇતિહાસ છે, ભરતીઓટના પ્રકરણો છે, સારા નરસા સ્મરણો તેની તવારીખમાં ચંપાયા છે. એ બધો ઇતિહાસ વટાવી તેઓ પોતાની આજની સ્થિતિએ પહોંચ્યા છે.

## અંધકારનાં આવરણો ઉતરડાયાં !

અંધકારઘેરો એ કાળ હતો, ચોતરફ અંધકાર...અંધકાર...ને અંધકારજ જણાતો હતો. અંધકારના ઘેરા આવરણો પ્રગતિની આંખને દબાવી રાખતા હતા. કેળવણીનો અભાવ હતો, બીજી કેટલીક બાબતો પણ દુઃખ સમાન હતી.

પરંતું ઇ. સ. ૧૯૧૦ થી વહેતા વહેણ પલટો ખાઈ ગયા, જ્ઞાતિપ્રવાહ પલટાઇ ગયો, જ્ઞાતિને નવી આંખ લાધી અને ઈતિહાસમાં નૂતન પૃષ્ઠોનાં જાણે મંગળાચરણ થયાં.

મુંબઈમાં એ વર્ષમાં લોહાણા મહાપરિષદનું પ્રાગટ્ય થયું. આ પરિષદે નિષ્પ્રાણ વાતાવરણમાં પ્રાણ આણ્યો, નિષ્ક્રીયતાનું કમનસીબ અને કાળું કલંક ભૂસાવા માંડયું, અને અંધકારના એનાં પડદાઓ ચીરાઈ ગયાં, આવરણો ઉતરડાઇ ગયા.

## નૂતનયુગનાં મંડાણ

ઈ. સ. ૧૯૧૦ સુધી મુંબઇને આંગણે બેચાર રડીખડી જ્ઞાતિસંસ્થાઓ ધીમા શ્વાસ લેતી હતી, માતુશ્રી કાનબાઈ કન્યાશાળા, કચ્છી, હાલાઇ અને 'ઘોઘારી બાળાશ્રમો તાજા કાળમાંજ સ્થપાયા હતા. જ્ઞાતિના અંધકારમાં કેળવણીનો પ્રકાશ પાથરવાના પારવા પ્રયત્નો પારવા હસ્તોએ થઈ રહ્યા હતા. વિશાળ પ્રમાણમાં સંસ્થાઓની ઉત્પતિઓ નહોતી થઈ અને કાર્યકરો પણ બહાર આવ્યા નહોતા.

પરંતુ મહાપરિષદે ઇતિહાસની શિકલ પલટી નાખી, અને ઈતિહાસને પૃષ્ઠે નવી લેખિનીઓ ફરતી થઇ ગઈ, પરિષદમાં હજારો જ્ઞાતિબંધુઓએ ભાગ લીધો હતો, તેમનામાં આત્મભાન પ્રગટયું, માનવતા જાગી, તેમજ મહાપરિષદે સંખ્યાબંધ સેવકો આપ્યા, આમ સેવા અને શ્રદ્ધાના બળે મુંબઇમાં જુદી જુદી સંસ્થાઓ ખડી થવા માંડી, જુદા જુદા મંડળો જીવન ધરવા માંડયા, અને જ્ઞાતિસેવાની ઠેરી ઝંખના જાગી ગઇ, જ્ઞાતિઉન્નતિનો ઉન્નત આદેશ પોકારાઇ ગયો, જ્ઞાતિને નવા વાધા સજાવવાની ઉત્કટ તૈયારીનો નાદ ગાજી રહ્યો !

સંવત ૧૯૬૯ માં શ્રી સૌરાષ્ટ્ર હાલાઇ લોહાણા મિત્રમંડળ સ્થપાયું, ઇ. સ. ૧૯૧૬ માં કચ્છ લોહાણા સ્વયંસેવક મંડળની સ્થાપના થઇ, તે પછી હાલાઇ લોહાણા સહાયકારી મંડળનું સર્જન થયું, અને સ્નાતક મંડળે જન્મ ધર્યો. આ ઉપરાંત ત્રણે વિભાગમાં અનેક અગત્યની સંસ્થાઓ ઉભી થઇ, અને અગત્યના સ્મરણો નોંધાતી ગઈ.

## સ્નાતક મંડળની પ્રવૃતિ

સ્નાતક મંડળના કેટલાક અગત્યના કાર્યોમાં ઇ. સ. ૧૯૩૧ નું 'સમસ્ત લોહાણા યુવક સંમેલન' અને ઈ. સ. ૧૯૩૨ નું 'લોહાણા સ્વદેશી બજાર, ચીરસ્મરણિય રહેશે. સ્નાતક મંડળે મુંબઇમાં સૌથી પહેલાં સ્ત્રી વિભાગની શરૂઆત કરી, મુંબઇની લોહાણા સ્ત્રીઓનાં જાહેર જીવનના દ્વાર ઉઘાડયાં હતાં. સ્નાતક મંડળે સદાય પ્રગતિ દાખવી હતી.

## અતિહાસિક ઓગણીસસો એકત્રિસ

ઈ. સ. ૧૯૩૧ નું વર્ષ મુંબઇના લોહાણા જાહેરજીવનમાં સદા ચિરસ્મરણિય રહેશે. એ વર્ષમાં ' સમસ્ત લોહાણા યુવક સંમેલન'નું બીજું અધિવેશન ભરવાની હીલચાલ ઉપાડી લેવાઈ હતી, અને ઘેરા પ્રચાર પછી વર્ષ આખરમાં તે ભરવાનું નકકી થયું હતું અને શ્રી. નાનજી કાળીદાસની પ્રમુખપદે વરણી થઈ હતી. સાથે સાથે સ્નાતક મંડળના સ્ત્રી વિભાગે લોહાણા યુવતિ સંમેલન ભરવાનો ઠરાવ કર્યો, તેને બીજા મંડળોના સ્ત્રી વિભાગોનો ટેકો મળ્યો, તેમજ 'શ્રી લોહાણા લેખક સંમેલનનું બીજું' અધિવેશન પણ ભરવાનું નકકી થયું, ઉપરાંત શેઠ ના. ઈ. તથા ભૂ. મે. ઉચ્ચ કેળવણી બોર્ડિંગના ભૂતપૂર્વ અને વર્તમાન વિદ્યાર્થીઓનું એક સંમેલન ભરવાની તડામાર તૈયારીઓ થવા લાગી, લોહાણા વિદ્યાર્થી ભુવન સંમેલન'નું ત્રીજું અધિવેશન ભરવાનું પણ નકકી થયું. આ સિવાય શ્રી કાનબાઈ કન્યાશાળાનું આ રજત મહોત્સવનું વર્ષ હોવાથી તે પ્રસંગ પણ ત્યારેજ ઉજવવાનો નિર્ણય થયો. આ બધા એકસામટા ઐતિહાસિક પ્રસંગોએ લોહાણા આલમને ગજાવી મૂકી, મુંબઇને 'ખળભળાવી મૂકયું, અને જ્ઞાતિમાં ઉત્સાહના ધોધ છૂટયા.

## 'સમસ્ત લોહાણા યુવક સમેલન'

ડીસેમ્બરની તા. ૨૫, ૨૬, ૨૭, ૨૮ ના દિવસોએ માધવબાગમાં ખાસ રચાયલા ભવ્ય મંડપમાં 'યુવક સંમેલન'નું બીજું અધિવેશન મળ્યું, પ્રમુખશ્રી નાદુરસ્ત તબીઅતને કારણે હાજરી ન આપી શકવાથી સ્વાગત પ્રમુખ શ્રી. નેણશી તેજપાળે વતી પ્રમુખ તરીકે કામ ચલાવ્યું હતું. બન્ને પ્રમુખોના ભાષણોમાં અભ્યાસ હતો, ભાવનાઓ વહેતી હતી. દરેક વકતાના શબ્દેશબ્દમાંથી આશા ઉત્સાહનાં પુર છુટતાં હતાં, તેમના હૃદયમાં રહેલો જ્ઞાતિપ્રેમ દષ્ટિગોચર થઈ રહ્યો હતો, ચાર દિવસની સુંદર કાર્યવાહીમાં કેટલાક બંધનકારક અને કેટલાક ભલામણ કરતા અગત્યના ઠરાવો થયા હતા.

## 'લોહાણા યુવતિ સંમેલન'

યુવતિ સંમેલનનું પ્રથમ અધિવેશન તા. ૨૪, ૨૫ ના દિવસોએ જાણીતા સત્યાગ્રહી સ્ત્રી સરમુખત્યાર શ્રીમતી કાશીબેન ગીરધરલાલ કોટકના પ્રમુખસ્થાને મળ્યું. તેમણે અને સ્વાગત પ્રમુખ શ્રીમતી મોંઘીબેન નેણશી તેજપાળે સુંદર છાપ પાડી. આ સંમેલનમાં લગભગ બે હજાર બ્હેનોએ ભાગ લઇને નારીશકિતનાં દર્શન કરાવ્યા, તેમાં પણ ઘણા અગત્યના ઠરાવો થયા.

## ' લોહાણા લેખક સંમેલન '

લોહાણા લેખક સંમેલનનું બીજું અધિવેશન તા૦ ૨૬, ૨૭ના દિવસોએ જાણીતા સાહિત્યકાર શ્રી. જયકૃષ્ણ વર્માના પ્રમુખસ્થાને મળ્યું હતું. સ્વાગત પ્રમુખ શ્રી. નારાયણ વિસનજી ઠકકુર ચુંટાયા હતા. આ સંમેલને લેખકોને એકત્ર કરવા, તેમની પ્રગતિને વેગ આપવા અને દીશાસૂચન કરવા પ્રયત્ન કર્યા હતા.

## અન્ય ઐતિહાસિક પ્રસંગો

શ્રી કાનબાઈ લોહાણા કન્યાશાળા આ પ્રસગે પચીસ પચીસ વરસનો પંથ વટાવીને છવીસમાં વર્ષનો આરંભ કરતી હતી. તેનો યાદગાર રજત મહોત્સવ શ્રી. ખીમજી નાગજી કોઠારીના પ્રમુખસ્થાને તા૦ ૨૭મી ડીસેંબરના રોજ ઉજવાયો. શ્રી લોહાણા વિદ્યાર્થી ભુવન સંમેલનનું ત્રીજું અધિવેશન તેજ દિને શ્રી. લક્ષ્મીદાસ ચંદા રામજીના પ્રમુખસ્થાને મળ્યું, સ્વાગત પ્રમુખ શ્રી. ચુનિલાલ ડાહ્યાભાઈ દવાવાળા હતા. ઉચ્ચ કેળવણી બોર્ડિંગ તો જ્ઞાતિચરણે અનેક રત્નો ધરીને રત્નગર્ભા સાબીત થઈ છે, એ સંસ્થાના ભૂતપૂર્વ અને વર્તમાન વિદ્યાર્થીઓનું એક શાનદાર પ્રથમ સંમેલન તા. ૨૪ મી ડીસેંબરના દિવસે સંસ્થાના ભૂતપૂર્વ વિદ્યાર્થી અને મોંબાસાના પ્રસિધ્ધ બેરીસ્ટર શ્રી. નરસિંહદાસ બુધ્ધદેવના પ્રમુખસ્થાને મળ્યું હતું.

## આ સપ્તાહે સાબીત કર્યું.

આ રીતે આ આખું વર્ષ પ્રચાર અને પૂર્વ

ભૂમિકાની તૈયારીને કારણે મુંબઈ ગાજતું રહ્યું. અને આ આખું સપ્તાહ મુંબઈ લોહાણા જ્ઞાતિને આંગણે એક મહા પ્રસંગ સમાન નીવડયું. આ પ્રસગે બતાવ્યું કે લોહાણા કાર્યકરો ખુટી પરવાર્યા નથી. લોહાણા યુવાનોનો ઉત્સાહ આથમી ગયો નથી, લોહાણા જ્ઞાતિની માનવતા મરી ગઈ નથી, કચ્છ, કાઠિઆવાડ, ગુજરાત, સિંધ, બંગાળ, બરાડ અને દૂર દેશાવરના ખુણેખુણેથી આવેલાં જ્ઞાતિબંધુઓનાં મુખ પર જ્ઞાતિ પ્રત્યેનો પ્રેમ જણાતો હતો.

એ પછી પણ યુવક પરિષદની મધ્યસ્થ સંસ્થાએ જાગૃતિને માટે સુંદર પ્રયાસો ચાલુ રાખ્યા હતા. એક પ્રતિનિધિ મંડળ પણ ઠેરઠેર ફર્યું હતું.

## 'લોહાણા સ્વદેશી બજાર'

ઈ. સ. ૧૯૩૨ ની આખરમાં 'સ્નાતક મંડળે' 'લોહાણા સ્વદેશી બજાર' અતિ દબદબાથી ભર્યું. અને રાષ્ટ્ર સેવામાં ઉજળો હિસ્સો નોંધાવ્યો. આ સમયે ના. ઇ. તથા ભૂ. મે. ઉચ્ચ કેળવણી બોર્ડિંગના ભૂતપૂર્વ અને વર્તમાન વિદ્યાર્થીઓનું બીજું સંમેલન સંસ્થાના ભૂતપૂર્વ વિદ્યાર્થી અને જામનગરના રેલ્વે ઓડીટર સ્વ. કલ્યાણજી વાલજી અઢિયા બી. એ. એ. બી. ટી. ના પ્રમુખસ્થાને મળ્યું હતું.

આ પછી ધીમે ધીમે કંઈક ઓટના દાડા દેખાવા માંડયા. જો કે જુદા જુદા મંડળોની પારવી પારવી પ્રવૃતિઓ તો ચાલુજ હતી.

## મહાજનોના ધારાધોરણમાં સુધારા

પરંતુ કચ્છી લોહાણા પાંચતડા મહાજન, હાલાઈ લોહાણા મહાજન અને ઘોઘારી લોહાણા મહાજનમાં નૂતનયુગને અનુસરતા ધારાધોરણ ઘડવાના પ્રયત્નો ઉપાડી લેવામાં આવ્યા હતા. તે મહદ્અંશે સફળ થયા કહી શકાય.

## ઉચ્ચ કેળવણી બોર્ડિંગ–રજતમહોત્સવ

આ પછી લાંબા સમયથી જ ઉચ્ચ કેળવણી બોર્ડિંગના રજત મહોત્સવ માટે સંદેશાઓ દોડવા માંડયા હતા. અખબારોના પૃષ્ઠો પર એ રજત મહોત્સવ દમામપૂર્વક ભરવાની ચર્ચાઓ શરૂ થઈ હતી.

આ સંસ્થા લોહાણા જ્ઞાતિના ઇતિહાસમાં સદા ચિરસ્મરણિય રહેશે. તેણે જે રત્નોની ભેટ જ્ઞાતિને આપી છે, તે શે ભુલાશે? પચીસ પચીસ વરસને પગથારે તે પહોંચવા આવી હતી. તેના કાબેલ કાર્યદક્ષ સેક્રેટરી શ્રી. નંદલાલ છગનલાલ સોલીસીટર રજત મહોત્સવની પ્રવૃતિ પાછળ ખંતથી લાગી ગયા હતા.

આ અપૂર્વ પ્રસંગને ચિરસ્મરણિય બનાવે એવી યોજના 'રજત મહોત્સવ ગ્રંથ'ની હતી. તે માટે પણ સુંદર પ્રયાસો થવા માંડયા. સંસ્થાના પ્રતિનીધીઓ ફંડ એકઠું કરવા, માહીતીઓ મેળવવા અને જ્ઞાતિજનોને રજત મહોત્સવનું નોતરૂં આપવા પ્રદેશે પ્રદેશે ભટકયા હતા.

ખુબ મહેનત, શ્રમ અને તૈયારી પછી ઇ. સ. ૧૯૩૯માં તેનો રજત મહોત્સવ દબદબાપૂર્વક ઉજવાયો. 'રજત મહોત્સવ' ગ્રંથના પ્રકાશન માટે પરિશ્રમ લેવાઈ રહ્યો છે.

## મહાપરિષદ્–પ્રવૃતિ

આ કાળમાં વીસ વીસ વરસથી પાંચ અધિવેશન ભરીને પોઢી ગયેલી લોહાણા મહાપરિષદને જગાડવા શ્રી. તન્નાસાહેબ જેવા મહારથીઓએ મુંબઈમાંથી પ્રયાસો શરૂ કર્યા છે, નવી સ્ટેન્ડીંગ કમિટી નીમાઈ છે અને એ પ્રયાસો આજે પણ ઉત્કટ વેગે ચાલુ છે.

એ સિવાય સૌરાષ્ટ્ર લોહાણા મિત્રમંડળે પોતાનો રજત મહોત્સવ ઉજવ્યો છે.

આ સમયમાં મુંબઈમાં લોહાણા યુથ લીગે જન્મ ધર્યો છે, આવી એક યુવક સંસ્થાની જરૂર હતી, પરંતુ યુવક પ્રવૃતિનો કોઈ પણ ખાસ નોંધનીય પ્રસંગ તે પછી નોંધાયલો નથી, એ એક કમનસીબી છે.

## માનવતા મરી ગઇ નથી ?

આમ આજે મુંબઈનું લોહાણા જાહેરજીવન ખરી રીતે તો સુષુપ્ત સ્થિતિમાં છે, છતાં જાગૃતિનો તદન લોપ થયો છે. એમ તો કહી શકાય જ નહિ. જ્ઞાતિના કોઈ પણ એવા પ્રસંગોએ જ્ઞાતિનો માનવસમુદાય ઉલટી પડે છે. આ હકીકતની નોંધ આપણે લેવીજ ઘટે.

મુંબઈનું એ સદ્ભાગ્ય છે કે એ ત્રિવેણીનું સંગમ બન્યું છે. કચ્છી હાલાઈ અને ઘોઘારી વિભાગોનો સુમેળ નોંધવા સરખો છે. આ સુમેળનો સદુપયોગ થાય તો?

## સખાવતેશુર જ્ઞાત

આટલા વર્ષના ઇતિહાસમાં મુંબઈમાં ત્રણે વિભાગમાં અનેક દાનેશ્વરીઓ, સેવકો અને પ્રગતિમાનોએ પોતાની યાદગાર કારકિર્દિ સમસ્ત જ્ઞાતિને આપી છે. સ્વ. શેઠ ચન્નાભાઈ પેરાજ, સ્વ. શેઠ ગોરધનદાસ સુખડવાળા, સ્વ. શેઠ ખીમજી દયાળ, શ્રી. શેઠ વીરજી પેરાજ વગેરેના ગંજાવર દાનો સાર્વજનિક તેમજ સમસ્ત જ્ઞાતિને મળેલાં છે. તેમની સખાવતો એક તડામાં,

વિભાગમાં કે પ્રદેશમાં અટવાઈ રહી નથી એ આપણા સદ્ભાગ્યની વાત છે. અને તેમની ગંજાવર સાર્વજનિક સખાવતો આપણું હૈયું ગજ ગજ ઉછાળે એવી છે!

મુંબઇના લોહાણા વેપારીઓ કમાયા છે, તેમ તેમણે લાખોના દાન કર્યાં છે. વતનમાં, યાત્રાના સ્થળોમાં, મુંબઇમાં અને બીજે ઠેર ઠેર તેમના સખાવતી દીલના સ્મારકો ખડાં છે. બાંધકામો, તળાવો, ધર્મશાળાઓ, કુવા, અવેડાંઓ, દવાખાનાઓ, નિશાળો, છાત્રાલયો, સસ્તા ભાડાની ચાલીઓ, આરોગ્ય ભુવનોમાં કરોડોનાં દાન મુંબઈના લોહાણા સખાવતીઓ કર્યાં છે અને મુંબઇએ જુદા જુદા ફંડ ફાળાઓમાં, સંસ્થાઓના ફંડોમાં અને જ્ઞાતિ પ્રવૃતિમાં જે અઢળક નાણું આપ્યું છે એ કેમ વીસરાય?

મુંબઇ તો જ્ઞાતિ પ્રવૃતિ માટે કામધેનુ સમાન નીવડયું છે. મહાન લોહાણા વ્યાપારીઓએ ધન મેળવીને ધનની ચોકી કરી જાણીજ નથી. તેમણે દાનની નીંકો વહાવી છે. આજે તો મુંબઇના સખાવતીઓની સખાવતોના ચિરંજીવ સ્મારકો પ્રદેશ પ્રદેશના ગામ ગામડામાં ઉભા છે.

મહાજન સંસ્થાથી માંડીને નાના નાના પુસ્તક ફંડ સુધીના સેંકડોની સંખ્યાના ટ્રસ્ટ ફંડો મુંબઈ ધરાવે છે. મુંબઈએ જ્ઞાતિના ઇતિહાસમાં અમર નામ પ્રાપ્ત કર્યું છે.

## હજુય વિશાળ પ્રમાણ કયાં છે!

આજે મુંબઈમાં જે જાહેર સંસ્થાઓ છે. તે આપણી વસ્તીના પ્રમાણમાં પુરી કહી શકાય નહિ. હજુ બાળાશ્રમો સાંકડા છે, બોર્ડિંગો સાંકડી છે, સસ્તા ભાડાની ચાલો સાંકડી છે, દવાખાનાઓ સાંકડા છે. અને એનું પ્રમાણ પણ પાતળું છે. એનો વિચાર પણ કરવોજ ઘટે.

## જોઇએ છેઃ કન્યા છાત્રાલયઃ હોસ્પિટલ

કુમારો માટે અનેક છાત્રાલયો છતાં કન્યા છાત્રાલયની મુંબઇમાં લાંબા સમયની મોટી ખોટ છે. કન્યાઓના શિક્ષણ માટે કાળજી લેવાઈ નથી, એમ સાબીત થઇ રહ્યું છે તે યોગ્ય પણ નથી. મુંબઇના સખાવતીઓ ધારે તો સાંજે એક આલીશાન કન્યા છાત્રાલય ઉભું કરાવી શકે.

બીજી જરૂરિયાત એક લોહાણા હોસ્પિટલની ગણી શકાય. મધ્યમ વર્ગના ટુંકા પગારના માનવીઓને માંદગી રહેંસે છે, તેમને બીજી હોસ્પિટલોમાં રાહતને બદલે રામકહાણીયોનો પોટલો બાંધવો પડે છે. એટલે આપણી જ્ઞાતિની એક હોસ્પિટલની પણ જરૂરીયાત ખરી.

## રાક્ષસી ભાડામાંથી રાહત આપવા

મુંબઈનો રાક્ષસી ભાડાનો પ્રશ્ન તો હવે બીનચર્ચાયલો નથી. કચ્છી લોહાણા બંધુઓ માટે બે ત્રણ સસ્તા ભાડાના નિવાસગૃહો જરાય પુરતા ગણી શકાય નહિ, હાલાઇ બંધુઓ માટેનાં એક કે બે નિવાસગૃહો સિંધુમાં બિંદુ સમાન છે, ઘોઘારી લોહાણા બંધુઓની તો કમનસીબી છે કે તેમને માટે મુંબઇમાં એક પણ નિવાસ નથી. એક નાનકડા નિવાસનો પ્રશ્ન વર્ષોથી નાહક ચર્ચામાં ગૂંચવાઇ પડયો છે. શ્રી. વ્રજલાલ મીઠાઈવાળાએ રૂ. ૨૨ હજારની ભેટ આ નિવાસ માટે કરી છે. છતાં હજુ નિવાસની બાંધણીના અંશો પણ અવતર્યા નથી! ત્યારે બીજા અનેક નિવાસોની વાત શી કરવી?

## બીજી જરૂરિયાતો—બીજા પ્રશ્નો

વિધવાશ્રમ તેમજ એક સાધનસંપન્ન હુન્નરશાળાની પણ જબરજસ્ત આવશ્યકતા જણાઈ રહી છે. આમ અનેક પ્રશ્નો આપણું ધ્યાન ખેંચી રહ્યા છે. કચ્છી મહાજનના પાંચતડા અને બે તડાનું કમનસીબ પ્રકરણ, ઘોઘારી મહાજનની વેરવીખેર પરિસ્થિતિ, આ બે મુખ્ય પ્રકરણો હૃદય હચમચાવી રહ્યાં છે!

## મુંબઇઃ પ્રેરણાસ્થાન

મુંબઈનું એ ગૌરવ છે કે મુંબઈની લોહાણા જ્ઞાતિને આંગણેથી દેશપરદેશનો લોહાણા સમાજ પ્રેરણા મેળવવા તલસી રહ્યો છે, મુંબઇની લોહાણા જ્ઞાતિ પ્રત્યે દેશપરદેશના જ્ઞાતિજનો આશાભરી મીટ માંડી રહ્યાં છે

મહાપરિષદને જન્મ આપનારી, અનેક પ્રવૃતિને વહેતી કરનારી, અનેક સંસ્થાઓને પ્રેરણા પાનારી, અનેક પ્રસંગોની ઘડનારી મુંબઇની લોહાણા જ્ઞાતિની ભોમકા પાસેથી અમૃત મેળવવા સમસ્ત લોહાણા જ્ઞાતિ તલસી રહી છે.

જેને આંગણેથી અનેક સુકૃત્યોનાં મંડાણ થયા છે; જેને આંગણેથી જાગૃતિના નાદ પડયા છે. જેને આંગણેથી જ્ઞાતિપ્રવૃતિમાં લક્ષ્મીનો વરસાદ વરસ્યો છે. જેના આંગણેથી આશા ઉત્સાહ અને પ્રેરણાની અનેક ચિનગારીઓ જ્ઞાતિના કાળજામાં ફેંકાઈ છે, તે મુંબઈની લોહાણા જ્ઞાતિને ધન્યવાદ હો!



શેઠ શ્રી.
લક્ષ્મીદાસ ચંદા રામજી



શેઠ શ્રી.
રતિલાલ ત્રિ. ઠક્કર



શેઠ શ્રી.
જમનાદાસ ખેરાજભાઇ લાદીવાળા

## શ્રી. લાલજી ગોકળદાસ સોલીસીટર

મુંબઇના બાહોશ ધારાશાસ્ત્રીઓની ગણત્રીમાં ગણી શકાય એવા, કુશળ ધારાશાસ્ત્રી શેઠ લાલજી ગોકુળદાસ લોહાણા જ્ઞાતિમાં પહેલા સોલીસીટર્સ થયા. સોલીસીટર્સના ધંધામાં પોતાની કાર્ય-કુશળતા-બાહોશી અને મીલનસાર સ્વભાવને લીધે તેમણે સારી કિર્તિ સંપાદન કરી હતી. પણ હંમેશના અભ્યાસી એવા લાલજી શેઠે આ જવાબદારીવાળા ધંધાની સાથે એડવોકેટની પરીક્ષા ઉત્તીર્ણ કરી, મુંબઇ હાઇકોર્ટમાં એડવો-કેટ તરીકે પ્રેકટીસ શરૂ કરી, આ રીતે આ ધંધામાં તેમણે લાખો રૂપીયા મેળવ્યા.

પોતાને કાંઇ સંતાન નહિ હોવાથી જ્ઞાતિનાં બાળકોને પોતાના સંતાન ગણી હાલાઇ લોહાણા બાળાશ્રમનાં બાળકોને ઉપવિત સંસ્કાર કરાવી આપી, આ યોજનાના કાયમીપણા માટે રૂ. પાંચ હજાર બાળાશ્રમને આપ્યા છે. ઉપરાંત તેમની બીજી સખાવતો અન્યત્ર રજુ થઇ છે, અને જ્ઞાતિ તે સારી રીતે જાણે છે.

# ગં. સ્વ. હાંસુબાઇ નારણજી



## ગં. સ્વ. હાંસુબાઇ નારણજી જીવરાજ
## તેમજ
## ગં. સ્વ. પ્રેમકોરબાઇ મથુરાદાસ દેવરામ
## એમણે આપેલા દાનની યાદી.

રૂા. ૩૦૦૦ શ્રી બીમડીમાં નીલકંઠ મહાદેવના મંદિરમાં સભામંડપ તેમજ, નંદી પધરાવવા. (હાંસુબાઇના)

રૂા. ૩૭૫૦૧ શ્રી જામખંભાળીયા વોટર વર્કસમાં (પ્રેમકોરબાઇ)

રૂા. ૪૦૦૦ શ્રી ભાણવડમાં દયારામ ભગતના અન્નક્ષેત્રમાં. (બન્નેએ મળીને)

રૂા. ૧૦૦૦ શ્રી જામખંભાળીયાની પાંજરાપોળમાં (બન્નેએ મળીને).

રૂા. ૩૦૨ શ્રી ભાડથરમાં ગાશાળામાં (બન્નેના મળીને)

તેમજ શ્રી જામખંભાળીયામાં "નારણવાડી" મોટા ખર્ચે બંધાવી આપી છે.

## * * * સુધારો * * *

ગં. સ્વ. હાંસુબાઇના જીવન પરિચયમાં તેમની જામખંભાલીયાની "નારણવાડી"માં ભાડું રૂા. ૦-૪-૦ લેવામાં આવે છે, એમ છપાયું છે, પરંતુ તે પછી જાણવા મળ્યું છે કે કશા પણ ભાડા વગરજ તેનો ઉપયોગ કરવા દેવામાં આવે છે. અને તે શ્રી. શેઠ ગોકળદાસ ખીમજીની પ્રેરણાને આભારી છે.

# • મ્હારા જ્ઞાતિજનોને •



## : સમસ્ત જ્ઞાતિબંધુઓ પરત્વે :

જ્ઞાતિના વિભાગોનું અસ્તિત્વ તુરત મટાડી શકાય તેમ નથી, તેથી તેનો ધ્યેય ફક્ત જ્ઞાતિ અવસરો, પ્રસંગ પુરતોજ રાખી દરેક વિભાગ તરફ સંપૂર્ણ સમભાવના રાખી ક્રમે ક્રમે એકત્રતા લાવવા અંતઃકરણપૂર્વક પ્રયાસ કરવાનો મુખ્ય ધ્યેય રાખવા વિનંતિ છે.

## : જ્ઞાતિમહાજનો પરત્વે :

સ્થાપિત મહાજનોનો મૂળ ઉદ્દેશ જ્ઞાતિબંધારણનું પાલન કરવાનો છે, પરંતુ દેશકાળને પરિણામે સુધારણા કરવા ખાસ વિનંતિ છે. મતભેદ હોય તો તે સ્વાભાવિક છે, પરંતુ મતભેદનું પરિણામ હાર્દિક સંકોચતા કરવામાં આવવું જોઇએ નહિ. ઝગડા અને કકાસને મટાડવા એટલે કે તેનો સદંતર નાશ કરવા મહાજનોનો મુખ્ય ધ્યેય હોવો જોઇએ. કેમકે કંકાસનો સડો મહાજનમાં દાખલ થવાથી તે ડાળડાંખળામાં પ્રવેશી મહાજન રૂપી વૃક્ષનો અંતે નાશ કરે છે. અને મહાજનોનો નાશ થતાં જ્ઞાતિ એકત્રતા કરવામાં નિષ્ફળતા લાવે છે. જેથી એક સંપી કરવા પ્રત્યે દરેક મહાજનના આગેવાનોએ પોતાની પવિત્ર ફરજ સમજી દરેક પ્રકારના સતત પ્રયાસો કરવા વિનંતિ છે. કોઇની કસુર થાય તો ક્ષમા કરવા માટે મહાન હૃદયબળ કેળવવા ખાસ વિનંતિ છે.

## : વ્યક્તિગત બંધુજનોને વિનંતિ :

દરેક જ્ઞાતિબંધુના શ્રેયમાં મગ્ન થવાનો સ્વભાવ કેળવવાની પવિત્ર ફરજ સમજવી જોઇએ. અને પારકે સુખે દુઃખી થવાના વિનાશકારક સ્વભાવને જડમૂળથી ઉખેડી નાખવો જોઇએ. તોજ દરેક વ્યક્તિ પ્રતિ પોતાના કાર્યક્ષેત્રમાંજ વિશેષ પ્રવૃત રહી શકી વૃદ્ધિ તથા ઉન્નતિને પામી શકે કે જેથી જ્ઞાતિ સમસ્તની ઉન્નતિના સુખદાયી ફળો સર્વાંશે ચાખી શકાય, તે માટે શારિરીક તથા માનસિક કેળવણીનો વિકાસ કરવાની અવશ્ય જરૂર છે. કેમકે નિર્બળ શરીર અને નિર્બળ મન સર્વ ઉન્નતિના પ્રયત્નો કરવામાં મહાન વીઘ્નકર્તા છે.

## : યુવક બંધુઓને :

દરેક વ્યક્તિએ પ્રથમ પાઠ સ્વઆશ્રયી થવાનો શીખવો જોઇએ. **'મુંબઈ લોહાણા જ્ઞાતિ ગૌરવ ગ્રંથ'** જેવા પુસ્તકોનો અભ્યાસ કરી ચારિત્રવાન બની મહાત્વાકાંક્ષી થવું જોઈએ, તેની સાથે જ્ઞાતિ પરત્વે સેવાભાવ રાખવામાં ન્યુનતા ન આવવી જોઈએ. દરેક જ્ઞાતિબંધુની ઉન્નતિ થવા પરત્વે પોતાથી બને તેટલી તન, મનથી અને ધનથી પણ સતત સેવા કરવા ભૂલવું જોઇએ નહી.

સર્વ જ્ઞાતિબંધુઓને છેવટની એકજ વીનંતી એ છે જે નીચેનું વાકય પોતાનો મુદ્રાલેખ તરીકે સમજીને હૃદયશીળામાં હંમેશને માટે કોતરી રાખે.

'સંપ ત્યાં સુખ અને સંપત્તિ અને કુસુંપ ત્યાં દુઃખ અને દ્રરીદ્ર.'

: લેખક :

રાવબહાદુર હરજીવનદાસ ભ. કોટક

# મહાનગરી મુંબઈ

શ્રીપાદ પ્રોરેસ

**જાદુઈ નગરી**
**મુંબઈના એક ખટમીઠો પરિચય !**

સર્જનહારને અપાર શાંતિ હશે ત્યારે તેણે મુંબઈનું સ્વપ્ન સેવ્યું હશે !

કોણે કલ્પ્યું હશે કે થોડાંક માછીમારોના ઝુંપડાં, થોડાક ચાંચીઆઓના ભેદી નિવાસો, થોડાંક જંગલી માનવપ્રાણીઓ, થોડાંક કાગડાંકુતરાંઓનો ઉજ્જડ પ્રદેશ એક કાળે આલમની આઠમી અજાયબી મહાનગરી બનશે ?

એક કાળે મુંબઈના વેરણછેરણ ટાપુઓનો ભાવ પૂછવા કોઈ નવરૂં ન્હોતું, એક કાળે તેના અસ્તિત્વ માટે વિચાર કરવાની કોઈને ફુરસદ ન્હોતી, માત્ર ચાંચીયા, ચોર, લુંટારૂં અને ડાકુઓનું તે આશ્રયસ્થાન અને આરામસ્થાન બન્યું હતું. એક કાળ એવો હતો કે તેનું વાર્ષિક સો રૂપિયાનું ભાડું પણ આકરૂં પડતું હતું !

એ કાળથી જ કાઠિઆવાડી અને કચ્છી પ્રજાનું મુંબઈમાં આગમન થયું હતું. ઈ. સ. ૮૯૫ માં અને ઈ. સ. ૧૩૦૦માં અનેક હિન્દુ મન્દિરો મુંબઇની મરૂભૂમિ પર ખડાં થઇ ગયા હતા. તે પછી સાગર પર સ્વાર થઇને કચ્છ કાઠિઆવાડના ભાટીયાઓ અને લોહાણાઓ આવ્યા. તેમણે મુંબઈમાં અનેક બાંધકામો કરીને—વ્યાપાર ખેડીને મુંબઇની કીંમત વધારી-હતી. આ સાહસિક પ્રજાએ મુંબઈની શિકલ ઘડવામાં અગત્યનો ભાગ ભજવ્યો હતો !

મુંબઈની તવારીખનાં પૃષ્ઠો એમ સાબીત કરે છે કે એ કાળે મુંબઈની પ્રજાને પોતાનું રક્ષણ પોતે જ કરવું પડતું. અને સત્તાની કુમકે ચઢયાના પણ વેર-વિખેર પ્રકરણો હાથ ચડવા માંડયા છે. તવારીખ કહે છે કે સત્તરમી સદીમાં મુંબઈ પર મોગલો અને સીદીઓનાં ધાડાં છૂટતાં હતાં 'ને નામર્દ અને ભીરૂ અંગ્રેજ 'સાહેબો'ના ગાત્રો ધ્રૂજતા હતા. ગણ્યા-ગાંઠયા એ મોગલ સૈનિકો અને સીદીઓ સામે અંગ્રેજો અસહાય અને નિરૂપાય હતા. અમલદારો ઉભી પૂંછડીએ નાસતા હતાં, ને ગવર્નરો કોઠીના ઉંડા—અંધારે ખુણે ભરાતા હતા. સમી સાંજે 'તોપના અવાજે' પ્રજાને ઘરમાં ભરાવું પડતું', અને 'તોપના અવાજે જ સવારે બહાર નીકળાતું', એવો એ સમય હતો.

તે પછી તો કાળનાં વહેણ પલટી ગયા, ઇતિહાસને નવું સ્વરૂપ મળ્યું, જમાનાને નવી આંખ મળી, વાતાવરણ પરિવર્તન પામી ગયું. અને અરબીસમુદ્રના તોફાની કાંઠે એક 'નવી દુનિયા' ખડી થઈ ગઇ. જાણે સ્વપ્ન

**સંપાદકની**
**નોંધપોથીના પૃષ્ઠો અહીં ઉખળે છે !**

ખડું થયું હોય એમ એક 'મહાનગરી'ના મંડાણ મંડાયા. આજે અનેક વર્ષોની તવારીખ વટાવીને તે જાદુઇનગરી બન્યું છે !

આજના મુંબઈની મહાકાય કોલાબાથી મહાલક્ષ્મી અને વાલકેશ્વરથી માહીમ સુધી અને ખરી રીતે તો ઠેઠ કલ્યાણ અને બોરીવલી સુધીની ત્રીસ માઇલોમાં ધરતી પર હાંફ લેતી પડી છે. એના એ અતિ લાંબા ભૂપટમાં પંદર લાખ માનવીઓના મહાસમુદાય શ્વાસ ખેંચી રહ્યો છે.

દુનિયાનો કોઇ એવો દેશ બાકી નથી કે તેના આદમીઓને મુંબઈનું આકર્ષણ ન થયું હોય, પૃથ્વીપરનો કોઈ એવો પ્રદેશ બાકી નથી કે તેના માનવપ્રાણીઓની દૃષ્ટિ મુંબઈની દુનિયા પર ન દોડી હોય, ભારતવર્ષનો કોઈ એવો ભાગ બાકી નથી કે ત્યાંનો માનવસમુદાય મુંબઇમાં આવ્યો ન હોય, હિન્દુસ્તાનની ધરતીના ખુણે-ખુણાના માનવપ્રાણીઓ અહીં આવી વસ્યા છે, એટલે મુંબઇની પ્રજા પચરંગી છે. મુંબઈની ભોમકા પર મંદિરો છે, ને મસ્જીદો છે, દેરાસરો છે ને દરગાહો છે, અપાસરા-ઓ છે ને અગિયારીઓ છે, 'ને ચર્ચો અને સ્થાનકો છે.

રોજ અંધારી સવારથી અંધારી રાત સુધી બી. બી. અને જી. આઇ. પી. ની સંખ્યાબંધ ગાડીઓ મુંબઈને પાદરે આવી ઉભી રહે છે. તે સેંકડો જીવતા દાગીનાઓ ઠલવી જાય છે. મોટર, રેલ્વે, આગબોટ અને હવે તો એરોપ્લેન મારફતે પણ સંખ્યાબંધ માનવ-જીવોની આયાત મુંબઈના ઉદરમાં રોજ-બ-રોજ થતીજ રહે છે.

કોઈ આવે છે પોતાના પ્રાંતનાં ધંધા સાથે ઘસડીને, કોઇ નોકરી શોધે છે, કોઇ ઉદ્યોગ શોધે છે, મુંબ-ઈનો વ્યાપાર ધીખતો ગણાયો છે, મુંબઈની નોકરી બાદશાહીની બોલાઈ છે. મુંબઈની ભૂમિ'ધનકૂપ' ગણાય છે, ને મુંબઇનો શ્વાસે શ્વાસ લક્ષ્મી ખેંચી આણનારો મનાયો છે !

• મુંબઇ કેવું છે ? •

**એનો આત્મા કોઇથી ઉકેલાતો નથી, એના હૃદયની પરીક્ષા કોઇથી થઇ શકતી નથી, એના જીવનની કસોટી કોઇ કરી શકતું નથી !**

મુંબઈમાં ભવ્ય વ્યાપારી પેઢીઓ છે, વિદેશી ઓફીસો છે, શાખાઓ છે, કચેરીઓ 'ને કાર્યાલયો છે. દેશવિદેશ સાથે વિવિધ વ્યવહાર રાખતા ખાતાંઓ છે, આખો કોટનો વિભાગ આવી ઓફીસોથી ભર્યો પડયો છે. કોટના માળે માળાઓ પર થીંગડાં માર્યા હોય હોવા અસંખ્યા નાના નાના ઓર્ડો મોટી મોટી ઓફીસોની દીશા દાખવતા વટેમાર્ગુને આમત્રંણ આપતા, અને આગંતુકને આવકાર આપતા નિર્જીવ ભીંતો પર ખીલાઓથી જડેલા પડેલા છે !

એ ઓફીસોમાં સેંકડોની સંખ્યામાં માનવજીવો 'નોકરીની દુનિયા' વીતાવી રહ્યા છે. જન્મતા દિનના નવ વાગ્યાથી માંડીને જામતી બપોરના બાર વાગ્યા સુધી મોટરો, અને બસો કોટના માર્ગે પુરપાટ દોડે છે, ઘોડા-ગાડીઓની ધમસાણ મચી રહે છે, અને સંખ્યાબધ ટ્રામો 'બકરાં' પૂરે તેમ માનવપ્રાણીઓ પુરીને કોટને પંથે પ્રયાણ કરે છે. કોટની સવાર સાંજ ભેંકાર અને ઉજ્જડ રહેતી દુનિયા ભરી ભરી બને છે, તેના સ્મશાન શા માળાઓમાં પ્રાણ ચમકે છે, કોટની એ આલમ થોડા કલાકો માટેજ લચલચતું યૌવન પ્રાપ્ત કરે છે !

° ° °

ખાસ રચાયલા મુંબઈના અનેક ભવ્ય બજારોમાં દિવસ રાત્રીએ 'બનાવટી વ્યાપાર'નો હોહાકાર એટ-લોને એટલો ગાજતો રહે છે. 'લીયા દીયા'ના અને 'એકાદુડી'ના આ દાનવે મુંબઇને અજબ રીતે ઘેરી લીધું છે. એણે સાચા વ્યાપારને પાયમાલ કર્યાં છે, ટેલીફોનના ભૂંગળા ઉપર થતા એ સોદાઓએ ચોતરફ ભીષણ આગ સળગાવી મૂકી છે !

અને મુંબઈની વ્યા-પારપ્રથા તો ઘોરમાં ઘોર અને કાળામાં કાળું કલંક સાબીત થયું છે. વહેલી

સવારથી મધરાત્રી સુધીમાં મુંબઈના વ્યાપારી જગતને નિરાંત નથી, આનંદ નથી, એણે લાખો માનવીઓની જીંદગાની પર ક્રૂર કાતીલ છૂરી ફેરવી છે ! લાખો વેપારીઓ અને ગુમાસ્તાઓના જીવનને આજની વ્યાપારી-પ્રથાએ રગદોળી નાખ્યા છે, અનેક ઉત્સાહભર્યાં, આશા ભર્યાં ફુલોને અકાળે કરમાવી નાંખવાનો અઘોર અપરાધ તેણે માથે ઓઢયો છે ! પહેલામાં પહેલી તકે અને વહેલામાં વહેલી પળે આ પાશવીપ્રથાને પલટાવવીજ ઘટે !

° ° °

ઉગતી પ્રભાતે, જામતી બપોરે, આથમતા દિને અને ઘેરાતી રાત્રીએ મુંબઈનો શોરબકોર, મુંબઈની ધમાલ, મુંબઈની પ્રવૃતિ અને મુંબઈના વ્યવહાર, એવીને એવી અદાથી સદા જાગતા રહે છે. મુંબઈની બજારો એટલીને એટલી છોળે સદાય પોતાનું યૌવન સાચવતા ભાસે છે !

એ વીરાટ રાજમાર્ગો અને મહાકાય મહાલયો, ઘોડાગાડીઓ, મોટરો અને ટ્રામોની રઘવાટભરી દોડાદોડી અનેક આશ્ચર્ય ઉત્પન્ન કરે છે ! મુંબઈમાં રસ્તે ચાલનારે 'વીમાના ફાયદા' સમજવા ઘટે છે. રસ્તે ચાલનારનું અકસ્માત કે અવસાન કયારે આલેખાયું હશે એ કહેવું કઠીણ છે. મુંબઈના માનવી પર સદાકાળ સુતરના તાંતણાપર તલવાર લટકે છે. તેનું ભાવી ભખાયલું નથી.

ધમાલ...ધમાલ...ને...ધમાલ ! બજારોમાં ધમાલ રસ્તાઓમાં ધમાલ...ઓફીસોમાં ધમાલ...દુકાનોમાં ધમાલ...પેઢીઓમાં ધમાલ...મારકીટોમાંધમાલ...દવાખાનાઓમાં, કોર્ટોમાં ધમાલ...કચેરીઓમાં ધમાલ...શેરીઓમાં ધમાલ...માળાઓમાં ધમાલ...ચાલીઓમાં ધમાલ ચોતરફ ધમાલ...ધમાલ ને ધમાલ ! એનાથી છુટવા મુંબઈનો માનવી ચોપાટી પર દોડે છે, ત્યાં પણ શાંતિ નથી, પાલવાની પાળે પણ શાંતિનાં દર્શન થતાં નથી, મલબારહીલના ટેકરાઓ પણ અશાંતિથી છવાઈ ગયેલાં છે.

મુંબઈના માનવીને નસીબે શાંતિ નથી, સુખ નથી, આરામ નથી, આરોગ્ય નથી, પવન નથી, પ્રકાશ નથી. અશાંતિ અને અસુખ વચ્ચે એની આવરદાના તાંતણા કંતાયે જાય છે !

દિવસભર મુંબઈની હોટલો ચિકાર રહે છે, અને રાત્રે ત્રણ ત્રણ વાગ્યા સુધી નાટક સીનેમાના પડદાઓને ઝંપ નથી, ટીકીટબારીઓ પણ બાપડી હાંરી જાય છે! 'તાજ' અને 'ગ્રીન' જેવી બાદશાહી હોટલો સદાય સ્વર્ગીય મસ્તીમાં મસ્ત રહેતી ભાસે છે !

સમી સાંજે ચોપાટી ભભકતી બને છે. હેંગીંગ ગાર્ડન માનવકીડીઓથી ભરાય જાય છે, અને મરીન-ડ્રાઈવની પાળો પર અને ફુટફાથો પર તો જાણે 'ફરવાનું બજાર' ખુલ્લી જાય છે. કોઈ પણ સંજોગોમાં, કયાંય પણ વહેલી સવારથી મોડી રાત સુધી મુંબઈના માનવીને નસીબે નિરાંત લખાઈ નથી !

° ° °

મુંબઈમાં 'રોટલાનો સાદ' પાડતા અનેક માનવીઓ ઉતરી પડે છે. તેઓ મુંબઈની વ્યાપારીબજારોમાં, અંધારા તએલા સમી મારકીટો, ને ભોંયરા જેવી દુકાનોમાં ટુંકા પગારે પરસેવો પાડે છે. પ્રગટતી પ્રભાતથી જામતી મધરાત સુધી તેઓ 'નોકરી...નોકરી...નોકરી'નો નાદ ઝંપતા રહે છે. જાણે તેમને કુટુંબ નથી, જાણે તેમને સગુંસાંઈ નથી, જાણે તેમને સ્ત્રી કે બાળકો નથી, જાણે 'નોકરી સિવાય એનો બીજી કોઈ દુનિયા જ નથી ! મુંબઈમાં રોટલો રળવા આવેલા આ લાખો માનવીઓને 'રોટલાની રામાયણ' સિવાય બીજી કોઈ વાત જ નથી. અને મીલો, મશીનીરીઓ તેમજ કારસાઓની કાળી કલંકમય દુનિયામાં લાખો માનવીઓ શરીર નીચોવી રહ્યા છે. લોહીનો પરસેવો રેડી રહ્યા છે, ગોદીઓ અને બંદરોમાં, બજારો અને દુકાનોમાં લોહી નીતારતા મજુરોની કીંમત પણ મુંબઈને કશીજ નથી !

મુંબઈમાં ઓટલો તો કયાંય શોધ્યોય જડતો નથી, મુંબઈનો મધ્યમવર્ગ પગારનો અર્ધો ભાગ ખરચીને અંધારા-ગંધારા માળાઓમાં ઘોલકી જેવી સગવડહીન સાંકડી-અંધારી ઓરડીઓમાં શ્વાસ ઘૂટે છે, મુંબઈની

વસ્તીના ૭૫ ટકા ભાગને નસીબે આવી 'એક' ઓરડીજ લાધેલી છે! એને પવન, પ્રકાશ દુર્લભ છે, ભૂલેશ્વર, વિઠલવાડી, હનુમાન ગલ્લી અને ડોકામરડીની ડોકામરડી નાખનારા 'ભૂતિયા મહેલ' કરતાંય ભૂંડા માળાઓમાં લાખો માનવીઓ ભયંકર રીતે જીવન જીવી રહ્યા છે!

વર્લીની ચાલીઓ નિહાળો, પરેલના મજુર લત્તાઓમાં ઘૂમી આવો, રસ્તાઓ પર પડેલા માનવજીવો પર દૃષ્ટિ ફેંકો, બરાબર જામતી રાત્રીએ મુંબઈની ફુટફાથો ભણી નજર નાખી જુઓ, કીડીયારૂં ઉભરાય તેમ શહેરની સઘળી ફુટફાથો પર માનવ શરીરો ઢળી પડે છે! જેમને રહેવાને ઘર નથી, પહેરવાને કપડાં નથી, અને તેમની સમસ્ત દુનિયા તેમની સાથેજ છે!

આરોગ્યશાસ્ત્રીઓનો અનુભવબોલ છે કે આ અઘોર અવદશા જન્મતા સેંકડે ૫૦ ટકાના બાળકોને તૂર્તજ સ્વધામ પહોંચાડે છે, અને મુંબઈના માનવીનું આરોગ્ય તો આસ્માન પાતાળમાંજ સદાને સારૂ ગેબ થયેલું જણાય છે! ડોકટરોની દોડા દોડ અને દવાના બાટલાના ખણખણાટો મુંબઈના ગૃહોમાં સદાય સાંભળાતા રહે છે!

દેશમાંથી 'કમાણી' કરવા આવતો માનવી મુંબઈમાં બેહાલ બની રહ્યો છે. જીવનની ઘોર ખોદી રહ્યો છે, અને શરીરસંપત્તીની સત્તાનાશી કરી રહ્યો છે. મુંબઈના મધ્યમ વર્ગના માનવીને અને મૃત્યુને તો મિત્રાચારી બંધાઈ ગઈ છે!

મુંબઈમાં સદાકાળ શયતાની ચરખાઓ ઘેરી ગતિએ ચાલે છે, મુંબઇની 'ચુડેલના વાંસા' જેવી દુનિયામાં સદાય પાતકીઓ અને પલીતોના જાણે તાંડવનૃત્ય ગાજતા રહે છે!

મુંબઈ એક જાદુઈ નગરી છે, એનો આત્મા કોઇથી ઓળખાતો નથી, એના જીવનની સાચી કસોટી કોઈથી થઈ શકતી નથી, એના હૃદયની પરીક્ષા કોઈથી થવી વસમી છે.

મુંબઈ કેવું છે? મુંબઈમાં આનંદ ઉલ્લાસના અનેક સાધનો છે, મુંબઇને આંગણે રંગરાગ અને વૈભવવિલાસની જાણે છોળો ઉડે છે, આનંદ ઉલ્લાસની અનેક મીજબાનીઓ અને મહેફીલોથી દિવસભર મુંબઈ ગાજતું જણાય છે. નાટક, સિનેમાની રોનકતા, રેડીયોના પહાડી અવાજો, ગ્રામોફોનની રમઝટો, હારમોનિયમ અને તબલાના તનમનાટો દિવસભર વાતાવરણને બહેકાવી મૂકે છે. એની પાછળ મુઠીએ મુઠીએ ધન વેરાય છે, જાણે મુંબઈમાં લક્ષ્મીની રેલો ચાલે છે.

અને...અને...મુંબઈએ જે અગણિત લાભો આપ્યા છે, તે પણ નોંધનિય એવા છે, આપણી દ્રષ્ટિ તે દેખી શકે છે, મુંબઇએ જે સંસ્કાર, શિક્ષણ, સ્વાધિનતાની પ્રચંડ હવા પ્રસરાવી છે, મુંબઈએ જે સંગઠન સમાનતાનોનો સાદ પાડયો છે, મુંબઈએ જે જ્ઞાનજ્યોતિનો પુનિત પ્રકાશ પ્રાથર્યો છે, મુંબઇએ સાહિત્ય, સંગીત અને કળાને જે વિકાસ બક્ષ્યો છે, સંસ્થાઓ સર્જી છે, મુંબઈએ જે ઉદ્યોગો ઉત્પન્ન કર્યા છે, મુંબઇએ માનવજાતિને જે નવી દૃષ્ટિ આપી છે, તે આપણે કેમ ભૂલી શકીએ?

ત્યારે મુંબઇનું હૃદય કેવું છે? મુંબઇની આલીશાનતા, અદ્‌ભૂતતા, અને વીરાટ સ્વરૂપ સૌ કોઇને આંજે છે, મુંબઇની મનોહર મૂર્તિ સૌના દીલ હરે છે, મુંબઇના સુખસગવડોનાં સાધનો આત્માને પ્રસન્ન કરે છે! મુંબઈની સમૃદ્ધિ સૌના દીલ હલાવે છે, મુંબઇની ભવ્યતા કો', ગજબની છે.

...છતાંય મુંબઈના માનવી માત્રનાં હૈયામાં હુતાશન કાં પ્રગટે છે? મુંબઇમાં મોટા ભાગમાં કારમી કરૂણતા શાને છાઈ છે? મુંબઈમાં કંગાલિયતનું કારમું નૃત્ય સદાય શાને ગાજતું રહે છે?

એ કોયડો એમ ઉકેલાય એમ નથી, એનો આત્મા પલટવા પ્રબળ પુરૂષાર્થની આવશ્યકતા છે!

મહાનગરી મુંબઇ ખરેખર જાદુઇનગરી સાબીત થઈ છે!




# લોહાણા જ્ઞાતિની તવારીખ

લોહાણા શબ્દનો પ્રયોગ કોઇ પણ સંસ્કૃત ગ્રંથમાં નથી. ભાષાના ગ્રંથોમાં લોહાણા શબ્દનું પ્રથમ દર્શન કવિ ચંદના 'પૃથ્વીરાજ રાસા'માં થાય છે. ત્યાં અજાનબાહુ લોહાણાની ભારે પ્રશંસા ચાર છ પ્રકરણોમાં ચંદ બારોટે કરી છે. ઉપરાંત જશરાજકુમારની આખી કથા મૂળ સ્વરૂપમાં 'પૃથ્વીરાજ રાસા' માં આપેલી છે, વીર જશરાજનું સ્મરણ આજે પણ લોહાણા જ્ઞાતિની પ્રત્યેક વ્યક્તિ લગ્ન પ્રસંગે કરે છે. આ સિવાય 'ચચ્ચાનામા' નામના સિંધી ગ્રંથમાં પણ લોહાણા શબ્દના ફરી ફરી દર્શન થાય છે. આ પહેલાં લોહાણા જ્ઞાતિ તરીકે હશે કે નહિ એ શંકા છે. કારણ કે આજે જે સ્વરૂપે જ્ઞાતિઓ છે, તે સ્વરૂપ એ સમયમાં તો નહિ જ હોય એમ મારૂં માનવું છે. ત્યાર પછીનો ઈતિહાસ જ્ઞાતિ તરીકેનો–સિંધ, કચ્છ, કાઠિયાવાડ અને ગુજરાતમાં ઠેર ઠેર મોજુદ છે.

## ક્ષત્રિત્વનાં ચિન્હો

લોહાણા જ્ઞાતિનાં મૂળના સંબંધમાં કલ્પનાના ઘોડા ઘણા વિદ્વાનોએ દોડાવ્યા છે. લોહાણાઓનો ઉદ્‌ભવ ક્ષત્રિયોમાંથી છે, એ વાત તો આજે પણ સ્પષ્ટ છે. અને તેનાં ત્રણ ચિન્હ સમગ્ર જ્ઞાતિનાં આજના અવનતિના કાળમાં પણ પ્રચલિત છે. પ્રથમ પ્રત્યેક લોહાણો ફરજીયાત યજ્ઞોપવિત ધારણ કરે છે, જનોઇ પહેર્યા વિના એનાં લગ્ન થઈ શકતા નથી. દાણાબજારનો મજુર હોય, તો પણ તે જનોઈ ધારણ કરે છે, બીજું નામકરણ સંસ્કાર વખતે વિધાતાના પાટ ઉપર કલમને બદલે કટારી મૂકવામાં આવે છે, ભાવાર્થ એ કે ક્ષત્રિય કુલોત્પન્ન બાળકનું ભાવી અસ્ત્રશસ્ત્રથી લખાય છે, નહિ કે કલમથી. ત્રીજું લગ્ન પ્રસગે મીંઢોળ બાંધવાથી–મીંઢોળ છોડતા સુધી વરરાજા તલવાર ધારણ કરે છે. અને વરઘોડામાં પણ

: લેખક :

**● ● શ્રી. માવજી ગોવિંદજી શેઠ ● ●**

**લોહાણા જ્ઞાતિના ઈતિહાસને નવીજ દ્રષ્ટિથી નિહાળતું આ આછું અવલોકન આપણા અભ્યાસી લેખકની કલમમાંથી ટપકી પડયું છે !**

એ તલવાર ખભે રાખે છે. વાણીયા બ્રાહ્મણો સાસરે પરણવા જતા હાથમાં શ્રીફળ રાખે છે; માન્યતા એવી છે કે લોહાણાઓ ક્ષત્રિય છે, તેઓ સૂર્યવંશી છે.

## લોહાણા રઘુવંશી છે ?

ઉપરની બાબત સમજાય તેવી છે. પણ જ્ઞાતિમાં અને અન્યત્ર એવી પણ માન્યતા છે કે લોહાણા રઘુવંશી છે, એટલું જ નહિ પણ અમુક સમુદાયનું એવું માનવું છે કે તેઓ લવવંશી છે. એટલે કે લવના 'લવાણા'. પણ બારીકીથી તપાસતાં આ બન્ને દાવાઓ બુદ્ધિગ્રાહ્ય નથી તેમ શાસ્ત્રની કસોટીમાં પણ સફળ નિવડતાં નથી. જો લોહાણા રઘુવંશી કે લવવંશી હોય તો એમનું ગોત્ર એકજ હોવું જોઇએ. અને સગોત્ર હોવાથી લોહાણો લોહાણાની દીકરીને પરણી શકે નહિ. એટલું જ નહિ, પણ લોહાણાઓમાં એકજ ગોત્ર પ્રચલિત હોવું જોઇએ. તેને બદલે જ્ઞાતિમાં લગભગ એકસો આઠ જેટલા ગોત્રો મોજુદ છે. આ ગોત્રો નૂખનાં રૂપમાં છે. અને એક વિદ્વાન સારસ્વતે એ નુખોની સામે એનાં મૂળ ગોત્રો આપેલા છે. આ ગોત્રો અને નૂખોનું સામ્ય એમણે કયાંથી મેળવ્યું અથવા એ સામ્ય મેળવવામાં એમની પાસે શો આધાર છે, એ એમણે પોતાના પુસ્તકમાં જણાવ્યું નથી. તેમ એ ન માનવાનું પણ કંઈ કારણ નથી. કારણ કે એ બધા ગોત્રો ક્ષાત્રગોત્રો છે.

એક વાત અત્રે ધ્યાનમાં રાખવા જેવી છે કે ગોત્રો રઘુરાજા કે લવરાજા પછી થયાં કે વેદકાળનાં છે. ઇતિહાસ ઉત્તર આપે છે કે ગોત્રો રઘુરાજા તથા લવરાજાની પહેલાનાં છે. જો એમ હોય તો લોહાણા સૂર્યવંશી હોઇ શકે, પણ પેટા વંશ તરીકે સૂર્યવંશના રઘુવંશી કે લવવંશી હોઇ શકે નહિ. લોકમાન્યતા સરળ રસ્તા શોધે છે. પણ બારીકીથી જોઇએ તો એમાં ઉણપ જણાય છે લવના 'લવાણા' તરીકે ઓળખવામાં એટલી સરળતા છે કે એ સત્ય છે કે નહિ એ તપાસવાની ફુરસદ બહુ થોડાને હોય છે. પણ 'લવાણા' શબ્દ કયાંય જડતો નથી. પૃથ્વીરાજ રાસો'માં લોહાણા શબ્દ છે. તેમ 'ચચ્ચનામા'માં પણ એજ શબ્દ છે. એટલે એને પ્રમાણભૂત ન માનીએ તો ખરો શબ્દ મેળવવાનો આપણી પાસે બીજો ઇલાજ નથી.

### 'આણી' પ્રત્યય પરથીઅનુમાનો

એક નવો પ્રયોગ એક વિદ્વાન બંધુએ થોડા સમય પર શરૂ કરેલો પણ એ પ્રયોગ વિચિત્ર અને કપોળકલ્પિત દેખાય છે. એમણે 'લોહાણા' તેમજ 'લવાણા' એ બે પ્રચલિત શબ્દો રહેવા દઈને 'લવાણી' એ શબ્દ-એજ સાચો શબ્દ છે, એમ ઠરાવવા પ્રયત્ન કરેલો પણ તે બહુ ગ્રાહ્ય થયો હોય, એમ દેખાતું નથી. એ વિદ્વાન બંધુએ પણ લોહાણાને લવવં-



● : જીવંત સર્વસંગ્રહ : ●

શ્રી. માવજી ગોવિંદજી શેઠ લોહાણા જ્ઞાતિના જીવંત સર્વસંગ્રહ સમા પીઢ અને અભ્યાસી લેખક છે, તેમની પાસે માહિતીઓનો કુબેર ભંડાર ભર્યો છે. જ્ઞાતિ ઉપયોગી અનેક વસ્તુઓ તેમના ભેજાંમાં ભરી છે. અને જ્ઞાતિનો ઈતિહાસ તેમની જીભે રમે છે !

તેમનું આલેખેલું ઇતિહાસનું આ આછું અવલોકન અનેક નવી વાતો રમતી કરે છે, અનેક નવા પ્રશ્નો તરતા મૂકે છે, અને જ્ઞાતિને નવીજ દૃષ્ટિ આપે છે !

શિય ધારીનેજ ઉપરનો પ્રયોગ અજમાવેલો પણ 'લવવંશિય હોવાનોજ પાયો જ્યાં કાચો છે. ત્યાં 'લવાણી' શબ્દને સ્થાનજ કયાં? 'આણી' પ્રત્યય આખા ભારતવર્ષમાંથી માત્ર સિંધ અને કચ્છમાં જ વપરાય છે. અને તેનો અર્થ 'વંશિય' અથવા 'વંશમાંથી ઉતરી આવેલા' એવો થાય છે. ભીમજીઆણી —કે માધવાણી એટલે ભીમજી અને માધવજી ઠક્કરના વંશજ. હવે 'આણિ' પ્રત્યય સંસ્કૃતમાં જડતો નથી. મને સંસ્કૃત બહુ નથી આવડતું પણ ફારસી ભાષાનો થોડો અભ્યાસ કરવાથી એટલું જાણું છું કે અરબસ્તાન અને ઇરાનમાં 'આણિ' પ્રત્યય ઉપરના અર્થમાં ઠેર ઠેર વપરાય છે. ઇરાનીઓમાં ફેરમાની, કચીમયાની, તેમ અરબસ્તાનમાં પણ તેનો ઉપયોગ છે. પણ સંસ્કૃતમાં એ પ્રત્યયનો ઉપયોગ કયાંય સાંભળ્યો નથી. અને લવરાજાના વખતમાં સંસ્કૃત વધારે પ્રચલિત હોય તો 'આણિ' પ્રત્યય એ વખતનો નથી. અફગાનિસ્તાનમાં 'લબ્બાની' એ નામની એક જાત છે. એના ઉપરથી એમણે અનુમાન કર્યું હોય, એ સંભવિત છે. પણ પ્રચલિત શબ્દ ઉપર મનસ્વી શબ્દ ઠોકી બેસાડવાના પ્રયાસ આવકારદાયક નથી.

## ભૂતકાળની ભવ્યતા

મૂળ ગમે તે હોય, આજે આપણે 'લોહાણા' કે 'લવાણા' એ નામે ઓળખાઈએ છીએ, આટલી વાત ચોકકસ છે. આપણી જ્ઞાતિનો મુખ્ય વિષય આજે વ્યાપાર છે, ગઈ કાલે રાજ્યકારભાર અને શસ્ત્રસંપન્નતા હતાં. આવતી કાલે શું રહેશે એ કહી શકાતું નથી. જ્ઞાતિ મોટી છે. એટલે એમાં દિવાનોથી અને ઉદ્યોગપતિઓથી માંડી—અને મજુર કે બકાલું વેચનાર સુધીની વ્યકિતઓ છે.

જયચંદ રાઠોડના સમયમાં ભારત સમ્રાટ પૃથ્વીરાજના સોળ સામંતોમાં એક સામંતનું નામ અજાનબાહુ છે. એ લોહાણા હતો અને રાજવી હતો. એને 'રાસા'ની કથા પ્રમાણે એક શૂરવીરતાના કાર્યની કદર તરીકે પાંચ કીલ્લા ભેટ આપેલા. અને તે કીલ્લાના નામમાં ગ્વાલિયર, ચિતોડગઢ, ચંદેરી. એમ પાંચ ગઢનો ઉલ્લેખ 'પૃથ્વીરાજ-રાસા'માં છે, એટલે મૂળ લોહાણા રાજવી હતા. એમાંથી સૈનિક થયા, તેમાંથી પ્રધાન અને સરદાર બન્યા અને સિંધ કચ્છ, અને કાઠિયાવાડના રાજ્યોમાં કાર્યકુશળ અને લડાયક દિવાનો અને સરદારો તરિકે નામના મેળવી. એમના મુખ્ય નામો સુવીદીત છે, સિંધમાં દિવાન ગીદુમલ વગેરે, કચ્છમાં દેવકરણ શેઠ, પૂંજો શેઠ, દેવજી શેઠ, અને દેવચંદ શેઠના નામો જાણીતા છે, તેવીજ રીતે જામનગરમાં મેઘરાજ ઠક્કર, પ્રેમજી, શેઠ મશહૂર છે. દેવકરણ શેઠના કચ્છ કઠિઆવાડ સિંધમાં બાંધેલા ગઢ અને કીલ્લાઓ આજે પણ એ જવલંત ઇતિહાસના સ્મરણસ્થંભો રૂપે આજના અવનતિ કાળમાં પણ ઉભેલા છે.

## 'લોહરગઢ'ની દંતકથા

મૂળના સબંધમાં એક વાત લખવા જેવી છે. લોહરગઢની દંતકથા અને લોહરગઢ એટલે અર્વાચિન લાહોર એમ ઘણા લોકો માને છે. પણ એના કરતાં કનોજમાં જયચંદ રાઠોડના વખતમાં એના લશ્કરનો એક અગત્યનો ભાગ લોહાણા તરીકે ઓળખાતો અને તેમના 'લોહ' એટલે તલ્વારની આણ ફરતી. માટે તેઓ લોહાણા કહેવાતા. જયચંદ રાઠોડની માતુશ્રીના મરણ પ્રસંગે રાજ્યગોર સારસ્વત બ્રાહ્મણ હતા અને તે રીસાયા હતા. તેમણે દેશવટો લીધો, તેમની સાથે લોહાણા પણ ચાલી નીકળ્યા. અને સિંધમાં આવીને વસ્યા. અને તેમાંથી આજની વિસ્તીર્ણ જ્ઞાતિ પ્રગટ થઈ. મારો એક મિત્ર રજપૂતાનામાં કરૌલી રાજ્યનો મહેમાન બેચાર વાર થઈ આવેલો અને તેણે જણાવેલું કે તમારો લોહરગઢ કરૌલી રાજ્યની સરહદ ઉપર છે. અને આજે પણ લોહરગઢ નામથી ઓળખાય છે. એની શોધખોળ મારાથી બની શકી નથી, પણ આ વાત તપાસી જોવા જેવી છે. અને કનોજમાં પણ તપાસ કરવા જેવી છે. પણ આપણી આજે પણ ઉચ્ચવિદ્યા તરફની ઉદાસિનતા આપણને આડે આવે છે. જ્ઞાતિમાં વેપારી ઘણા છે પણ વિદ્વાનો અલ્પ છે. અને જે છે તેઓને પુરતાં સાધન મળતા નથી. અને જ્ઞાત્યાભિમાન દહાડે દહાડે ક્ષિણ થતું જાય છે. જ્ઞાત્યાભિમાન દેશાભિમાનનું એક અંગ છે, એમ સમજનારને આ બે અભિમાન વચ્ચે વિરોધ દેખાતો નથી. પણ સમયના પ્રવાહમાં જ્ઞાતિઓ રહેશે કે તણાઇ જશે, એ પ્રશ્નનો ઉત્તર કોણ આપી શકે? એટલું તો ચોકકસ કે જ્ઞાતિઓ રહે તો પણ આજના સ્વરૂપે નહિ પણ વધારે ઉદાર, અસંકૂચિત અને વિલાયતની ટ્રેડ યુનિયન કે ગીલ્ડના સ્વરૂપે ફેરવાઈ જાય તો નવાઈ નહિ.

ભૂતકાળ એ ભાવિ ઉપર પ્રકાશ ફેંકનાર દીવાદાંડી છે. આપણો ભૂતકાળ જવલંત છે, ઉજ્વળ છે, તેજસ્વી છે, કીર્તિમંત છે, અને એની પ્રેરણાથી લોહાણા બાળકો પોષાય એના કરતાં ગૌરવવંતી બીજી વાત જ્ઞાતિને માટે હોઈ શકે નહિ.

## મ્યુનિસિપલ કોરપોરેટરો



★ શ્રી. શિવદાસ ચાપાસિંહ ઠક્કર ★



★ શ્રી. દેવજી રતનશી ★



★ શ્રી. નરભેરામ ન. પોપટ ★

વનરાજ પીકચર્સ

નાં

: આવતા આકર્ષણો :

વતન કે લીયે

શમશેરબાજ

આવે છે :

બોમ્બે કોલીંગ

ફેઈમસ ફીલ્મ કુાં૦નું

ધર્મપતિ [હિન્દી]

બુકીંગ માટે લખો :

બોમ્બે પીકચર્સ કોરપોરેશન

આહમદ ચેમ્બર, લેમિંગ્ટન રોડ—મુંબઇ-૪.

# મહાજનો અમર તપો!



મહાજન !

મહાજન શબ્દમાં અનેરી ભાવના ભરી છે! પ્રબળ એવી એની મહત્તા છે, એના અણુંએ અણુંમાં અદ્ભૂત ગૌરવ ભર્યું છે! મહાજન શબ્દના ઉચ્ચાર સાથે ચક્ષુએ સમક્ષ સંગઠન, શૌર્ય, સિધ્ધાંત, સ્વાધિનતા, સ્વબળ અને સ્વમાનતાનો ગૌરવવંતો ઇતિહાસ ખડો થાય છે!

ઇતિહાસના પૃષ્ઠે પૃષ્ઠ ઉખેળી નાખો, એમાં મહાજનસંસ્થાની ભવ્યતા, મહાર્જનસંસ્થાની મહત્તા, મહાજન સંસ્થાની આદર્શતા, મહાજન સંસ્થાની અમીરાત, મહાજન સંસ્થાનાં ઐશ્વર્યનાં સ્પષ્ટ દર્શન થશે!

એક કાળ હતો, જ્યારે મહાજનોને હાથ રાજવહીવટનાં સૂત્રો હતાં, એક કાળ હતો જ્યારે મહાજનોના હાથમાં સેંકડો માનવીઓની જીવનદોરી હતી, એક કાળ હતો જ્યારે મહાજનોના હાથમાં વતનની આબાદી, આઝાદી અને ઇજ્જતઆબરૂનો સવાલ હતો, એક કાળ હતો જ્યારે મહાજનના એક એક શબ્દે ધરણી ધ્રૂજતી હતી!

તવારીખ સાક્ષી પૂરે છે કે મહાજનોએ ઈજ્જત આબરૂ ખાતર માથા મૂકયાં છે અને આગ સાથે ખેલ ખેલ્યાં છે!

❋

અને જ્ઞાતિમહાજન એટલે જ્ઞાતનું તંત્ર સુવ્યવસ્થિત ચલાવનાર એક મહાન શક્તિ. જ્ઞાતિના સમસ્યામય સવાલોની ઉકેલના, જ્ઞાતિનાં અને જ્ઞાતિજનોના નાના મોટા પ્રશ્નોની ચિંતા મહાજનોને શીરે હોય છે, સ્નેહ, પ્રેમ અને પ્રિતીથી, શામ, દામ ને દંડથી પણ જ્ઞાતિનાં તંત્રને સુવ્યવસ્થિત રાખવાની આકરી જવાબદારી મહાજનોની છે!

જ્ઞાતિમહાજનોએ જ્ઞાતિમાં પેશેલા પ્રત્યાઘાતો, જ્ઞાતિમાં અવતરેલા અનિષ્ટો, અનીતિ, અત્યાચાર અને આપખુદીમાં આગ લગાવવાનો સદા સબળ પ્રયત્નો ગતિમાં રાખવા ઘટે, મહાજનોએ જ્ઞાતિમાં સુખ, શાંતિ, સુવાસ પ્રસરાવવા સર્વ કાંઇ કરી છુટવું ઘટે, જ્ઞાતિને સુવ્યવસ્થિત રાખવા માટે પોતાના જીવનની સર્વ શકિતઓ રેડી દેવી ઘટે!

એ યાદ રહે કે મહાજનો માત્ર વાડીવજીફાનાં વહીવટદાર નથી, મહાજનો કેવળ 'કલદારની કોથળીઓ'નું રખોપું કરનારા નથી, મહાજનો માત્ર લાગાટકા ઉઘરાવનાર પેઢીઓ નથી, પણ મહાજનો તો છે જ્ઞાતની ઈજ્જત અને આબરૂ વધારનાર સેવાપંથનાં ઝંડાધારી.

એનું કર્તવ્ય પવિત્ર છે, એની જવાબદારી મહાન છે, એનું જીવન સ્ફટીક શું સ્વચ્છ હોવું ઘટે !

મહાજન શબ્દમાં અજબ અમીરાત અને ઐશ્વર્ય ભર્યું. છે. મહાજનો અમર તપો !

: સંપાદક :

# કચ્છી, હાલાઇ, ઘોઘારી ત્રિવેણી સંગમ
# ની
# ★ મહાજન સંસ્થાઓ ★

## કચ્છી
## લોહાણા પાંચતડા મહાજન

કચ્છી લોહાણા મહાજનનો ઇતિહાસ અનેક પુરૂષાર્થોથી ભર્યો પડયો છે. છેક મુંબઇના મંડાણકાળે મુંબઇમાં આવીને સાહસશૂરી કચ્છી પ્રજાએ તેના વ્યાપાર-જગતમાં માનભર્યું સ્થાન પ્રાપ્ત કર્યું હતું, તેમાં લોહાણાઓ મુખ્ય હતા.

### સ્થાપના કાળ

ઇસ્ટ ઇન્ડીયા કંપનીની ધ્રુજતી સત્તા જ્યારે મુંબઇ પર શાસન કરતી હતી ત્યારેજ કચ્છી લોહાણા સાતતડા મહાજનની સ્થાપના થઇ હતી. તેના મુખ્ય કાર્યવાહક લોહાણા જ્ઞાતિના નરવીર સ્વ. કરમશી રણમલ લાખા હતા. તે સમે દરીયાસ્થાનની પણ સ્થાપના થઇ હતી.

### ઉજ્વળ ઇતિહાસ.

એ પછી અનેક લોઢ તેના પરથી વહી ગયા છે. વિવિધ રંગોએ કચ્છી લોહાણા મહાજનનો ઇતિહાસ રંગાયલો છે એકંદર રીતે કચ્છી લોહાણા મહાજનનો આવરદાકાળ શૌર્ય અને સાહસના પ્રસંગોમાં ભરપુર છે.

કાળે કરીને આજે સાતતડા મહાજન નથી રહ્યું, તેના બે વિભાગ પડયા છે. એક બાજુ પાંચતડા છે, બીજી બાજુ બેતડા મહાજન છે. પાંચતડા મહાજન હસ્તક દરીયાસ્થાનની જંગી મહાજનવાડી, બાજુનું મકાન અને ચીંચપોકલી પર સસ્તા ભાડાની ચાલી છે.

### વહીવટદારો

દર વરસે હોદ્દેદારોની અને મેનેજીંગ કમિટીની ચુંટણી થાય છે. ચાલુ વર્ષના હોદ્દેદારોમાં પ્રમુખ શ્રી કલ્યાણજી ક. દામજી, ઉપપ્રમુખો શ્રી શિવદાસ ચાંપસિંહ ઠક્કર અને શ્રી પરષોત્તમ ચત્રભુજ મરકાઇ, અને સેક્રેટરીઓ શ્રી રણછોડદાસ કોટક અને શ્રી. ચત્રભુજ લીલાધર છે.



# શ્રી હાલાઇ લોહાણા મહાજન

મુંબઇ શહેરમાં વસતા હાલાઇ લોહાણા વિભાગનું 'મુંબઇ હાલાઇ લોહાણા મહાજન' મુંબઇમાં હાલાઇ લોહાણાઓનો વસવાટ શરૂ થયો, તે સમયથીજ અસ્તિત્વ ધરાવે છે.

મહાજનશ્રીએ તેની સવાસો વર્ષ કરતાં વધુ વર્ષની જીંદગાનીમાં અનેક પ્રકારનાં રંગોતરંગો જોયા છે, અનુભવ્યા છે. ચડતીપડતી આફત અડચણો, આશાનિરાશા વચ્ચેનું તેનું જીવન લાંબા ઇતિહાસ સમાન છે.

વચ્ચે વચ્ચે કેટલાક સમય એવા આવી ગયા કે તેનાં અસ્તિત્વની પણ ચિંતા થઇ પડતી, સભ્યોનાં અંદર અંદરના ઝઘડાને કારણે પણ અવનવા પ્રસંગો આવતા.

પરંતુ ઇ. સ. ૧૯૦૮ ના અરસાથી તેના જીવનમાં શાંતિ છવાતી ગઇ, તે સમયે નવા ટ્રસ્ટડીડો થયાં અને નવા ટ્રસ્ટીઓ નીમાયાં, કેટલાક નવા નીયમો ઘડાયાં.

## ટ્રસ્ટીઓ.

હાલ તેના ટ્રસ્ટીઓ (૧) શ્રી. મુરારજી આણંદજી તન્ના (૨) શ્રી. ડાહ્યાભાઇ અમરશી (૩) શ્રી. જમનાદાસ દેવરામ (૪) શ્રી. મોહનલાલ ભીમજી વણઝારા (૫) શ્રી. કલ્યાણજી કહાનજી માસ્તર (૬) શ્રી. રણછોડદાસ ઝીણાભાઇ (૭) શ્રી. રતિલાલ ત્રિભોવન ઠક્કર (૮) શ્રી. જયકૃષ્ણ ના. વર્મા (૯) શ્રી. મોરારજી કેશવજી છે, તેમાંથી દર વરસે એક મેનેજીંગ ટ્રસ્ટી ચુંટાય છે.

ઇ. સ. ઇ૧૯૦૮ માં નવું ટ્રસ્ટડીટ થયું ત્યારે ઠાકુરદ્વાર પરની મહાજનવાડી અને ત્રણેક હજાર રૂપિયાની રોકડ રકમ મહાજનશ્રીના હસ્તક હતી.

આજે તો અનેક ટ્રસ્ટો અને મિલ્કતો મહાજનશ્રીના હસ્તક આવ્યાં છે. તે પરથી સમજી શકાય છે કે હાલના ટ્રસ્ટીઓએ જ્ઞાતિનો અગાધ વિશ્વાસ સંપાદન કર્યો છે.

## મહાજનશ્રીની મિલ્કતો.

મિલ્કતોમાં ઠાકુરદ્વાર પરની મહાજનવાડી અને વિઠ્ઠલવાડીની નારાયણવાડી ઉપરાંત સ્વ. શેઠ મગનલાલ હીમતલાલ બરફીવાળાના વીલની રૂએ તેમનું સી. પી. ટેન્ક પરનું મકાન મહાજનશ્રીના હસ્તક છે. લોનાવાલાનું 'સ્વ. વિઠ્ઠલદાસ કરસનદાસ હાલાઇ લોહાણા આરોગ્ય ભુવન' પણ મહાજનશ્રીના હસ્તકજ ચાલે છે. ઉપરાંત આડકતરી રીતે તો અનેક સંસ્થાઓમાં મહાજનશ્રીએ પ્રાણ પૂર્યો છે.

## ઉજ્વળ કાર્યો.

કેળવણીના ક્ષેત્રમાં ગરીબ વિદ્યાર્થીઓને પુસ્તકો અને સ્કોલરશીપ પાછળ મહાજનશ્રી વાર્ષિક રૂા. ૨૫૦૦ ખર્ચે છે. નિરાશ્રીતોને મદદ માટે ૬૦૦ રૂપિયા ખર્ચાય છે. નિરાશ્રીત ફંડની લગભગ રૂા. ૨૦ હજાર રૂપિયાની રકમ મહાજનશ્રી પાસે છે. તેમાંથી ૩૦-૩૫ કુટુંબો ખાસ કરી વિધવાઓને માસિક મદદ આપવામાં આવે છે. આ રીતે અઢીથી ત્રણ હજાર રૂપિયા દર વર્ષે મહાજનશ્રી ખર્ચે છે. ઉપરાંત 'હાલાઇ લોહાણા મહાજન સહાયક ફંડ' નામે બેકાર જ્ઞાતિબંધુઓને ધંધો કરવા માટે સગવડ કરી આપવા મહાજનશ્રીએ ફંડ ખોલ્યું છે. ઉપરાંત બહારના ટ્રસ્ટો, ફંડો અને બીજી સંસ્થાઓનો લાભ મહાજનશ્રી જ્ઞાતિબંધુઓને અપાવે છે.

આ ઉપરાંત કેટલાંય નિરુપયોગી બનેલા ટ્રસ્ટોને તેમજ ફંડોને મહાજનશ્રીએ પુરી કાબેલીયાત, બાહોશી અને કોર્ટે ચડીને પણ તેને ઉપયોગી બનાવી તેનો લાભ જ્ઞાતિને અપાવ્યો છે.

પોતાના વિભાગની દરેક રીતની બહેતરી માટે મહાજનશ્રીએ અથાગ પ્રયત્નો કર્યા છે, મીલ ઉદ્યોગના શિક્ષણ માટે સગવડ, સસ્તા અનાજની દુકાન, નાનાં બાળકોને દુધ પુરૂં પાડવું, વગેરે રચનાત્મક પ્રવૃત્તિઓ મહાજનશ્રીએ ભુતકાળમાં તન, મન અને ધનના ભોગે ચલાવી હતી.

## સામાજીક સુધારાઓ.

તેમજ જ્ઞાતિમાંથી કુરિવાજો અને સડાઓ દુર કરવા મહાજનશ્રીએ તનતોડ મહેનત કરી છે. જ્ઞાતિજનોનું જીવન ઉજવળ બને એ ખાતરના તેના પ્રયાસો અનન્ય અને અભિનંદનિય છે.

લગ્ન પ્રસંગના નકામા ખર્ચાઓ, રિવાજો અને રૂઢીઓ, મરણુ પાછળનાં કુરિવાજો ટાળવા, મૃત્યુ-ભોજનો, એક ઉપર બીજી સ્ત્રી, વૃદ્ધલગ્નો વગેરે સમાજનાં કાળાં ધાબ્બાંઓ નાબુદ કરવા માટે મહાજનશ્રીએ સખ્ત કાયદાકાનુનો ઘડી બીજા મહાજનો માટે દાખલા પુરા પાડયા છે.

## નુતનયુગને પગલે પગલે.

તેમજ લોહાણા જ્ઞાતિનાં દરેક પ્રસંગે અતિ ઉત્સાહથી મહાજનશ્રીએ સાથ આપ્યો છે. જ્ઞાતિની પરિષદો, યુવકસંમેલનો, વગેરેમાં મહાજનશ્રી પોતાના પ્રતિનિધિઓ મોકલતું રહ્યું છે. તેમજ તે પ્રવૃતિમાં અગત્યનો—સક્રિય સાથ આપ્યો છે. જ્ઞાતિનું ગૌરવ વધારતા વિદ્યાર્થીઓ યુવકો અને વ્યક્તિઓને પ્રસંગે પ્રસંગે સન્માનીને સમય સાથે રહેવાની ફરજ સાચવી છે.

તેમજ જ્ઞાતિ એ રાષ્ટ્રનું અંગ છે, એ હીસાબે રાષ્ટ્રજીવનના ઘડતરમાં મહાસભાને દરેક વખતે દરેક કાર્યમાં મહાજનશ્રીએ પુરતો સાથ આપ્યો છે. ગુજરાતનાં જુદા જુદા જલપ્રલયો, વખતે અગત્યની મદદ પહોંચાડી હતી. તેમજ બીહારના ધરતીકંપ વખતે રાજેન્દ્રબાબુને રોકડ રકમ પહોંચાડવામાં આવી હતી, ઉપરાંત ૮ થી ૧૦ કુવાઓ ગળાવી આપ્યા હતા. મુંબઇના કોમી હુલ્લડો વખતે હુલ્લડમાં સપડાયેલાઓને રહેવાની, ખાવાની તેમજ વતનમાં જવાની મદદ કરી હતી.

ઇ. સ. ૧૯૩૦-૩૨ ના સત્યાગ્રહ સંગ્રામમાં ઝંપલાવનાર જ્ઞાતિબંધુઓને મહાજનશ્રીએ સોનાનાં ચાંદ અર્પણ કર્યા હતા. તેમજ લડત વખતે જ્ઞાતિભોજનો બંધ રખાવ્યા હતા. અને જરૂરને પ્રસગે વાઇસરોયને તાર કર્યા હતા. તેમજ દરેક ચુંટણીમાં મહાસભાના ઉમેદવારોનેજ મત મળે એવા પ્રયાસો પણ કરવામાં આવે છે. આ રીતે છેલ્લી મ્યુનિસીપલ ચુંટણીમાં મહાસભા તરફથી ઉભા રહી ચુંટાનાર આપણા ચારે જ્ઞાતિબંધુઓને અભિનંદન આપવા વિભાગના ભેદ વિના મેળાવડો ગોઠવાયો હતો.

મહાજનશ્રી તરફથી મુંબઇના હાલાઇ લોહાણા બંધુઓની વસ્તી ગણત્રી કરી ડીરેકટરી પણ બહાર પાડવામાં આવે છે.

તેમજ છેલ્લે છેલ્લે ઠાકુરદ્વાર પરની મહાજનવાડીની શતાબ્દી ઉજવી તેમાં માતુશ્રી કાનબાઇ, સ્વ. શેઠ ગીરધરદાસ જેઠાભાઇ જે. પી. સ્વ. શેઠ રૂગનાથદાસ લાલજી, સ્વ. શેઠ અમરશી કાનજીની ઓઇલ પેઇન્ટ છબીઓ ખુલ્લી મુકાવી હતી.

## હાલનો વહીવટ.

મહાજનશ્રીના કારોબારમાં ટ્રસ્ટીઓને મદદ કરવા મેનેજીંગ કમિટી ચુંટવામાં આવે છે. ઉપરાંત તેમાંથી જુદા જુદા કાર્યો સરળતાથી પાર પડે એ ખાતર પેટા સમિતિઓ પણ નીમવામાં આવે છે.

મહાજનશ્રીના હાલના પ્રમુખ શ્રી. મોરારજી આ. તન્ના, ઉપપ્રમુખ શ્રી. ડાહ્યાભાઇ અમરશી, અને સેક્રેટરીઓ શ્રી. મોહનલાલ ભીમજી વણઝારા તેમજ શ્રી. કલ્યાણજી કહાનજી માસ્તર છે. બધા મળીને કારોબારી ૫૧ સભ્યોની બનેલી છે.

જ્ઞાતિજીવનને વ્યવસ્થિત તેમજ સ્વચ્છ બનાવવા ઉત્તમ કાયદા કાનુનો ઘડી, રાષ્ટ્રઘડતરમાં સહાનુભુતિ અર્પી સ્વદેશનાં સવાલોમાં સમભાવી રહી, અને જ્ઞાતિબંધુઓને અનેક પ્રકારે ઉપયોગી થઇ 'શ્રી મુંબઇ હાલાઇ લોહાણા મહાજને' પોતાનું નામ તવારીખને ચોપડે સોનેરી અક્ષરે લખાવ્યું છે, એમ કહ્યા સિવાય ચાલતું નથી.



# શ્રી મુંબઇ ઘોઘારી લોહાણા મહાજન

મુંબઇ જે પ્રથમ એક નાનકડો ટાપુ હતો, તેમાંથી વૃદ્ધિ પામ્યું. સુરત, ભરૂચ, ઘોલેરા, ખંભાત, ઘોઘા ઇત્યાદિ બંદરો ભાંગવા લાગ્યા અને ત્યાંના વેપારીઓનું ધ્યાન મુંબઇ તરફ ખેંચાયું કચ્છ અને કાઠીયાવાડમાંથી કેટલાક સાહસિક લોહાણાઓ વહાણ કે પગ રસ્તે મુંબઇ તરફ આવ્યા. સંવત ૧૯૫૬ સુધી મુંબઇમાં આપણા લોહાણાઓની વસ્તી આજની વસ્તીના હિસાબે બહુજ ઓછી હતી. પણ છપ્પન કાળથી લોકો અત્રે વધુને વધુ ખેંચાવા લાગ્યા.

### ઇતિહાસના ઉંડાણમાં.

આ પહેલાં સુરત વલસાડ તેમજ ધરમપુર અને દહાણું ઉંમરગામ એ કાંઠાના ગામો તરફ પણ ભાવનગર અને ઘોલેરા વિભાગના ઘોઘારી ગણાતા લોહાણાઓ ઠીક પ્રમાણમા વસવાટ કરવા લાગ્યા હતા. પરિણામે ઘોલેરા, બાબરા અને ભાવનગરમાં લોહાણાઓની જે જબરી વસ્તી હતી તે ઓછી થઇ ગઇ. વળી જેતપુર, જસદણ અને આટકોટ તરફથી તેમજ વઢવાણ અને ઝાલાવાડના જે લોહાણાઓ અત્રે આવ્યા તેઓએ સાથે મળી મહાજન સંસ્થાની સ્થાપના સને ૧૮૪૨-૪૩ ની આસપાસમાં 'શ્રી ઘોઘારી લોહાણા મહાજન' એ નામે કરી હોય એમ જણાય છે.

### આદ્ય કાર્યવાહકો.

શરૂઆતમાં ચાલીસેક ઘરથી સંસ્થા ઉભી થઇ. શેઠ હરજી ઝીણા ઓઘા કાર્યવાહકોમાં મુખ્ય હતા. ઇ. સ. ૧૮૫૪ માં માર્ચ માસની ૧૩ મી તારીખે શેઠ હરજીભાઇએ શ્રી ઘોઘારી લોહાણાઓ માટે હાલની વાડીનું ટ્રસ્ટ શેઠ ઝીણા ઓઘાની વાડીને નામે કર્યું છે. એમ દસ્તાવેજ ઉપરથી મળી આવે છે,

રફતે રફતે ઘોઘારી લોહાણાઓની વસતી વધવા માંડી અને આસરે પોણોસો ઘર થયા. આ વખતે જ્ઞાતિમાં સંપ અને ઉત્સાહ અનેરો હતો. સહુ કોઇ ઠીક ઠીક પેદાશ કરતું હતું. એટલુંજ નહિ પણ સારા પ્રમાણમાં જ્ઞાતિબંધુઓને મદદ મળતી હતી. મુંબઇમાંજ નહિ પણ મુંબઇ બહાર અને કાઠીયાવાડમાં બધેજ જ્યાં જ્યાં જરૂર જણાય ત્યાં ત્યાં અત્રેથી મદદ મોકલવામાં આવતી હતી.

### તેજોમય તવારીખ.

મહાજનની શરૂઆત કરનાર ગૃહસ્થોમાં ઠા. રામજી ખીમજી હરિયાણી ઠા. જીવરાજ મકનદાસ કેશાણી ઠા. ભાણજી વિઠલદાસ કેશાણી ઠા. નાગજી જેઠાભાઇ મજીઠીયા અને ઠા. હરજી જીણા ઓઘા મજીઠીયા ઠા. કુબેર ઝવેર ભાયાણી એઓ મુખ્ય હતાં. આમ મહાજન સંસ્થાની શરુઆત કરનાર માટે જે કાંઇ હકીકત મળે છે તેમાં એક વસ્તુ સ્પષ્ટ થાય છે કે ઠા. રામજી ખીમજી અને ઠા. હરજી ઝીણા ઓઘાના ધનભંડાર અને સાધનો જ્ઞાતિના દરેક જરૂરીયાતવાળાને માટે હંમેશાં ખુલ્લાં હતાં. બહારગામથી આવનાર દરેક જ્ઞાતિબંધુ માટે તેઓ પુરેપુરી વ્યવસ્થા રહેવા ખાવાની અને ધંધા નોકરીની કરતાં અને એને તેઓ પોતાનું કર્તવ્ય સમજતાં.

ત્યારબાદ બહારગામથી વધુ જ્ઞાતિબંધુઓ આ તરફ આવવા લાગ્યા. અને વસ્તી વધીને સવાસો ઘરની થઇ. નવું લોહી જ્ઞાતિમાં ઉછળવા લાગ્યું અને એ બધાની વચ્ચે ઠા. ખીમજી ભગવાનદાસ ખંધડીયા, ઠા. ગીગા નથુ અને ઠા. વીરજી નથુ, ઠા. દુલ્લભદાસ મોરારજી માવાણી, ઠા. લવજી (બાદશાહ) વસાણી, ઠા. ગીરધર સુખલાલ દાવડા, ઠા. જેકરણ હરખજી મજીઠીયા, ઠા. ત્રીભોવનદાસ ભુલાભાઇ વગેરે ગૃહસ્થોએ મહાજનનું સુકાન સંભાળ્યું છે અને શોભાવ્યું છે. એ જમાનામાં વ્યવસ્થિત સખાવત શરૂ થઇ છે. આ પહેલાં સ્થાયી સખાવત કે ટ્રસ્ટો કરવા તરફ લોકોનું ધ્યાન બહુ હતું નહિ પરંતુ

જરૂરીઆતવાળાને શકિત પ્રમાણે છુપી મદદો હંમેશાં ચાલુ હતી પરંતુ ૧૮૫૭ના બળવા પછી બ્રિટીશ સરકાર વધારે મજબુત રીતે દેશનો કારભાર કરવા લાગી અને સાથે સાથે નવી વ્યવસ્થા અને કાયદાઓ તરફ લોકોનું ધ્યાન ખેંચાયું. એનો લાભ સ્થિતિપાત્ર ગૃહસ્થોએ જ્ઞાતિને આપ્યો છે, પરંતુ એ જમાનો સહુથી વધુ પુન્ય અગર ફરજ સદાવ્રત ધર્મશાળાઓ અને મંદિરોમાં માનતો હતો એટલે ઠા. ખીમજી ભગવાનદાસ, ઠા. ગીગા નથુ અને ઠા. વીરજી નથુ અને ઠા. દુર્લભદાસ મોરારજી માવાણી એઓએ ચિરસ્થાઇ સખાવતો કરી છે.

ત્યાર પછી ઠા. નાનજી ભગવાન પોંદા, ઠા. રતનશી વસ્તા, ઠા. ખીમજી, ઠા. બાપુ કક્કલ, ઠા. બાપુ મનોર માવાણી, ઠા. મણીલાલ ધનજી વગેરે ગૃહસ્થો જ્ઞાતિમાં, ઠીક રસ લેતાં હતાં.

## કરૂણ પલટો

વીસમી સદીની શરૂઆત થતામાં મહાજન વ્યવસ્થામાં એક નવો ફેરફાર થયો એ તે હતો કે જેમ ભાવનગરમાં મહાજનનો વહીવટ શેઠાઇથી કેટલાક વરસોથી ચાલતો હતો અને હાલ પણ ચાલે છે તેમ અત્રે પણ બન્યું જણાય છે. અને શેઠાઇ દાવડા કુટુંબને સોંપાણી. આ શેઠાઇથી કામકાજ કેટલાક વરસો સુધી અહીં પણ ચાલુ હતું, અને અનુક્રમે શેઠ ગીરધર સુખલાલ દાવડા, શેઠ હરજીવન આણંદજી દાવડા, શેઠ દામોદર હરજીવનદાસ દાવડા, અને શેઠ કુબેરદાસ ગીરધરદાસ એઓએ સારી રીતે સાચવી, આખરે શેઠ જગજીવનદાસ છગનલાલ દાવડાએ શેઠાઇનું રાજીનામુ આપ્યું ત્યારથી અત્રે શેઠ દામોદરદાસ ભગવાનદાસ માવાણી આગેવાન તરીકે પુજાતા હતાં તેમની જ્ઞાતિની સેવા અજોડ છે. તેમના ગત થયા બાદ લોહારી જ્ઞાતિ મહાજનના વાતાવરણે કરૂણ પલટો ખાધો છે.

હાલમાં કામ કરતી મહાજન કમીટી પહેલાં ત્રીસેક વરસ આગળ ઠા. કુબેરદાસ ગીરધરદાસ દાવડા ઠા. દામોદરદાસ ભગવાનદાસ માવાણી ઠા. દામોદર ગોરધનદાસ સુખડવાળા, ઠા. વૃજલાલ નરોતમદાસ ઠા. દામોદરદાસ જેરામદાસ પોપટ, ઠા. વનમાળી શામજી ખંધડીઆ, ઠા. ધનજી ગોપાલજી ભાયાણી, ઠા. અમૃતલાલ માણેકલાલ, ઠા. વાઘજી કલ્યાણજી વગેરે આગેવાની ભર્યો ભાગ લેતાં હતાં. તેઓમાં પણ કયારેક મતભેદ થતાં પણ તેનો નિકાલ તેઓ સમજુતીથી લાવતાં. તેઓના વખતમાં શેઠ દામોદરદાસ સુખડવાળાના વિલાયતગમનને અંગે જ્ઞાતિ બહિષ્કૃતનો સવાલ ઉભો થયો હતો અને કેટલોક વખત બે પક્ષો પડી ગયા હતાં પણ તેનો નિર્ણય તેઓએજ આપસમાં કર્યો હતો. એજ પ્રમાણેજ સુપ્રસિદ્ધ "ઠકકર બાપા" જેઓએ જાહેર પ્રિતી ભોજનમાં ભાગ લીધો હતો તેઓ માટે પણ બહિષ્કૃતનો સવાલ ઉભો હતો પણ ખુદ ઠા. અમૃતલાલ વિઠલદાસ ઠકકરે (ઠકકર બાપા) જ્ઞાતિના હુકમને માથે ચઢાવી પક્ષ પડતાં અટકાવ્યા હતાં.

આ બાદ તો વીસમીસદીનો વંટોળ શરૂ થઇ ગયો હતો. અને જુનવાણી અને નવલોહીના વચ્ચે સુધારા વધારા માટે ખેંચતાણ શરૂ થઇ ગઇ હતી. છતાં જ્યાં સુધી શેઠ દામોદરદાસ ભગવાનદાસ માવાણી અને ઠા. વનમાળી શામજી અને ઠા. વૃજલાલ નરોતમ જશા જેવા ભડવીરો વિદ્યમાન હતાં ત્યાં સુધી તો મહાજનમાં મોટી ફાટ પડી હતી નહિ પણ આખરે ઇ. સ. ૧૯૨૧ માં મતભેદનો ઉભરો વધી પડયો. જ્ઞાતિ આ સ્થિતીથી કંટાળી ને નવી કમીટી નિમવાની માગણી તે વખતે કામ કરતી કમીટી પાસે કરી. કેટલાક જબરા આંદોલન પછી તેમ બન્યું પરંતુ જ્ઞાતિના કમનસીબે ઝગડો ઘટવાને બદલે વધી પડયો. ઝઘડાનો અંત આણવા શેઠ ચુનીલાલ ડાહયાભાઇ, શેઠ ત્રીભોવનદાસ ખુશાલદાસ પોપટ, શેઠ વૃજલાલ ગોવિંદજી અને શેઠ દુવારકાદાસ દામોદરદાસ એઓએ બનતું કર્યું છે. તેજ પ્રમાણે સામા પક્ષના શેઠ પ્રાણુવલ્લભ દામોદરદાસ વગેરે ભેગા બેસવા આતુર છે. આ બાજુ ૪૦—૫૦ ઘરો વચ્ચે આ સ્થિતિ ચાલુ છે. આમ આગેવાનોના

આ ઝઘડા શબ્દો અને સિદ્ધાન્તની ઘંટીમાં અઢી હજાર ઘોઘારીઓને પીસી રહ્યા છે. તેનો સત્વર નિકાલ આવે એમ સહુ કોઇ આશા રાખી રહ્યા છે.

### હાલનો આંતરીક વહીવટ.

મહાજનશ્રીના આંતરીક વહીવટમાં સમસ્ત સભ્યોમાંથી ત્રણ સભાસદોની એક મેનેજીંગ કમીટી ચુંટાય છે. તેમાંથી પ્રમુખ, ઉપ–પ્રમુખ, સેક્રેટરીઓ ખજાનચી, અને વાસણા ધ્યક્ષ ચુંટવાનો ધારો ઉપરાંત એક વ્યવસ્થાપક કમિટી પણ રહી છે.

### યુગપલટા સાથે પ્રયાણ.

યુગ પલટાયો છે, ને યુગપલટો પચાવવા આપણા આ મહાજને પ્રયાસ પણ કર્યો છે. ઇ. સ. ૧૯૩૭ માં જ્ઞાતિ માટે તણે ઘડેલા નવા ધારાધોરણોની કીંમત અવશ્ય કરવી રહે છે. કદાચ એ સંપૂર્ણ ન હોય, એમાં યુગપલટાના ધબકારા ખુબ ધેરી ગતિએ ન વાગતા હોય, પણ આટલી પ્રગતિપ્રિયતા મહાજનના નામને શોભાવે છે. એ બંધારણના નેજા નીચે કન્યાના ચૌદ વર્ષ અને અઢાર વર્ષ કરતાં ઓછી વયે લગ્ન કરવાની મહાજનશ્રીએ મનાઇ ફરમાવી છે, એક પર બીજી પત્નિ કરવાનો સખ્ત પ્રતિબંધ મુકયો છે. ૪૫ કરતા વધુ ઉંમરે કુમારી કન્યા સાથે લગ્ન કરવાની મનાઇ છે, વિધવા સ્ત્રીના ફરજીઆત મુંડાણ સામે લાલબત્તી ધરી છે, વિદેશગમન માટે છુટ આપી છે, આ અને આવા બીજા વેવિશાળ, લગ્ન સીમંતના પ્રદેશમાં તેમણે રોપેલાં સુંદર બીજો પ્રસંશા માગી લ્યે છે. ઉપરાંત લાગાટકા, દક્ષિણા, ઘરેણાં, કપડાંનું પ્રમાણ વગેરે બધું જ મહાજનશ્રીએ નકકી કરી આપ્યું છે, તે પણ નોંધનીય ગણી શકાય.

### મહાજનશ્રીની મહેચ્છા

સસ્તાભાડાની ચાલોનો પ્રબંધ કરવો, બાળકો માટે હુન્નર ઉદ્યોગ શાળાની ગોઠવણ કરવી, બેકાર ભાઇઓને ધંધે લગાડવા, ધંધા શરૂ કરવા લોનો આપવી, વૈદકીય મદદ કરવી, હોસ્પિટલ દવાખાના, સુવાવડખાનાની સગવડ કરવી, બાળીકાશ્રમની યોજના કરવી વગેરે વ્યવસ્થાપક સભાના હેતુઓ છે.

### હાલના હોદ્દેદારો.

મહાજનના હાલના પ્રમુખ શ્રી, ત્રિભોવનદાસ ખુશાલદાસ પોપટ અને ઉપ–પ્રમુખ શ્રી. વૃજલાલ ગોવીંદજી મીઠાઇવાળા, સેક્રેટરી શ્રી. ચીમનલાલ હરજીવનદાસ વજાણી છે.

મહાજનશ્રી હસ્તક ઝીણા ભોધાણીની વાડી છે, તે જ્ઞાતિજનોને ઘણી ઉપયોગી થઇ પડી છે. ત્યાં તેના માળ વધારી સસ્તા ભાડાની ચાલી બાંધવા માટે ગોવિંદાશ્રમવાળા શ્રી. વૃજલાલ ગોવિંદજીએ રૂપિયા બાવીસ હજારની નાદર રકમ અર્પણ કરી છે. એટલે આશા રહે છે કે હવે નજીકના સમયમાં સસ્તા ભાડાની ચાલ શરૂ થશે.

મહાજનના મેનેજીંગ કમિટીના સભ્યો ઉત્સાહી છે, કેટલાક યુવકો છે, તેઓ ધારે તો અદ્દભુત પરિવર્તન લાવી શકે !





## શ્રી કચ્છી લોહાણા બેતડા મહાજન



સાડતડા . મહાજનમાંથી છુટા પડીને બેતડા મહાજને પોતાનો સ્વતંત્ર વહીવટ શરૂ કર્યો છે. આ મહાજનશ્રી પોતાના પ્રદેશના જ્ઞાતિબંધુઓ પાસેથી કાયદેસરના લાગાટકા ઉઘરાવી જ્ઞાતિજનોની જરૂરીયાતો પુરી કરે છે, ગરીબોને મદદ પણ અપાય છે.

મઝગાંવ ખડક પર તેના હસ્તકનું એક મંદિર છે. બેતડાના પ્રથમ પ્રમુખ સ્વ શેઠ મેનજી સુંદર હતા. આજના તેના વહીવટદારોમાં પ્રમુખ શેઠ દેવચંદ ધમસિંહ શેઠીયા, ઉપપ્રમુખ શેઠ સંગજી સુંદરજી, અને સેક્રેટરીઓ શ્રી નેણસી ચાંપસી તેમજ શ્રી. પ્રાગજી જાદવજી છે.



# મહાજનવાડીઓ

## : દરીયાસ્થાન :

મહાજનશ્રીની સ્થાપના સમયે બંધાયલી દરીયાસ્થાનની જગ્યાને ૪. સ. ૧૯૨૬ માં વિશાળ સ્વરૂપ આપવામાં આવ્યું છે. આજે દરીયાસ્થાનની મુંબઇની એક વિશાળ વાડીમાં અગત્યની ગણુના થાય છે. તેનો વહીવટ પાંચતડા મહાજનના હસ્તક છે. જ્ઞાતિના લગ્નપ્રસંગો, જમણુવારો, સમારંભોમાં તે ઉપયોગી થઇ પડયું છે. સાધનોની વિપુલતા પણ ખાસ લક્ષ્ય ખેંચે છે. આ સ્થાન પરથી તે ગલીનું નામ દરીયાસ્થાન ગલી પડેલું છે.



## : હાલાઇ લોહાણા મહાજનવાડી :

ઠાકુરદ્વાર રોડ પર 'હાલાઇ લોહાણા મહાજન' વાડીનું વિશાળ મકાન આવેલું છે.

આ મહાજનવાડીની આવરદાને એક સૈકા કરતાં વધુ વખત વીતી ગયો છે. સંવત ૧૮૯૫ માં તો હાલાઇ લોહાણુ મહાજનના હસ્તક તેનું તંત્ર આવ્યું છે. હજુ ગઇ કાલેજ 'મહાજનવાડી શતાબ્દી મહોત્સવ' હાલાઇ જ્ઞાતિજનોએ અતિ ઉત્સાહપૂર્વક ઉજવ્યો.

મહાજનશ્રીના હસ્તક આ મહાજનવાડીનું તંત્ર આવ્યા બાદ તેના મકાનને સંવત ૧૯૮૭ ની સાલમાં તેને દુરસ્ત તેમજ સુધારા વધારા કરી આજની સુંદર હાલતમાં લાલવવામાં આવ્યું છે.

આ વાડી અતિ વિશાળ હોવાના કારણે જ્ઞાતિ પ્રવૃતિમાં અતિ ઉપયોગી થઇ પડી છે. ત્યાં જ્ઞાતિનાં જુદા જુદા સંમેલનો, સમારંભો અને સભાઓ ભરવામાં આવે છે. ઉપરાંત હાલમાં 'વ્યાયામશાળા' વગેરેનાં ઉપયોગમાં તે આવે છે.

એકી સાથે હજારો માણસો તેમાં ભોજન લઇ શકે, એટલી તેની વિશાળતા છે. અને રસોડાંના સાધનો પણ એટલાંજ વિપુલ પ્રમાણમાં છે તે નજીવા લવાજમથી જ્ઞાતિજનોને વાપરવા દેવામાં આવે છે.



## : નારણવાડી :

મુંબઇની બરાબર મધ્યમાં અને જ્યાં જ્યાં લોહાણા જ્ઞાતિની ભરચક વસ્તી છે, એ મુળજી જેઠા મારકીટના લત્તામાં વિઠલવાડીમાં હાલાઇ લોહાણા મહાજનના હસ્તકની બીજી વાડી નારાયણવાડી છે.

સ્વ૦ શેઠ નારાયણદાસ ધનજી ધરમસીના વીલની રૂએ તેમના એક ટ્રસ્ટી શેઠ ડોસાભાઈ જીવણની સાથે થયેલી સમજુતીથી ૪. સ. ૧૯૨૦ માં આ વાડીનો કબજો મહાજનશ્રીને મળ્યો છે.

ભરચક વસ્તી વિસ્તારમાં આવેલી આ વાડી મધ્ય વર્ગના જ્ઞાતિબંધુઓને પ્રસંગે ખુબ ઉપયોગી થઇ પડી છે. હંમેશના નજીવા ભાડે વાડી તેમજ તેના સાધનો ઉપયોગાર્થે મળી શકે છે.



## : ઝીણા ખોધાની વાડી :

વિઠલવાડીમાં આવેલી બીજી મહાજનવાડી સ્વ. ઝીણા ખોધાની વાડી તરીકે ઓળખાય છે. તેનો વહીવટ ઘોઘારી લોહાણા મહાજનના હસ્તક છે, અને ઘોઘારી લોહાણા જ્ઞાતિનાં તે ઉપયોગમાં આવે છે.

આ વાડી મહાજનને અર્પણ થઇ હતી, પણ તેના તે વખતમાં મારગેજ ઉપર લેણી રકમ નીકળી હતી, તેથી વાડી મહાજનના કબજામાંથી જવાની અણી પર હતી, પરંતુ મહાજનના કાબેલ ટ્રસ્ટીઓએ મહાજન ફંડમાંથી તે રકમ ભરીને પણ સ્વ. ઝીણા ખોધાનું નામ રાખ્યું.

આ વાડીને દુરસ્ત કરાવી, તેના ઉપરના ભાગમાં ઓરડીઓ પાડી ઘોઘારી બંધુઓ માટે આજે સસ્તા ભાડાની ચાલીની જે અસહ્ય ખોટ છે, તે.પુરી પાડવા ગોવિંદાશ્રમવાળા શ્રી. વૃજલાલ ગોવિંદજી મીઠાઇવાલાંએ મહાજનશ્રીને બાવીસ હજાર રૂપિયા અર્પણ કર્યા છે, પણ અંદર અંદરની કમનસીબ અથડામણુને કારણે આજસુધી તે પુણ્યકાર્ય ખોરંભે પડયું છે. આપણે ઇચ્છીએ કે નજદીકમાં ભવિષ્યમાં આ વાડીમાં ગરીબ લોહાણા બંધુઓને રાક્ષસી ભાડામાંથી રાહત અપાવવા 'નીવાસગૃહ'નાં મંડાણ મંડાઇ જશે.







★ સ્વ. શેઠ કરમશી દામજી ★ ● ● ● ★ સ્વ. શેઠ રૂગનાથ લાલજી ★

● મુંબઈ શહેરમાં ●

રાક્ષસી મકાનભાડાંનો ભીષણ ભરડો મધ્યમવર્ગની કત્લેઆમ કરી રહ્યો છે. કમાણીનો મોટો ભાગ તેમને ભાડામાં ભરપાઈ કરવો પડે છે, પરિણામે સામાન્ય સ્થિતિના માનવીઓની હાલત અતિ વિષમ બની જાય છે. તેમાંથી તેમને રાહત અપાવવા સસ્તાભાડાના નિવાસ-ગૃહોની અતિ આવશ્યકતા છે. એ ઉજ્જવળ કાર્ય મહાપુણ્ય ગણાવાને લાયક ઠરે છે!

# ★ નિવાસગૃહો ★




## ● શેઠ રૂગનાથ લાલજી ●
## હાલાઈ લોહાણા નિવાસ
[ ઠાકુરદ્વાર ]

ઠાકુરદ્વાર પર આવેલા 'શેઠ રૂગનાથ લાલજી હાલાઈ લોહાણા નિવાસ'ના વિશાળ પ્રવેશ-દ્વારમાં પ્રવેશ કરતાં 'લોહાણા નગર'માં પ્રવેશ કર્યાની કલ્પના આવે છે.

એના વિશાળ રસ્તાઓ, એની આલીશાન મહેલાતો, અને એની ભવ્ય ચાલીઓ જોઈને હૃદયમાં કંઈ કંઈ ભાવના જાગે છે!

આ નિવાસની ૨૫૦ રૂમોમાં સંખ્યાબંધ હાલાઈ કુટુંબો વસવાટ કરી રહ્યાં છે સેંકડો લોહાણા નર નારીઓ—બાળકોને સમાવતાં નાનકડા શહેર જેવા આ નિવાસને 'લોહાણા નગર'નું બીરૂદ બક્ષવામાં કશી અતિશયોક્તી નથી.

હાલાઈ લોહાણા મહાજને ગરીબ હાલાઈ લોહાણા કુટુંબો માટે સાંઠ હજાર રૂપિયા ખર્ચી સસ્તા ભાડાની એક ચાલી બાંધવાનો નિર્ણય કર્યો હતો. આજ સમયે સદ્ગત શેઠ રૂગનાથ લાલજી પોતાનાં સ્વર્ગસ્થ ધર્મપત્નિ પ્રેમકોરબાઈના સ્મરણાર્થે રૂપિયા બેથી અઢી લાખ ખર્ચીને સસ્તા ભાડાની એક ચાલી બંધાવવાનું જાહેર કરી, અનંત શાંતિમાં પોઢ્યા.

સ્વર્ગસ્થની ઇચ્છા મુજબ તેમના ભાગીદાર શેઠ અનુપકર શેઠે જ્ઞાતિનાં આગેવાનોની આ સંબંધમાં સલાહ માગી, જ્ઞાતિના આગેવાનોએ સસ્તા ભાડાની ચાલની અતિ આવશ્યકતા સમજાવી. પરિણામે 'રૂગનાથ લાલજી હાલાઈ લોહાણા નિવાસ'ના નકશાઓએ નક્કર સ્વરૂપ ધરવા માંડ્યું.

પરંતુ રૂપિયા અઢી લાખ ઓછા પડ્યા. શેઠ અનુપકરે છેક સાડાપાંચ લાખ સુધીની જોગવાઈ કરી આપી, તેમાંથી ઠાકુરદ્વારને આંગણે આજનું આ ભવ્ય 'લોહાણા નગર' ખડું થયું.

આ નિવાસ કરોડો કુટુંબોને આશિર્વાદ સમાન થઈ શક્યું છે. તેમાં નાની મોટી બે પ્રકારની ૨૫૦ રૂમો છે. ડબલ રૂમોનું ભાડું રૂપિયા સાડાસાત અને સીંગલ રૂમોનું ભાડું રૂપિયા ચાર ફક્ત લેવામાં આવે છે.

નિવાસની પાછળ મરીન ડ્રાઈવનો ખુલ્લો સાગર-

પટ છે, અરબ્બી સમુદ્રનાં મોજાં ત્યાં ક્રીડા લે છે. તેનો મીઠો ધીમો સમીર નિવાસને પલ્લવિત કરે છે. એટલે મુંબઈના ઝેરીમાં ઝેરી શ્રાપ 'અંધકાર અને અકુદરતી હવા' તેને લાગ્યાં નથી. સુંદર આધુનિક ઢબની સગવડો, હવા ઉજાસ અને આત્મીય શાંતિથી આ નિવાસ આહ્લાદદાયક બન્યો છે.

આવા મહાપુણ્યશાળી કાર્યમાં પૈસો વેરી જાણનાર શેઠ રૂગનાથ લાલજીના આત્માને અમર શાંતિ હજો, અને આ પુણ્ય કાર્યમાં જેમના હૃદયો અને હસ્તો કંઈ કરી ગયા છે. તેમને પણ લાખો ધન્યવાદ હજો !




# શ્રી કચ્છી લોહાણા નિવાસગૃહ

[ મઝગામ ]

મુંબઈમાં સાહસશૂરી લોહાણા કચ્છી પ્રજાની વસ્તી કાંઈ નાનીસુની નથી. અને તેમાં બધાંજ કુટુંબો 'શાહ સોદાગર' હોય એવું પણ નથી. એટલે તેમાં પેટ પુરતું રળનારો વર્ગ પણ અતિ મોટો છે. તેમને મુંબઈના રાક્ષસી ભાડામાંથી રાહત આપવા મજગામ ખાતે 'શ્રી કચ્છી લોહાણા નિવાસ ગૃહ' એક મજબુત કીલ્લા સમું ઓપતા વિશાળ દરવાજા સાથે ખડું છે.

આ નિવાસ બાંધવા માટે કચ્છી લોહાણા મહાજને ઈ. સ. ૧૯૧૭ના નવેમ્બર માસમાં જમીન ખરીદી હતી. નિવાસ માટે ફંડ એકઠું કરવામાં આવતા શરૂઆતમાં રૂ. ૨૭૫૦૦૦) થયા અને પછી તેમાં વૃદ્ધિ થઈ હતી.

સંસ્થાનું ટ્રસ્ટડીડ ઈ. સ. ૧૯૧૮ માં ૫ મી ઓગષ્ટના દિને થયું હતું. તેમાં શ્રી. પ્રાગજી દયાળ, શ્રી. નારણદાસ કાનજી, શ્રી. ધરમશી ભવાનજી, શ્રી. રાઘવજી પુરૂષોત્તમ, શ્રી. પુરૂષોત્તમ હીરજી, શ્રી. ગોપાળજી રામજી, શ્રી. લાલજી ડુંગરશી એ સાત ટ્રસ્ટીઓ ચુંટાયા હતા.

તે પછી શ્રી. શેઠ વીરજી પેરાજ અને શ્રી. શીવજી રાઘવજીએ ચાલીશ હજારની કીંમતના મકાનો પોતાના નામે બંધાવ્યા હતા. આ રીતે આ નિવાસ ત્રણ વિભાગમાં વહેંચાયલો છે. અને તેનું કુલ ક્ષેત્રફળ ૮૭૧૪ ચોરસવાર છે. તેમાં પેન્શન ટેક્સ, ફ્રી હોલ્ડ અને સરકારી પટાની જમીનો છે. નિવાસના કુલ ૭ મકાનોમાં ૧૭૫ કુટુંબો સુખેથી વસવાટ કરી શકે છે.

મૂળ વ્યવસ્થા પ્રમાણે ઉપરોકત સાત ટ્રસ્ટીઓ ઉપરાંત એકવીસ બીજી વ્યકિતની એક કારોબારી સમિતિ તેના વહીવટમાં સાથ આપતી હતી. પરંતુ ૧૯૩૦ પછી કમભાગ્યે પાંચતડા અને બેતડાંનો ઝગડો ઘુસ્યો. તેને પરિણામે કારોબારીમાં ઉલટા સુલટા ફેરફારો થતા રહ્યા. આજે મામલો ઠરીઠામ બેઠો છે. અને શ્રી. શુરજી વલ્લભદાસ, શ્રી. ગોરધનદાસ જાદવજી, શ્રી. જમનાદાસ મેઘજી, શ્રી. કેશવજી જેરામ, શ્રી. શિવદાસ ચાંપશી, શ્રી. હંસરાજ જીવણદાસનાં બનેલા ટ્રસ્ટીમંડળ હસ્તક તેનો સુવ્યવસ્થિત કારભાર ચાલે છે.

**સ્વતંત્ર દેશોમાં**

**સરકાર તરફથી સસ્તા ભાડાની ચાલીઓ ચલાવવામાં આવે છે. બર્મીંગહામ શહેરમાં એવી ૫૦ હજાર ચાલીઓ છે. તે ચાલીઓમાં સાવરબાથ--ટબબાથ ઉપરાંત ગેસના ચુલાઓ વગેરે આધુનિક ઢબની અનેક સગવડો છે કે જે આપણા દેશના શ્રીમંતોને પણ દુર્લભ છે !**

# ' માતુશ્રી કાનબાઈ વાડી '

[ : કાંદાવાડી : ]

તેના પ્રશંસનીય ને નોંધનીય આકર્ષણોને કારણે કાંદાવાડીમાં પોતાનું વિશાળ સ્વરૂપ ધરાવતી 'કાનબાઈની વાડી' એક સુપ્રસિધ્ધ સ્થળ થઈ પડી છે.

લોહાણા જ્ઞાતિમાં 'માતુશ્રી કાનબાઈ' નાં લાડકડાં નામે અમર કીર્તિ પ્રાપ્ત કરી ગયેલાં કાનબાઈનાં દયા ઝરતા હૃદયનું એ સાચું સ્મારક છે. પ્રાતઃસ્મરણીય માતુશ્રી કાનબાઈ દીનદુઃખીઓનાં દુઃખ દેખીને દ્રવતા, તેમનો આત્મા એથી અશાંતિ અનુભવતો. એક સમે તેમને અશકત, વૃધ્ધ, નિરાધાર વિધવાઓની કરૂણ અસહાય હાલત પ્રત્યે અત્યંત લાગી આવ્યું. અને તેમણે એવી વિધવાઓને માટે એક ચાલ બંધાવવાનું નકકી કર્યું. તેના પરિપાક રૂપે આજની આ 'કાનબાઈની વાડી' એ જન્મ ધર્યો.

આજે વરસોથી આ ચાલોમાં દુઃખી, અશકત, નિરાધાર વિધવાઓ વસવાટ કરીને માતુશ્રી કાનબાઈને હૈયાનાં આશિર્વાદ પાઠવી રહી છે.

માત્ર એક રૂપીઆના નામના ભાડાથી તેમાં જ્ઞાતિની વિધવાઓને ઓરડી અપાય છે.

ઉપરાંત કાનબાઈની વાડી જુદી જુદી અનેક પ્રવૃતિનું મધ્યબિંદુ બની રહેલ છે. તદન નજીવા-નામના ભાડે તેમાં 'હાલાઈ લોહાણા બાળાશ્રમ' 'બનાતવાળા સુખડવાળા બાળાશ્રમ' તેમજ 'કાનબાઈ કન્યાશાળા'ને સગવડ આપવામાં આવી છે. આવી અનેક વાડીઓની આવશ્યકતા આજે જણાઈ રહી છે.





# ' રાધા નિવાસ '

[ ઠાકુરદ્વાર ]

આજે આલીશાન અને ભવ્ય 'રૂગનાથ લાલજી હાલાઈ લોહાણા નિવાસ' મુંબઈની વિશાળ હાલાઈ લોહાણા જનતા માટે સાંકડું બન્યું છે. તેના સંચાલકોને ઘણી અરજીઓ દુઃખદ દિલે નામંજુર કરવી પડે છે.

તે વખતે બીજા એક નાનકડા નિવાસગૃહની સ્થાપનાનાં પગરણ મંડાયા છે, એ ખરેખર આશિર્વાદ સમાન બનશે.

લોહાણા જ્ઞાતિનાં સુપ્રસિદ્ધ એડવૉકેટ શ્રી. લાલજી ગોકલદાસે પોતાનાં સ્વર્ગસ્થ ધર્મપત્નિ રાધાગૌરીના સ્મારક તરીકે સસ્તા ભાડાનું એક નિવાસગૃહ શરૂ કરવા પાંસઠય હજાર રૂપિયાની હાલાઈ લોહાણા મહાજનને ભેટ કરી છે.

આ મુજબ ઠાકુરદ્વાર પર નવરોજી સ્ટ્રીટમાં ત્રીસથી પાંત્રીસ રૂમની સગવડતા ધરાવતું 'રાધા નિવાસ' ટુંક સમયમાં અસ્તિત્વ ધરશે.

અતિ જરૂરિયાતમાં આટલી રાહત પણ અતિ ઉપયોગી થઈ પડશે.

**'મુંબઈ શહેરમાં રોટલો સોંઘો ઓટલો મોંઘો'**



# પુસ્તકાલયો



## પુસ્તકાલય: માનવતા મંદિર

卐

**પુસ્તકાલય જનતાને દુનિયા સાથે દોસ્તી કરાવે છે. પુસ્તકો જ્ઞાનનાં કુબેરભંડારી છે. અને વર્તમાનપત્રો સમયનાં છડીદાર છે. જીવનને કેળવવા પુસ્તકોમાંથી અમીસિંચન કરવું જોઇએ. સમયના સાથીદાર બનવા વર્તમાનપત્રો વાંચવા જોઇએ. પુસ્તક માનવીને માનવતા બક્ષે છે. વર્તમાનપત્રો તેની માનવતા જાગતી રાખે છે. એટલે પુસ્તકાલય એ માનવતા મંદિર છે**

## ધી પીપલ્સ ફ્રી રીડીંગ રૂમ એન્ડ લાયબ્રેરી.

ધી પીપલ્સ ફ્રી રીડીંગ રૂમ એન્ડ લાયબ્રેરી અને તેની શાખાઓની વિશાળતા, ભવ્યતા અને ઉપયોગિતા જ્યારે નજરે નિહાળીએ છીએ ત્યારે તેના સ્થાપક માટે દીલમાં માન પેદા થાય છે. અને લોહાણાની દૃષ્ટિ કેટલે સુધી પહોંચે છે, લોહાણાનું નાણું શું શું કરી શકે છે, એ જાણીને હૃદય ગર્વ અનુભવે છે.

ઉપરોકત સંસ્થાની જુદી જુદી શાખાઓ ધોબીતળાવ, દાદર વગેરે સ્થળે છે. અને તે સ્વ. શેઠ દામોદરદાસ ગોરધનદાસ સુખડવાળાએ ઇ. સ. ૧૮૯૧ માં સ્થાપેલી છે, આજે તેનો વહીવટ જાણીતા ટ્રસ્ટીઓના હાથમાં છે.

કોટ, ધોબીતળાવનાં આ પુસ્તકાલયોનાં મકાનનો વિશાળ અંતરપટ જ તેની ભવ્યતાની ઝંખી કરાવે છે. કોટમાં હોર્નબી રોડ ઉપર આવેલું પુસ્તકાલય દરેક ભાષાનાં મળીને લગભગ પંદર હજાર પુસ્તકો ધરાવે છે. અને ધોબીતળાવ પરની શાખામાં વીસ હજાર પુસ્તકો છે. દાદરની શાખામાં લગભગ બે હજાર પુસ્તકો છે.

તેમજ દરેક પુસ્તકાલયમાં વિશાળ વાંચન ખંડો આવેલા છે. તેમાં વિવિધ ભાષાના સંખ્યાબંધ માસિકો, સાપ્તાહિકો અને દૈનિકો દૃષ્ટિએ ચઢે છે.

દરેક પુસ્તકાલયમાં સરેરાશ હાજરી પાંચસોથી સાતસોની ગણી શકાય ઉપરાંત રૂ. ૧૦) ડીપોઝીટ મુકીને પુસ્તકો ઘેર લઇ જનારાઓની સંખ્યા પણ ઘણી મોટી છે.

પુસ્તકાલયોનો સમય સવારના સાડાઆઠથી સાંજના સાડા છ વાગ્યા સુધીનો છે.

પુસ્તકાલયનું હોર્નબી રોડ પરનું વિશાળ મકાન પોતાનું છે. આ મકાન ઉપરાંત ચાર લાખ રૂપીયા સ્વ. સુખડવાળાએ આ પુસ્તકાલય માટે જુદા કાઢયા હતા. દાદર પુસ્તકાલયનું મકાન પણ પોતાની જ માલીકીનું છે. માત્ર ધોબીતળાવ પરના પુસ્તકાલયનું મકાનજ ભાડે છે.

આ રીતે સ્વ. શેઠ દામોદરદાસ ગોરધનદાસ સુખડવાળાનો જય ધ્વજ ફરકાવતી પ્રજાની આ વિદ્યાપીઠ ગૌરવ રેલાવતી ઉભી છે.

# 'સ્વ. પાર્વતિબાઈ હિન્દુ લાયબ્રેરી'

[ વડગાદી ]

મસ્જીદ બંદર રોડ પર 'પાર્વતીબાઈ હિન્દુ લાયબ્રેરી' નામે એક નાનકડું પુસ્તકાલય દીપી રહ્યું છે. તેની વિશિષ્ટતા તેની સુંદર વ્યવસ્થા અને આદર્શતા છે. પ્રમાણની અને જગ્યાની દ્રષ્ટિએ તે ભલે વામન રહ્યું, પણ આદર્શની દ્રષ્ટિએ એ ખરેખર વિરાટ છે. એનું શરીર મહાન નથી, એનો આત્મા મહાન છે.

સ્વ૦ દયાળ માવજી ઠક્કરનાં ધર્મપત્નિ પાર્વતિબાઈએ પોતાની તમામ સ્થાવર અને જંગમ મિલ્કત લોકોપયોગી કાર્યમાં વપરાય એવી તેમનું એક વસીયતનામું ઇ. સ. ૧૯૧૭ માં કર્યું હતું. અને તેના વ્યવસ્થાપક તરીકે તેમના પીતાશ્રી નારણદાસ કાનજી એલચીવાલા, શેઠ શ્રી. ધરમશી ભવાન હરભમ, સ્વ. શેઠ રામદાસ રતનશી અને શેઠ શ્રી. વલ્લભદાસ રામજીને નીમી ગયા હતા. તે વસીયતનામું સ્વ. શેઠ રામદાસ રતનશી અને શેઠ વલ્લભજી રામજીએ મેળવ્યું.

સ્વ. શેઠ રામદાસ રતનશી સ્વર્ગવાસી થવાથી, સ્વ. પાર્વતિબાઈના વસીયતનામામાં જણાવેલ મિલ્કતની વ્યવસ્થા કરવાની જવાબદારી શેઠ વલ્લભજી રામજીના એકલાને શિરે આવી.

સ્વ. પાર્વતીબાઈ સંસ્કારી કુટુંબના સંસ્કારી પુત્રી અને પત્નિ હતાં. તેમણે પોતાની રકમ લોકોપયોગી કાર્યમાં ખર્ચવાની ઇચ્છા શેઠશ્રી વલ્લભજી રામજીને અનેક વખત જણાવી હતી. શ્રી. વલ્લભજી રામજીએ તેમને એક પુસ્તકાલય સ્થાપવાની ભાવના જગાડી હતી, અને તેથી એઓ વસીયતનામામાં અન્ય હેતુઓ પાર પડયા બાદ જે કંઇ રકમ બાકી રહે એ પુસ્તકાલય સ્થાપન અને તેને અંગેની પ્રવૃત્તિના પ્રોત્સાહનમાં વાપરવાનો આદેશ આપતા ગયા હતાં.

આ જમાનામાં જમણવારો અને એવાં બીજાં કાર્યો પાછળ પૈસા ખરચવા કરતાં આવી લોકોપયોગી સંસ્થા પાછળ ખર્ચવાની જરૂર છે. સ્વ. પાર્વતિબાઇની મીલ્કતનાં ટ્રસ્ટી શ્રી. વલ્લભજીભાઇ એકથી વધુ વખત જમણવારો કરી સ્વ. પાર્વતિબાઇની એવડી વાહવાહ બોલાવી શકત. પરંતુ સ્વર્ગસ્થનાં આત્માને શાંતિ મળે એવી સેવાસંસ્થા અઢાર વર્ષની લાંબી તપશ્ચર્યા બાદ પણ તેમણે સ્થાપી સુંદર દાખલો બેસાડયો છે, જનતાના પણ સાચા હૃદયનાં ધન્યવાદ મેળવ્યાં છે.

લાંબી મથામણ અને તૈયારીને અંતે 'પાર્વતિબાઇ હિન્દુ ફ્રી લાયબ્રેરી'ની ઉદ્ઘાટન ક્રિયા ઇ. સ. ૧૯૩૫ માં મુંબઇના માજી શેરીફ શ્રી ચુનીલાલ ભાઇચંદ મહેતા જે. પી. ના વરદ હસ્તે કરવામાં આવી.

વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃતિનું જેમને પુરૂં જ્ઞાન હતું અને અમરેલીના વિશાળ પુસ્તકાલયનો જેમનો લાંબો અનુભવ હતો એવા શ્રી. કાંતિલાલ ગો. પરીખને ગ્રંથપાલ તરીકે શરૂઆતથીજ રોકવામાં આવ્યા છે. ભાઇશ્રી કાંતિલાલે પોતાના અનુભવનો નિચોડ અહીં સુંદર રીતે આપ્યો છે.

આ પુસ્તકાલયમાં ૩૪૮૬ ગુજરાતી, ૨૫૧ અંગ્રેજી અને ૪૧૭ હિન્દી પુસ્તકો છે અને તેનો લાભ આજે ૨૦૭૮ ભાઇબ્હેનો લઇ રહ્યા છે. પુસ્તકો રૂ. ૫) ડીપોઝીટ લઇને ઘેર લઇ જવા દેવામાં આવે છે.

વાંચનાલયમાં ૫ દૈનિકો, ૧૩ અઠવાડીકો, અને ૨૩ માસિકો મંગાવવામાં આવે છે. ઉપરાંત અભ્યાસની દ્રષ્ટિએ પુસ્તકો વાંચવા માટે 'અધ્યાપન મંદિર'ના જુદોજ ખંડ રાખવામાં આવ્યો છે.

**પુસ્તકાલય એટલે જનતાની વિદ્યાપીઠ**

પુસ્તકાલયમાં છેલ્લાં વર્ષમાં ૧૬૬૫૭ની ધરખું સંખ્યા છે અને ૨૬૬ પુસ્તકો વાંચનારની સંખ્યા છે.

'નહિ જીવીશ હું સીબાળકોથી,
જીવીશ બની શકે તો એકલા પુસ્તકોથી.'
—કલાપી.

અને વર્તમાનપત્રો વાંચવા માટે કાચનાં 'સ્ટેન્ડો' બનાવવામાં આવ્યા છે.

પુસ્તકાલયનો ખંડ પણ મીઠી શાંતિ અને મોહકતાનો ભાસ કરાવે એવો છે. તેની દિવાલો પર પુસ્તકાલયને લગતા સુંદર સુત્રો લગાડવામાં આવ્યા છે

આ રીતે મુંબઇ શહેરના પુસ્તકાલયોમાં આ પુસ્તકાલયનું સ્થાન ઉંચું છે, એમ નવડક કહી શકીએ.

★ ★

## 'રણછોડદાસ લોટવાળા લાયબ્રેરી'

### ● સેન્ડહર્સ્ટ રોડ અને ગીરગામ ●

હિન્દુસ્તાન ન્યુસપેપર્સ લીમીટેડના સંચાલક શ્રી. રણછોડદાસ ભવાન લોટવાળાએ સાહિત્ય અને પત્રકારિત્વ પાછળ આપેલો લાખોનો ભોગ જાણીતો છે. તેમના તરફથી મુંબઇમાં બે સુંદર પુસ્તકાલયો પણ ચાલે છે. અને તેમાં શ્રી. લોટવાળાએ અધ્યયનને લાયક હજારો પુસ્તકો ખીચોખીચ ભર્યાં છે. અને તેમાં સંખ્યાબંધ વિવિધ ભાષાનાં માસિકો, સાપ્તાહિકો, દૈનિકો આવે છે.

સેન્ડહર્સ્ટ રોડ પર ચોપાટી નજીક શ્રી. લોટવાળાના પોતાના 'આર્યભુવન'માં 'લોટવાળા લાયબ્રેરી' ચાલે છે. તેમાં બે હજાર અંગ્રેજી પુસ્તકો છે, અને તે રૂ. ૫) ડીપોઝીટ લઇને વાંચવા આપવામાં આવે છે.

વાંચન વિભાગમાં ગુજરાતી, અંગ્રેજી, હિન્દી, મરાઠી ભાષાનાં સંખ્યાબંધ દૈનિકો, સાપ્તાહિકો અને માસિકો છે.

લાયબ્રેરીનો વખત સવારના સાડાસાતથી સાડા અગિયાર અને સાંજે ચારથી સાડાસાત સુધીનો છે.

એકંદરે આ લાયબ્રેરી સાંજના સમયે ચોપાટી તરફ સફરે નીકળનારા સહેલાણીઓને માટે અતિ ઉપકારકારક થઇ પડેલી છે.

### રણછોડદાસ લોટવાળા ટ્રસ્ટ લાયબ્રેરી

બીજી 'રણછોડદાસ લોટવાળા ટ્રસ્ટ લાયબ્રેરી, ગીરગામ ખાતે આવેલી છે. તેમાં ચાર હજાર અંગ્રેજી પુસ્તકો છે. અને સંખ્યાબંધ સામયિકો આવે છે.

આ લાયબ્રેરી સવારના સાતથી રાત્રીના દસ વાગ્યા સુધી ખુલ્લી રહે છે.

★ ★

## 'સી. વોર્ડ લાયબ્રેરી'

### ● જુમામસ્જીદ ●

ગોવિંદાશ્રમવાળા શ્રી. પુરૂષોત્તમભાઇના અનેક સત્કાર્યોમાં 'સીવોર્ડ લાયબ્રેરી'ના સ્થાપના પણ એક છે.

આ લાયબ્રેરીની સ્થાપના ઇ. સ. ૧૯૩૯ ના જુન માસમાં થઇ છે. અને આજે તે વિશાળ સ્વરૂપ લેતી જાય છે.

લાયબ્રેરી જુમામસ્જીદ પર રાજેંદ્ર ભુવનમાં આવેલી છે, તેમાં ઉત્તમ ચુંટી કાઢેલા એવા લગભગ ૫૦૦ થી ૭૦૦ પુસ્તકો છે અને લગભગ દરેક દૈનિક, સાપ્તાહિક અને માસિકો મંગાવવામાં આવે છે.

પુસ્તકો માત્ર એક આનાના માસિક લવાજમ અને રૂ. ૩) ની ડીપોઝીટથી ઘેર લઇ જવા દેવામાં આવે છે.

લાયબ્રેરીનો વખત સવારના ૮ થી ૧૧ અને સાંજના ૪ થી ૬ નો છે. તેની વ્યવસ્થા શ્રી. ચંદ્રકાંત વકીલ, શ્રી. ધીરજલાલ ગણાત્રા, અને શ્રી. લાલજી પાંધીની ત્રિપુટી કરે છે.

આ લાયબ્રેરી શ્રી. ગોવિંદાશ્રમવાળા શેઠની માયાદ્રષ્ટિથી ફાલેફુલે એમ ઇચ્છીએ છીએ.

**પુસ્તકાલય આ યુગનું જ્ઞાનમંદિર છે**

# છા-ત્રા-લ-યો

અને



# વિ-દ્યા-લ-યો

**છા ત્રા લ ય**

વિદ્યાર્થીનું સંસ્કારધામ બની શકે. વિદ્યાર્થીઓમાં સંગઠ્ઠન, શિસ્ત, ભ્રાતૃભાવની ભાવના ખીલવી શકે તેમને જીવન જીવતા શીખવી શકે અને વિદ્યાર્થીને દેશનો સાચો નાગરિક, રાષ્ટ્ર ઘડવૈયો તેમજ સૈનિક બનાવી શકે.

## • શેઠ નારાયણજી ધંઅજી તથા ભુલચંદ મેઘજી •
## ઉચ્ચ કેળવણી લોહાણા બોર્ડિંગ
### ( ચોપાટી )

'લોહાણા પરિષદ'ની પનોતી પુત્રી તરીકે પંકાયલી આ બોર્ડિંગનો લોહાણા જ્ઞાતિનાં સંસ્કારમાં સૌથી અગત્યનો ફાળો છે. જ્યારે લોહાણા જ્ઞાતિમાં ઉચ્ચ કેળવણી 'અસ્પૃશ્યતા'ને સ્થાને હતી ત્યારે આ સંસ્થાએ જન્મ ધર્યો અને જ્ઞાતિને સંસ્કારનાં અમી પાયાં. તેના સુફળ આજે શોધવા જવા પડે તેમ નથી.

સને ૧૯૧૦ માં 'લોહાણા જ્ઞાતિ પરિષદ' નું પ્રથમ અધિવેશન મુંબઈમાં મળ્યું. પરિષદના મંડપમાંજ આ સંસ્થાની યોજનાએ મૂર્ત સ્વરૂપ ધર્યું. 'જ્ઞાતિમાં ઉચ્ચ કેળવણીના પ્રચારની જરૂર છે અને એ માટે એક બોર્ડિંગ હોવી જોઈએ' એ ટેલના જવાબમાં શેઠ વલ્લભજી રામજીએ પોતાના પૂજ્ય કાકા સ્વ. નારાયણજી ધંઅજીના સ્મરણાર્થે રૂ. ૩૦ હજાર આપ્યા, શેઠ જેઠાભાઈ ભૂલચંદ અને શ્રી. જેરામભાઈ ભૂલચંદે એમના સ્વ. પીતાશ્રી ભૂલચંદ મેઘજીના સ્મરણાર્થે રૂ. ૨૦ હજાર આપ્યા. અને પછી આગળ ચાલતાં એક લાખ ઉપરાંતનું ફંડ થયું અને વિશેષમાં એમ ઠર્યું કે દરેક પરિષદમાં જે જનરલ ફંડ થાય તેમાંથી પંદર ટકા આ સંસ્થાને આપવા. આ રીતે સંસ્થાના પાયા નંખાયા. ઈ. સ. ૧૯૧૨ ના જાન્યુઆરીમાં તો તેના રથે ગતિ પકડી.

પરિષદના ઠરાવ મુજબ પંદર ટકાની મદદ સંસ્થાને ચાર પરિષદ સુધી મળી હતી. તે પછી અનેક તડકા છાંયડા વીતાવતી આ સંસ્થાએ આજ સુધીમાં જ્ઞાતિને ચરણે અનેક રત્નોની ભેટ કરી છે તેમાં ૨ બેરીસ્ટરો, ૨ સોલીસીટરો, ૨ એમ. એ. એલ. એલ. બી., ૩ એમ. એસ. સી., ૨ બી. એ. બી. ટી., ૭ એમ. બી. બી. એસ., ૧૮ એલ. એલ. બી., ૧ બી. એ. એ બી. ટી., ૧ એસ. ઈ. જી. આઈ., ૬ બી. ઈ, ૮ બી. એસ. સી.,

થશે નાશ અજ્ઞાનનો અંધકાર
બધે રેલશે જ્ઞાનની શુભ્ર જ્યોતિ
ગુલામી તણા બંધનો દુર થાશે
નિરાશા જશે, શોભશે નવ આશે.

અનંત.

૮ જી. ડી. એ., ૨૪ બી. કોમ, ૩ બી. એ. જી., ૮ એલ. સી. પી. એસ., ૪૫ બી. એ, ૧ એલ. ઇ. ઇ., ૩ એડવોકેટ, ૧ એફ. આર. સી. એસ એટલા ડીગ્રીધારીઓ છે, તેમાંથી દિવાનો, બાહોશ સોલીસીટરો, વકીલો, ન્યાયાધિશો, ડોકટરો પાક્યા છે.

> અહીંયા મધુરાં કુસુમો વિકસે
> અહીં પંખી રૂડાં મધુરૂં ટહુકે
> અહીં દિવ્ય શિશુજન હાસ્ય કરે
> અવનિજ ખરેખર સ્વર્ગ સખે.
>
> ઉપેન્દ્ર.

આ સંસ્થામાં સાધારણ સ્થિતિના કોલેજમાં અભ્યાસ કરતા વિદ્યાપિપાસુ વિદ્યાર્થીઓને કોઇપણ જાતની ફી વીના દાખલ કરવામાં આવે છે, ઉપરાંત વિદ્યાભ્યાસનાં સાધનો પણ પુરા પાડવામાં આવે છે. સસ્થાની બોર્ડર ફી માસિક રૂ. ૨૦) છે. અર્ધી ફી રૂ. ૧૦) રાખવામાં આવી છે.

ઉપરાંત સંસ્થાની બહાર અભ્યાસ કરતા વિદ્યાર્થીઓને પણ સ્કૉલરશીપો અપાય છે, સામાન્ય રીતે આર્ટ માટે રૂ. ૧૦ ની અને 'મેડીકલ' માટે રૂ. ૨૦ ની સ્કોલરશીપ અપાય છે તેમજ ઔદ્યોગિક શિક્ષણ મેળવવા ઇચ્છતા વિદ્યાર્થીઓને વધુ સ્કોલરશિપ અપાય છે, સંસ્થાના આવરદાના આજસુધીના આયખામાં લગભગ ૨૯૦ વિદ્યાર્થીઓને સ્કોલરશીપો આપવામાં આવી છે, અત્યારસુધીમાં ૩૪૮ વિદ્યાર્થીઓએ સંસ્થાનો લાભ લીધો છે.

આ રીતે આ સંસ્થદ્વારા કેળવણી પાછળ સજ્જડ ખર્ચ થઇ રહ્યો છે તે પૂરો પાડવાની ફરજ જ્ઞાતિના શ્રીમંતોની છે. આજ સુધીમાં સ્વ. વસનજી ડોસાભાઇ ફંડ, સ્વ. જેઠાભાઇ ધાજી ટ્રસ્ટ ફંડ, શ્રીમતી મોંઘીબાઇ ઉદ્યોગશાળા, સ્વ. ખીમજી દવાળ સ્મારક ફંડે કીંમતી સહાય આપી છે.

માત્ર અક્ષરજ્ઞાન એ કેળવણી નથી, ઉછરતા સમાજમાં સંસ્કારનું સીંચન કરવાનો અર્થ કેળવણી છે. એ હેતુને અનુસરીને આ સંસ્થામાં એક નાનકડું પુસ્તકાલય ચાલે છે. સુંદર વ્યાયામ શાળા છે, વિદ્યાર્થીઓની ડીબેટીંગ સોસાયટી છે. 'ચીનગારી' નામનું હસ્ત લિખિત સામયીક ચાલે છે. એ બન્નેમાં પ્રથમ આવનારાઓને ઇનામો અપાય છે. ઉપરાંત સંસ્થા તરફથી પર્યટનો પણ ગોઠવાય છે.

ઇ. સ. ૧૯૩૧ માં સંસ્થાના જુના નવા વિદ્યાર્થીઓનું પ્રથમ સંમેલન શ્રી. નરસીંહદાસ મોતીચંદ બુદ્ધદેવ અને બીજું સમેલન ૧૯૩૨ માં સ્વ. વેલજી કલ્યાણજી અઢીયાના પ્રમુખપણા નીચે મળ્યું હતું, આ રીતે જુના વિદ્યાર્થીઓને સંસ્થા પ્રત્યે મમત્વ ચાલુ રહે, તેમજ જુના નવા વિદ્યાર્થીઓ એકઠાં કરવાનો સુંદર માર્ગ યોજાય છે.

આ રીતે આ સંસ્થા લોહાણા જ્ઞાતિના ગૌરવ સમી છે તેનો રજતમહોત્સવ હમણાંજ અતિ દબદબાપૂર્વક ઉજવાઇ ગયો, તેનો શુભ સંદેશ જ્ઞાતિના ખુણેખુણામાં ફરી વળ્યો હતો. આજે પણ તેના પડઘા ગાજે છે.

રજત મહોત્સવ પ્રસંગે 'લોહાણા જ્ઞાતિના સંગ્રહ' સમો રજત મહોત્સવ ગ્રંથ પ્રસિદ્ધ કરવાની સંચાલકોની ઇચ્છા હતી, પણ તેમ બની શક્યું નહિ. આજે પણ તેની તૈયારી ચાલે છે સંભવ છે કે આ ગ્રંથ જ્ઞાતિની તવારીખમાં ઉજળું સ્થાન પ્રાપ્ત કરે.

આ સસ્થાના સદ્‌ભાગ્ય છે કે તેને જ્ઞાતિના ઉમદા પુરૂષોનું સંચાલન મળ્યું છે. આજે તેના પ્રમુખ તરીકે શ્રી. શેઠ વલ્લભજી રામજી અને સેક્રેટરીઓ તરીકે શ્રી નંદલાલ છગનલાલ સોલીસીટર બી. એ. એલ. એલ. બી. તેમજ શ્રી ગોકુળદાસ ક. પૂજારા બી. એ જેવા નરરત્નો ફરજ ઉઠાવે છે. તેમજ તેના ટ્રસ્ટીઓ તરીકે શેઠ વલ્લભજી રામજી, શ્રી. નંદલાલ છગનલાલ, શ્રી ચુનીલાલ ડાહ્યાભાઇ, અને શેઠ ડાહ્યાભાઇ અમરશી કામ કરે છે.

સંસ્થાનો ઉપકાર જ્ઞાતિ ઉપર ઘણો છે, અને ઉજ્વલ જીવનથી સંસ્થા આજે ગર્વભર્યા મુખે અને ઉછળતી છાતીએ સસ્કારના અમી છાંટતી ઉભી છે.

**: કેળવણી એટલે માનવતાનું ઘડતર :**

ત્રીસ વરસની ટુંકી જીંદગાનીમાં જેમણે
* હજારોનું દાન કર્યું *



સ્વ. મગનલાલ હીં. બરફીવાલા

# માધવજી જેશંગ—અમરશી કાનજી

અને

## મગનલાલ હીંમતરામ બરફીવાળા

# હાલાઇ લોહાણા બાળાશ્રમ

[ કાંદાવાડી ]

કેટલાક ઉત્સાહી અને વિદ્યાપ્રેમી મિત્રોએ એકઠા થઇ સંવત ૧૯૫૮ માં 'શ્રી હાલાઇ લોહાણા વિદ્યોતેજક ફંડ' નામની એક સંસ્થાની સ્થાપના કરી. ખાસ કરીને આ સંસ્થા બાળાશ્રમ ચલાવતી હતી. સંસ્થાના સભ્યોએ એકધારી રીતે ખીસામાંથી નાણાં કાઢીને પણ સંવત ૧૯૭૧ સુધી બાળાશ્રમ ચલાવ્યું. તે પછી શેઠ માધવજી જેસંગે રૂપિયા ચોવીસ હજાર, શ્રી. અમરશી કાનજીએ એકવીસ હજાર અને શ્રી. મગનલાલ હીંમતરામે પંદર હજારની રકમ બાળાશ્રમને ભેટ કરી. પરિણામે તે ત્રિપુટીનું નામ બાળાશ્રમ સાથે જોડાયું. અને શેઠ વિઠ્ઠલદાસ પુરૂષોત્તમે પણ ૭ હજારની નાદર રકમની ભેટ કરી.

બાળાશ્રમનું નવું ટ્રસ્ટ ડીડ થયું. અને સંવત ૧૯૭૧ થી 'માધવજી જેશંગ, અમરશી કાનજી અને મગનલાલ હીંમતલાલ બરફીવાળા હાલાઇ લોહાણા બાળાશ્રમ'નું નવું નામ સંસ્થાને આપવામાં આવ્યું.

અને એ રીતે કાનબાઇની વાડીમાં આ સંસ્થાએ નૂતન પગરણ માંડયાં.

આજે આ સંસ્થામાં લગભગ સો ઉપરાંત વિદ્યાર્થીઓ સંસ્કારનાં અમી મેળવી રહ્યાં છે. તેઓ મુંબઇની જુદી જુદી પ્રાથમિક સ્કુલો તેમજ હાઇસ્કુલોમાં અભ્યાસ કરે છે.

વિદ્યાર્થીઓને માટે ખાસ એક પુસ્તકાલય સ્થાપવામાં આવ્યું છે. તેમાં ૮૦૦ પુસ્તકો છે, ઉપરાંત વર્તમાનપત્રો આવે છે. એક ડીબેટીંગ સોસાયટી ઉપરાંત તેમના તરફથી 'ચંદ્રિકા' નામનું હસ્તલિખિત ત્રિમાસિક પણ ચાલે છે. છેલ્લા વર્ષમાં સંસ્થાના અનેક વિદ્યાર્થીઓએ બહારથી જુદા જુદા વિષયની ઉત્તમતા માટે સર્ટીફીકેટો મેળવ્યા છે.



આ જમાનામાં જેમ જમીન અને શેરના ભાવ તપાસીએ છીએ, તેમજ આપણે કેળવણીની કીંમત કરીએ છીએ. છોકરો વધારે કમાણી કરી શકે, એવી કેળવણી આપવા માગીએ છીએ. છોકરો સારો કેમ થાય, એ વિચાર બહુ કરતા નથી. છોકરી કાંઇ કમાઈ નથી કરનારી એટલે તેને કેળવણીની જરૂર શી ? આવો વિચાર જ્યાં સુધી હશે, ત્યાં સુધી આપણે કેળવણીની કીંમત સમજવાના નથી. જો ખરી કેળવણી આપણામાં દાખલ થાય તો આપણા પર સંસારી દુઃખો તેમજ ઘણાં રાજપ્રકરણી દુઃખો ઝપાટાથી જાય.

ગાંધીજી

સંસ્થામાં ચોકખી હવા ઉજાસ માટે ખાસ કાળજી રાખવામાં આવે છે. તેમજ વિદ્યાર્થીઓ વ્યાયામ અને રમતગમતમાં રસ લેતા થાય એવા પ્રયાસો કરવામાં આવે છે. છેલ્લા વર્ષમાં 'શ્રી હાલાઇ લોહાણા મહાજન અને શ્રી હાલાઇ લોહાણા સહાયકરી મંડળ' ના આશ્રયે હાલાઇ લોહાણા વિદ્યાર્થીઓ વચ્ચે યોજવામાં આવેલ રમતગમત તેમજ શારિરીક કસરતની હરીફાઇમાં બાળાશ્રમના વિદ્યાર્થીઓએ અગ્રભાગ લીધો હતો. જેમાં લગભગ વિદ્યાર્થીઓએ ઉત્તમ ઇનામો પ્રાપ્ત કર્યાં હતાં. આ ઉપરાંત બાળાશ્રમને ખર્ચે વિદ્યાર્થીઓને બોરીવલી, જોગેશ્વરી, વસઇ, એલીફન્ટા વગેરેના નાના મોટા પ્રવાસો કરાવ્યા હતા.

આ સંસ્થાના હાલના પ્રમુખ શ્રી. મોરારજી આ. તન્ના, ઉપપ્રમુખ શ્રી. દામોદર માધવજી, અને સેક્રેટરીઓ શ્રી. ડાહ્યાભાઇ અમરશી અને શ્રી ગોકલદાસ વશનજી છે. તેમજ મેનેજીંગ કમિટીમાં જાણીતા જ્ઞાતિરત્નો છે.

આ રીતે આ સંસ્થા ઉછરતી પ્રજામાં કેળવણીની જ્યોત પ્રકટાવવાનો ઉત્તમ પરિશ્રમ કરી રહી છે.

શેઠ રણછોડદાસ ચત્રભુજ

## કચ્છી લોહાણા બાળાશ્રમ

[ ચીંચપોકલી ]

**સા**ધારણ સ્થિતિના કચ્છી લોહાણા બંધુઓના બાળકોની કેળવણી ખાતર આ સંસ્થાનો જન્મ ઈ. સ. ૧૯૦૨ ના એપ્રિલ માસમાં થયો.

સંસ્થામાં બાળવર્ગથી મેટ્રીક સુધી અભ્યાસ કરતા બાળકો માટે સગવડ છે. નાની ઉંમરના બાળકોને બહારની સ્કુલમાં અભ્યાસ માટે મોકલવા જોખમકારક લાગવાને કારણે શેઠ રણછોડદાસ ચત્રભુજની વિધવા મમ્માબાઈના ટ્રસ્ટીઓ શેઠ વીરજી પેરાજ વગેરેને વિનંતિ કરતાં તેમણે ચાલીસ હજારની રકમ સંસ્થાના હાથમાં મૂકી. તેના પરિણામે મમ્માબાઈના નામે એક પ્રાથમિક તેમજ સેકન્ડરી શાળા ચાલુ કરવામાં આવેલ છે. આ શાળામાં અંગ્રેજી ત્રીજા ધોરણ સુધી બાળકોને અભ્યાસ કરાવવામાં આવે છે અને શાળા સરકારે માન્ય કરેલ છે.

ઉપરના વર્ગના વિદ્યાર્થીઓ ધી બઝારગેટ હાઈસ્કુલમાં શિક્ષણ લ્યે છે. તેમનું પરિણામ સંતોષજનક છે.

ઉપરાંત વિદ્યાર્થીઓના શારિરીક શિક્ષણ માટે ખાસ વ્યાયામ શિક્ષક રોકવામાં આવ્યા છે. તેમજ ખાસ ધાર્મિક શિક્ષણ અપાય છે. વકૃત્વકલા ખીલવવા પ્રસંગોપાત ડીબેટીંગો ભરવામાં આવે છે. અને તેઓનું એક હસ્તલિખિત ત્રિમાસિક પણ ચાલે છે.

સંસ્થાને અંગે આઠસો જેટલા પુસ્તકો ધરાવતું એક વિશાળ પુસ્તકાલય હમણાંજ ચાલુ કરવામાં આવ્યું છે. તેમાં જાણીતા વર્તમાનપત્રો પણ મંગાવવામાં આવે છે. ઉપરાંત કુદરતી પ્રત્યક્ષ જ્ઞાન માટે મોટી ઉંમરના બાળકોને બહારના પ્રવાસો અને નાના બાળકોને શહેરનાં જોવા લાયક સ્થળોમાં ફેરવવામાં આવે છે.

આજ સુધીમાં આ સંસ્થાનો પંદરસો જેટલા વિદ્યાર્થીઓએ લાભ લીધો છે. આજે સો ઉપરાંત વિદ્યાર્થીઓ તેનો મીઠો છાંયડો મેળવી રહ્યા છે. અને તેનું ભવ્ય મકાન પરેલ રોડ ચીંચપોકલી ખાતે આવેલું છે.

શ્રી બનાતવાળા, સુખડવાળા

તથા

દામોદર ભગવાનદાસ માવાણી

## લોહાણા બોર્ડિંગ

[ કાંદાવાડી ]

**ઈ.** સ. ૧૯૦૪ જુલાઈની ૨૦ મી તારીખે સ્વ. શેઠ રતનશી કમરશી બનાતવાલા જે. પી. તથા સ્વ. શેઠ દામોદરદાસ ગોરધનદાસ સુખડવાળા જે. પી. ના સંયુકત વિચાર તેમજ તેમના અર્થભોગે આ સંસ્થાએ 'કાનબાઈની વાડી' માં જન્મ ધર્યો.

લોહાણા જ્ઞાતિના કંઈક નિરાધાર ફુલ સમા કિશોરો આ અવનીમાં અઠડાતાં, અટવાતા જીવનનું નખ્ખોદ કાઢતા જોઈ તેમનું હૈયું હિબકતું હતું. એવા બાળકોને ઉછેરી જીવન સંસ્કારને માર્ગે વાળવાની ઈચ્છાથી આ સંસ્થાના પગરણ માંડાયા.

પ્રથમ શ્રી. સુખડવાળા અને શ્રી. બનાતવાળાએ ચાલીસ ચાલીસ હજાર રૂપિયા કાઢયા, તેમાં સ્વ. શેઠ દામોદર ભગવાનદાસે રૂપીયા પચીસ હજારનો ઉમેરો કર્યો, સંસ્થા સાથે તેમનું નામ પણ જોડાયું.

આજની કફોડી હાલતને કારણે ઘણાં ગરીબ માબાપો પોતાના બાળકોને આ સંસ્થામાં દાખલ કરવા ચ્હાય છે. પણ જગ્યાના અભાવે તેમને નારાજ કરવા પડે છે. આજે પોણોસો બાળકો આ સંસ્થાના પુણ્યશાળી વડલા નીચે જીવનકીતાબના પ્રથમ અક્ષરો લખી રહ્યા છે. તેમને શહેરની જુદી જુદી પ્રાથમિક અને માધ્યમિક શાળાઓમાં અભ્યાસ કરાવવામાં આવે છે. ઉપરાંત ચિત્રશાળા, કોમર્સ કલાસ, ટેકનીકલ ઈન્સ્ટીટયુટ વગેરે સ્થળે પણ આ સંસ્થાના બાળકો લાભ લઈ રહ્યા છે. તેમજ તેમની વકતૃત્વશકિત ખીલવવા 'શ્રી બુદ્ધવર્ધક બાળસભા' ચલાવવામાં આવે છે, તેમજ એક નાનકડું પુસ્તકાલય પણ સ્થાપવામાં આવેલ છે, ઉપરાંત વ્યાયામ માટે પણ સગવડ રાખવામાં આવી છે, અને વ્યવહારિક જ્ઞાન આપવા તેમને કેટલુંક આંતરિક કામ અપાય છે. આ રીતે આ સંસ્થાએ આજસુધીમાં સંખ્યાબંધ લોહાણા બાળકોનું ભાગ્ય ઘડયું છે.

સંસ્થાના વહીવટ માટે એક કમીટી છે. તેના હાલના પ્રમુખ શ્રી. શેઠ ચુનીલાલ ડાહ્યાભાઈ અને સેક્રેટરીઓ શેઠ દામોદર રતનશી બનાતવાલા, તેમજ શેઠ પુરૂષોત્તમ દામોદરદાસ માવાણી છે. અને મેનેજીંગ કમિટીમાં જ્ઞાતિનાં જાણીતા પુરૂષો છે.

# માતુશ્રી કાનબાઇ લોહાણા કન્યાશાળા

## [ કાંદાવાડી ]

જે જમાનામાં લોહાણા જ્ઞાતિએ કેળવણીનું મહત્વ પીછાણ્યું ન્હોતું, અને પુરૂષોમાં પણ કેળવણીનું પ્રમાણ ઓછું હતું, એ સમય ઇ. સ. ૧૯૦૬ માં માતુશ્રી કાનબાઇએ 'લોહાણા કન્યાશાળા'ની સ્થાપના કરી.

એ કન્યાશાળા આજે પણ ડગલે ને પગલે પ્રગતિ પામતી, માતુશ્રી કાનબાઇના કન્યાકેળવણીની ધગશની પ્રતિતિ કરાવતી કાનબાઇની વાડીમાં સુંદર રીતે ચાલી રહી છે.

આ કન્યાશાળામાં ગુજરાતી ચોથા ધોરણ સુધીનોજ અભ્યાસક્રમ છે. અને તેમાં લોહાણા જ્ઞાતિ ઉપરાંત અન્ય જ્ઞાતિની બાળાઓને પણ દાખલ કરાય છે. તેમની કશીજ ફી લેવાતી નથી, બપોરે શાળા તરફથી નાસ્તો આપવામાં આવે છે. દુરથી અભ્યાસ માટે આવતી બાળાઓને તેડવામુકવા એક મોટરબસ સંસ્થા તરફથી રાખવામાં આવી છે, તેનુ નામનું ભાડું લેવાય છે.

કન્યાશાળામાં અભ્યાસક્રમ ઉપરાંત સંગીત, શિવણ, ગુંથણ, ભરતકામ તથા વ્યાયામ શિખવવામાં આવે છે. સૃષ્ટિસૌંદર્ય તથા ભૌગોલિક જ્ઞાન આપવા માટે બાળાઓને મુંબઇની આજુબાજુના રમ્ય સ્થળો પર લઇ જવામાં આવે છે.

આ રીતે આજે આ કન્યાશાળામાં લગભગ સવાબસો બાળાઓ શિક્ષણનાં અમી પામી રહી છે.

ઇ. સ. ૧૯૩૮ સુધી સંસ્થાને 'માતુશ્રી કાનબાઇ ટ્રસ્ટ'માંથી માસિક માત્ર રૂ. ૧૦૦ મળતા હતા. પરંતુ તે પછીથી રૂ. ૪૦૦ આપવામાં આવે છે. ઉપરાંત શેઠ પ્રાગજી દયાળ હરિયાણી તરફથી તેમના સ્વર્ગસ્થ પત્નિ લક્ષ્મીબાઇના સ્મરણાર્થે રૂ. ૭૦૦૦)ની લોન મળી છે. તેમાંથી વાસણની લહાણી કરવામાં આવે છે. રૂ. ૨૦૦૦) ની લોન શેઠ પ્રાગજી વાલજીનાં વિધવા બ્હેન સાકરબાઇ તરફથી મળી છે. તેના વ્યાજનો ઉપયોગ બાળાઓને અપાતા ચવાણામાં કરવામાં આવે છે. માત્ર નામના ભાડાથી માતુશ્રી કાનબાઇએ મકાન આપેલું છે.

### કન્યા કેળવણી માં

પ્રજાઘડતરનાં બીજ છુપાયલાં છે. કન્યા કેળવણી દેશના માનસમાં પલ્ટો લાવનારી એક અત્યુત્તમ ચાવી છે દેશની મરી ગયેલી માનવતાને સજીવન કરનાર એ સંજીવની છે. બાળકો માતાનું પ્રતિક બને છે. એ સ્વીકારાયલું સત્ય છે. માતાના આચાર અને વિચાર બાળકો પ્રથમ ઝીલે છે. માતા જે કરે છે, ને કહે છે, એ બાળકો પોતાના માનસમાં સંગ્રહે છે. માતાઓ સાચી માનવ નહિ હોય તો બાળકો સાચા માનવ કયાંથી બનવાના હતા ? માતા પ્રજાનો જીવનદિપ સળગાવનાર પ્રથમ તણખો છે. એ તણખો ઉન્નત ન હોય તો જીવન માયકાંગલું બને એમાં નવાઇ નથી.



# 'ચંદા રામજી કન્યા હાઇસ્કુલ'

[ સી. પી. ટેન્ક ]

પ્રજાનાં અર્ધાં અંગ સ્ત્રીની કેળવણી વગર પ્રજાની કેળવણી અપૂર્ણ રહે છે. અને પ્રજાની સંપૂર્ણ કેળવણી વગર દેશની ઉન્નતી અશકય છે. આ મહાવાકયની ઉચ્ચભાવના વર્ષો પહેલાં આપણા દાનેશ્વરી જ્ઞાતીબંધુ શેઠ ચંદા રામજીને સમજાઇ, પરિણામે તેમણે 'કન્યા હાઇસ્કુલ'ની સરસ યોજના કરી.

જે જમાનામાં પ્રાથમિક કન્યા કેળવણી એ પણ વહેમ હતો, એ જમાનામાં તેમણે કન્યા હાઇ-સ્કુલ સ્થાપીને અદ્દભૂત પગલું ભર્યું હતું. આ હાઇસ્કુલ એક લોહાણા દાનેશ્વરીની ગુજરાતી પ્રજાને અણુમૂલી ભેટ છે. મુંબઇમાં ગુજરાતી જનતા માટે આવી કન્યા હાઇસ્કુલ એકજ છે. અને તેનું ભવ્ય મકાન લોહાણા જ્ઞાતિની યશગાથા કહેતું સી. પી. ટેન્ક પર ખડું છે.

આજ સુધીમાં કરોડો બાળાઓ આ હાઇસ્કુલમાં કેળવણીનાં સંસ્કાર પામી ગઇ છે, અને તેમાંથી ઘણી બ્હેનો અત્યારે સમાજમાં મોભાભર્યું સ્થાન ભોગવે છે. દેશ તેમજ સમાજના સેવાક્ષેત્રમાં તેમણે મહત્વનું સ્થાન પ્રાપ્ત કર્યું છે.

આ કન્યાશાળાનો વહીવટ તેની યોજના પ્રમાણે સ્વતંત્ર રીતે ચાલે છે. અને કોઇપણ જાતના નાત જાતના ભેદ વગર સર્વ કોમની બાળાઓ તેમાં ઉચ્ચ શિક્ષણ લઇ રહી છે.





# પેરાજ પદ્મશી કન્યાશાળા

[ માંડવી. ]

આપણી જ્ઞતિમાં મહાન દાનેશ્વરીની પદવી પ્રાપ્ત કરનાર શેઠ પેરાજ પદમશીના સુપુત્રો ચનાભાઇ પેરાજ, વીરજી પેરાજ વગેરેનાં સર્વદેશીય દાનો જગજાહેર છે.

વર્ષો પહેલાં તેમણે માંડવી લત્તામાં આ કન્યાશાળા સ્થાપેલી. તેનો વહીવટ ટ્રસ્ટીઓ અને મેનેજીંગ કમીટી દ્વારા વ્યવસ્થિત ચાલતો હતો. કન્યાશાળાની ઉપયોગીતા દિવસે દિવસે વધતી જતી હતી. આ સમયે મ્યુનિસીપલ સ્કુલ કમીટીએ આ લત્તામાં કન્યાશાળા સ્થાપવાની ઉત્સુકતા બતાવી તેથી તેની સાથે યોગ્ય શરત કરી આ કન્યાશાળા તેને સોંપી દેવામાં આવી.

આજે આ કન્યાશાળામાં ૩૦૦ થી ૪૦૦ બાળાઓ અભ્યાસ કરી રહી છે. અને કન્યાશાળા લોહાણા જ્ઞાતિનું ગૌરવ પ્રસરાવી રહી છે.

## ❋ સાચી કેળવણી : ગૃહકેળવણી ❋

જ્યાં સુધી ઘરમાં છોકરાંઓને સારી કેળવણી ન મળે ત્યાં સુધી નિશાળની કેળવણી ગમે તેટલી સરસ હોય તોપણ દીપી શકતી નથી. છોકરૂં નિશાળે જઇને એક વસ્તુ શિખે છે એક જાતના વિચાર કેળવે છે, અને ઘેર આવીને બીજું જુએ છે, બીજું સાંભળે છે અને બીજું શિખે છે. પરિણામ માઠુંજ આવે, આનું મુખ્ય કારણ ઘરની સ્ત્રીઓ અભણ હોય છે, એ છે.

ગાંધીજી.

માંદગીમાં

આશિર્વાદ સમાન

બનતા

# દવાખાનાઓ અને આરોગ્યાલયો



અંધારીયા માળાઓ, ભંડારીયા સમી ઓરડીઓ, ગીચોગીચ વસ્તી, પવન પ્રકાશનો અભાવ ઉપરાંત ચોતરફની ગંદકી વિવિધ દર્દોને જન્મ આપે છે.



મુંબઇ નગરીની માંદગી ભયંકર આપત્તી થઇ પડે છે. સાધારણ સ્થિતિના કુટુંબોની પરિસ્થિતિ ભયંકર બની જાય છે.

તેમને આ ભયંકરતામાંથી છોડાવવા મફત દવાખાના આશિર્વાદ સમાન થઇ પડે છે.

## શેઠ જીવનરામ જગન્નાથ ધર્માદા દવાખાનું

[ દાદીશેઠ અગીયારીલેન ]

શ્રી હાલાઇ લોહાણા મહાજનના માજી પ્રમુખ સ્વ. શેઠ ધરમશી લાલજીનાં વિધવા અને શેઠ ખીમજી ભગવાનનાં પુત્રી બાઇ કેશરબેનને ગરીબ સ્ત્રી બાળકો માટે એક મફત દવાખાનું ચાલુ કરવાની ઝંખના અતિ પ્રબળ હતી.

તેઓ ઇ. સ. ૧૯૧૩ માં અવસાન પામતાં એક વીલ કરી ગયા હતાં. તેના ટ્રસ્ટી તરીકે બાઇ માણેકબાઇ, શેઠ હંસરાજ પ્રાગજી ઠાકરશી, રાવબહાદુર સુંદરદાસ નારણદાસ જે. પી. અને શેઠ ડાહ્યાભાઇ ખીમજીને નીમ્યા હતા. તેમાંથી શેઠ ડાહ્યાભાઇ ખીમજી અને શેઠ સુંદરદાસ નારણદાસે લાંબો વખત સુધી ટ્રસ્ટનો વહીવટ ચલાવ્યો હતો. પરંતુ તેમાં અવ્યવસ્થા જેવું જણાતા હાલાઇ લોહાણા મહાજને દરમ્યાનગીરી કરી હતી. અને વીલની કલમ મુજબ પુરા ટ્રસ્ટીઓ ચુંટયા હતા. તેમાં શેઠ ડાહ્યાભાઇ અમરશી, શેઠ પીતાંબર ભગવાનજી, વગેરેની નીમણુંક થઇ હતી.

વીલની કલમ ૧૪ માં જણાવ્યા મુજબ શેઠ જીવણરામ જગન્નાથના નામ સાથે ઇ. સ. ૧૯૨૪ માં સ્ત્રીઓ તથા બાળકો માટે આ દવાખાનું જુની હનુમાનગલીમાં શરૂ કરવામાં આવ્યું હતું.

આજે ત્યાંથી બદલાઇને દાદીશેઠ અગીયારી લેનમાં

ામા ભાગીરથી બીલ્ડીંગમાં પહેલા માળ પર છે અને લગભગ પંદર હજાર સ્ત્રીઓ તેમજ હજાર બાળકો દર વરસે તેનો લાભ વગર ઉઠાવી રહ્યા છે. ઉપરાંત કેટલાંક સાધનો ીટની પ્રથાથી ઘેર પણ આપવાની વ્યવસ્થા ામાં આવી છે.

આજે તેનો વહીવટ શ્રી. ડાહ્યાભાઇ અમરશી, શ્રી જમનાદાસ હરજીવનદાસ અને શ્રી. દ્વારકાદાસ કાલીદાસ કરે છે. ઉપરાંત તેમની સહાય માટે એક મેનેજીંગ કમિટી પણ છે.

દર્દથી પીડાતા હજારો માતા અને બાળકો અહીં આરામ પામીને સ્વ. બ્હેન કેશરબાઇને દીલના આર્શીવાદ વરસાવતાં હશે !



## 'શેઠ દામોદર ઓધવજી ધર્માદા દવાખાનું'

[ ગાયવાડી ]

સ્વ. શેઠ દામોદર ઓધવજી ધર્માદા દવાખાનું સ્વ. શેઠ દામોદરના વીલની રૂએ સ્થાપવામાં ્યું છે.

દવાખાનાની શરૂઆત સિંધીગલીમાં થઇ હતી, ઇ. સ. ૧૯૩૨ સુધી તેનો લાભ ફક્ત લોહાણા ાનેજ આપવામાં આવતો હતો. પરંતુ ઇ. સ. ર માં સરકાર તરફથી મજકુર ધર્માદા ટ્રસ્ટ એક યોજના ઘડવામાં આવી. અને એ ના મુજબ ટ્રસ્ટનો વહીવટ શ્રી. વલ્લભજી ી, શ્રી. શેઠ નેણશી તેજપાલ, શ્રી. જયકૃષ્ણ ના. શ્રી. હરગોવિંદ ભ. કોટક, શ્રી. ભવાનભાઇ ભાઇ, ઉપરાંત સ્વ. શેઠ દામોદરદાસના માતુશ્રી બાઇના હાથમાં સોંપવામાં આવ્યો. અને દવા- ાનો લાભ હિન્દુ જનતાને આપવાનું સુચવવામાં ું.

નવા ટ્રસ્ટીઓ દવાખાનાને પ્રિન્સેસ સ્ટ્રીટ પર આવ્યા. અને લોહાણા જ્ઞાતિનાં પ્રખ્યાત સેવા-ભાવી ડૉ. ચુનીલાલ હરજીવનદાસ કોટકનાં હાથમાં તેનું સુકાન સોંપ્યું, આ સ્થળ 'રૂઘનાથ લાલજી નિવાસગૃહના નિવાસીઓને ખુબ આશિર્વાદ રૂપ થઇ પડયું. તેમણે તેનો લાભ અતિ ઉલટભેર લીધો.

ખુબીની હકીકત તો એ છે કે દવાખાનાનો લાભ બેથી અઢી હજાર દર્દીઓ લેતાં હોવા છતાં તેનો માસિક ખર્ચ રૂપિયા બસો કે તેથી ઓછો આવે છે.

હાલમાં દવાખાનું ગાયવાડીમાં લાવવામાં આવ્યું છે. અને ડૉ. ચુનીલાલ હ. કોટક વધુ અભ્યાસ માટે ઇંગ્લાંડ ગયા ત્યારથી તેનું સુકાન આપણા બીજા જ્ઞાતિબંધુ ડૉ. એન. ટી. સેદાણીને સોંપાયું છે. તેઓ પણ સેવા ભાવનાથી અતિ કુશળતાપૂર્વક દવાખાનાની કીર્તિમાં સુંદર ઉમેરો કરી રહ્યા છે.

આજે મહીને દહાડે લગભગ ૨૫૦૦ દર્દીઓ દવાખાનાનો લાભ ઉઠાવે છે. તેના બાહોશ સેક્રેટરી શ્રી. વૃજલાલ મોહનલાલ ઠક્કરને પણ ધન્યવાદ ઘટે છે.

## કેશવજી દામજી અને ચન્નાભાઇ પેરાજનાં માતુશ્રી 'લક્ષ્મીબાઇ ધર્માદા દવાખાનું અને પ્રસુતિગૃહ'

[ માંડવી ]

ઇ. સ. ૧૯૦૮ થી માંડીને આજસુધી લોહાણા જ્ઞાતિની સતત સેવા કરતા 'કેશવજી દામજી અને ચન્નાભાઇ પેરાજનાં માતુશ્રી લક્ષ્મીબાઇ ા ઔષધાલય અને પ્રસુતિગૃહ' નો ઉપકાર છે.

લોહાણા જ્ઞાતિનાં દર્દીઓના દર્દને આરામ ાની ઇચ્છાથી તેના સ્થાપકોએ આ સંસ્થા ્લી અને તેને ખુબ વિસ્તારવા ઝંખના કરેલી. ાનાને ઉત્તમ ફંડ અને મિલ્કત બક્ષી તેમાં સાધનો વસાવેલા અને બાહોશ ડોકટરોનું સંચાલન મૂકેલું.

આજસુધીનો આ સંસ્થાનો લાંબો ઇતિહાસ અતિ ઉજ્વલ છે. તેમાંથી અનેક દર્દીઓએ નવજીવન મેળવ્યાં છે. અનેક લોહાણા બ્હેનો સુખ શાન્તિ પૂર્વક તેના પ્રસુતિગૃહનો લાભ લેતી આવે છે.

પ્રથમથીજ તેમાં અનુભવી ડોકટરો રોકવાની પ્રથા છે. સ્ત્રી વિભાગ માટે સ્ત્રી ડોકટરને રોકવામાં આવે છે.

આવા ઉત્તમ સત્કાર્ય માટે તેનાં સ્થાપકોને લાખ લાખ ધન્યવાદ ઘટે છે.

## ગોરધનદાસ મથુરાદાસ દવાખાનું

[ કાંદાવલી ]

કાંદીવલીમાં શ્રી. શેઠ મથુરાદાસ ગોરધનદાસે સંવત ૧૯૯૪ ના મહા સુદ ૩ થી એક દવાખાનાની સ્થાપના કરી છે.

કાંદીવલીમાં વસતા સાધારણ સ્થિતિના માનવીઓ માટે આ દવાખાનું આશિર્વાદ સમ છે. શ્રી શેઠ મથુરાદાસ ગોરધનદાસ તે પોતાની જાતિ દેખરેખ નીચે ચલાવે છે. અને ડૉ. અંબાલાલ ભટ્ટની સુંદર ટ્રીટમેન્ટ ચોતરફ સંતોષ પ્રસરાવી રહી છે.

*

## 'શેઠ કરમશી દામજી સેનિટેરીઅમ'

[ ચોપાટી. ]

ચોપાટી પર બાબુલનાથના મંદિર પાસે 'શેઠ કરમશી દામજી સેનિટેરીયમ' શેઠ કરમશી દામજીની યશગાથા કહેતું ઉભું છે. ચાર લાખના ગંજાવર ખર્ચે ખડું થયેલું એ ભવ્ય સેનિટેરીયમ આજે સંખ્યાબંધ માનવીઓને લાભ આપી રહ્યું છે.

આ સેનિટેરીયમની સ્થાપના સંવત ૧૯૭૬ માં થયેલી છે. ત્યારથી તે આજ સુધી લાખો માનવીઓએ તેનો લાભ લીધો છે. સાગરકાંઠાની સ્વચ્છ હવા એને સાંપડી છે. પરિણામે સેનિટેરીયમ સદા ભરચક રહે છે.

સેનિટેરીયમમાં રહેનાર પાસેથી એવડા રૂમનું ભાડું રૂ. ૧૫) લેવામાં આવે છે. અને ત્રણ મહીના સુધી ત્યાં રહી શકાય છે. તેનો પહેલો બીજો માળ અન્ય કોઈપણ જ્ઞાતિને માટે છે, અને ત્રીજો માળ માત્ર લોહાણા જ્ઞાતિનાં દર્દીઓ માટેજ રાખવામાં આવ્યો છે.

સેનિટેરીયમના હાલના ટ્રસ્ટીઓ શ્રી. મથુરાદાસ વસનજી, શ્રી. કુંવરજી વસનજી અને શ્રી. લક્ષ્મીદાસ ચંદા રામજી છે.

## 'વિઠલદાસ કરસનદાસ ગોવિંદજી સેનિટેરીઅમ'

[ લોનાવલા ]

સ્વ. વિઠુલદાસ કરસનદાસ ગોવિંદજીના વીલની રૂએ મહારાષ્ટ્રના સુપ્રસિદ્ધ હવા ખાવાના સ્થળ લોનાવલા ગામમાં વિશાળ જગા અને બે બંગલા તથા એક ચાલ જુદા ટ્રસ્ટડીડથી શ્રી મુંબઈ હાલાઈ લોહાણા મહાજનના હસ્તક આવેલ છે. આ જગા આરોગ્યભુવન તરીકે રાખવામાં આવેલી હોવાથી માંદગીમાં કે માંદગી પછી હવા ફેર માટે જ્ઞાતિબંધુઓને ઘણી ઉપયોગી થઈ પડી છે. આ સંસ્થા મુંબઈ હાલાઈ લોહાણા મહાજન હસ્તક આવ્યા પછી મહાજને પુષ્કળ ખર્ચ કરી તેમાં જોઈતાં સાધનો વસાવી તેને વધું સગવડવાળું બનાવી છે.

## 'ગીરધરદાસ જેઠાભાઈ સેનિટેરીઅમ'

[ બોરીવલી. ]

સ્વ. ગીરધરદાસ જેઠાભાઈ જે. પી. સંવત ૧૯૭૦ ની સાલમાં એક વીલ કરી અવસાન પામ્યા. આ વીલમાં તેમણે રૂપિયા પચીસ હજારનું એક સેનીટેરીયમ બાંધવાનો આદેશ આપ્યો હતો.

તે મુજબ આજે કેટલાક વર્ષથી બોરીવલીમાં સ્વર્ગસ્થના બંગલામાં એક સેનિટેરીયમ ચાલી રહ્યું છે. તેનો લાભ જ્ઞાતિબંધુઓને આપવામાં આવે છે.

# 'લ્યો તાજી હવા, ન આવે દર્દ કે દવા'





## ભ ગ વા ન દા સ વિ શ્રા મ

[ વીલેપાર્લે ]



સ્વ. શેઠ ભગવાનદાસ વિશ્રામનાં વિધવા સ્વ. પુરીબાઇનાં વીલની રૂએ તેમના ટ્રસ્ટીઓએ 'ભગવાનદાસ વિશ્રામ' ના નામનું એક સેનિટેરીયમ ચાલુ કરવાનું હતું. પણ વર્ષો વીતી ગયાં છતાં ટ્રસ્ટીઓ એ બાબતમાં કંઇ કરતા હોય એમ ન લાગવાને કારણે 'મુંબઇ હાલાઇ લોહાણા મહાજને' તેમાં દરમ્યાનગીરી કરી. પરિણામે મજકુર સેનિટારિયમ આજે વિલેપાર્લેમાં ચાલી રહ્યું છે. તેનો લાભ જ્ઞાતિબંધુઓ સારા પ્રમાણમાં લયે છે.





## 'હાલાઇ લોહાણા વ્યાયામશાળા'

[ ઠાકુરદ્વારરોડ. ]

હાલાઇ લોહાણા સહાયકારી મંડળના સંચાલકોને કોઇ સુભગ પળે એક વ્યાયામશાળા સ્થાપવાનું સ્વપ્ન પ્રકટયું અને સંવત ૧૯૮૫ ની શરદપૂર્ણિમાને દિને વ્યાયામશાળાની શરૂઆત થઇ.

આ વ્યાયામશાળા ઠાકુરદ્વાર રોડ પરની હાલાઇ લોહાણા મહાજનવાડીમાં ચાલે છે. મહાજનશ્રી તરફથી જગાનું ભાડું માસિક માત્ર રૂા. ૦–૪–૦ લેવામાં આવે છે. તેમજ મહાજનશ્રી વાર્ષિક રૂા. ૬૦૦ ની મદદ કરે છે, અને જ્ઞાતિબંધુઓ તરફથી પ્રસંગ પર વ્યાયામશાળાને સહાય મળતી રહે, એવો બંદોબસ્ત કરવામાં આવ્યો છે.

જાણીતા લોહાણા ફીલ્ડ માર્શલ શ્રી. ભવાનભાઇ ઝીણાભાઇ હસ્તક તેનું સુકાન છે. સવારના છથી સાડા આઠ સુધીનો તેનો સમય મુકરર થયેલો છે.

મુંબઇ જેવા 'રોગના ધામ' ગણાતા શહેરમાં ઢેર ઢેર વ્યાયામ શાળાઓની જરૂર છે. તે જરૂરી વાત થોડેક અંશે પણ સંપૂર્ણ કરવા માટે હાલાઇ લોહાણા સહાયકારી મંડળને ધન્યવાદ ઘટે છે.





### જીવન અને વ્યાયામ



માણસ જાતને જેટલી જરૂર હવાની, પાણીની અને અનાજની છે, તેટલીજ કસરતની છે.

ગાંધીજી





### તન્દુરસ્તી અને વ્યાયામ



વ્યાયામ માનવીને તાજગી બક્ષે છે, શારિરીક અને માનસિક તંદુરસ્તીમાં વ્યાયામ અતિ અગત્યનો ભાગ ભજવે છે.





સ્વ. શેઠ રણછોડદાસ ચત્રભુજ પેરાજ

જેમના

સ્મરણાર્થે રણછોડદાસ ચત્રભુજ કચ્છી લોહાણા બાળાશ્રમની સ્થાપના થઈ હતી.

# જ્ઞાતિજીવનના વિવિધ ક્ષેત્રોમાં નાની મોટી સેવા બજાવતા ● ● ● ● ● સેવાસંઘો



## ' સમૂહશક્તિ '

**આ**જના આ યુગમાં 'સમુહ શક્તિ'-ની પૂજા થઇ રહી છે. આજે ઘણુંય રાષ્ટ્રતંત્રો ' સમુહશક્તિ ' ના તંત્ર તળે ચાલી રહ્યા છે. અને ઘણુંય સંઘોએ દિગંતોમાં ડંકા વગાડ્યા છે. 'સમુહશક્તિ' કામધેનુ છે. તેની સમક્ષ શું અશક્ય છે? કોઈપણ રાષ્ટ્રની, સમાજની કે જ્ઞાતિની સેવા સમુહ-શક્તિના જોરે સુંદર રીતે થઈ શકે છે.

## સૌરાષ્ટ્ર હાલાઇ લોહાણા મિત્રમંડળ

**સો**રઠ પ્રદેશના મુંબઇમાં વસતા જ્ઞાતિબંધુ-ઓમાં સંપ વધારી, સમાનતાના ધોરણે વ્યવહારિક મુશ્કેલીઓ દુર કરાવવાનો, અન્યોન્ય સહાય કરવાના, તેમજ જ્ઞાતિબંધુઓને સહાયભૂત થવાના, કેળવણી પ્રચારનાં ઉદ્દેશોથી આ મંડળની સ્થાપના સંવત ૧૯૬૯ ના અશાડ મહીનામાં થઇ હતી.

શરૂઆતમાં મંડળનું વાર્ષિક લવાજમ જુદા જુદા વિભાગમાં વાર્ષિક રૂા. ૧૨, રૂા. ૬ અને રૂા. ૩ એ હીસાબે લેવામાં આવતું. તે પછી માત્ર એકજ વિભાગમાં એટલે રૂા. ૩) લવાજમ લેવાનું નક્કી કર્યું હતું. પણ અનુભવે એ પ્રથા મુશ્કેલ જણાવાથી આજે સભ્યોના બે પ્રકારજ માત્ર છે. પેટ્રન અને લાઇફ મેમ્બર. એકી સાથે રૂા. ૧૫૧) ભરનાર પેટ્રન અને એકી સાથે રૂા. ૫૧) ભરનાર લાઇફ મેમ્બર ગણાય છે. પેટ્રનો ૧૨ અને લાઇફ મેમ્બરોની ૨૯ની સંખ્યા આ મંડળ હાલ ધરાવે છે અને મંડળના સહાયક ફંડમાં ગમે તેટલી રકમ સ્વીકારવામાં આવે છે. આજે મંડળનું ફંડ રૂા. દસ હજારનું છે.

મંડળ પોતાના મૂળભૂત હેતુઓ જુદા જુદા માર્ગે પાર પાડતું આવ્યું છે. ઉપરાંત આજ સુધી મંડળ નિરાધાર વ્યક્તિઓ અને કુટુંબોને માસિક મદદો અને અભ્યાસ કરતા વિદ્યાર્થીઓને સ્કોલર-શિપો આપતું આવ્યું છે. આ રીતે સ્થાપનાથી આજ સુધીમાં તેના તરફથી વાર્ષિક રૂ ૫૦૦ ઉપ-રાંત મદદ આપવામાં આવે છે.

ઉપરોક્ત કાર્ય તો કાયમી છે, ઉપરાંત પ્રસંગે પ્રસંગે મંડળે સુંદર કામ કર્યું છે. પ્રાંતના ઘેડ પ્રદેશમાં આવેલ ભયંકર રેલ પ્રસંગે ઘણા જ્ઞાતિબંધુઓ મુશ્કેલીમાં સપડાઇ પડેલા, તેમને મંડળે નાણાંની કીંમતી સહાય કરી હતી. ગત મહાયુદ્ધમાં ઉપજેલી મોંઘવારીમાં ગરીબ વર્ગને રાહત આપવા આ મંડળે પ્રાંતના ગામોમાં મહાજનો મારફત રોકડ નાણાં, કાપડની ગાંસડીઓ વગેરેની મદદની કરી હતી.

તેમજ આ પ્રદેશના ત્રણ મુખ્ય સ્થળો જુના-ગઢ, વેરાવળ અને માધવપુરમાં બોર્ડિંગો સ્થાપવાની

આ મંડળની કોશિશથી આજે તે ત્રણે સ્થળે સુંદર પાયાપર બોર્ડિંગો ચાલે છે. તેના ટ્રસ્ટી મંડળોમાં તેમજ મેનેજીંગ કમીટીમાં આ મંડળના સભ્યો છે.

મુંબઇ હાલાઇ લોહાણા મહાજનની આ મંડળે અગત્યની સેવા કરી છે. આજે મહાજનમાં આ સંસ્થાના ૩ સભ્યો ટ્રસ્ટીઓ છે, તેમજ બન્ને મંત્રીઓ આ મંડળના સભ્યો છે. ઉપરાંત મેનેજીંગ કમીટીમાં મંડળના ૧૦ સભ્યો છે.

આ મંડળે પચ્ચીસ વર્ષ પુરા કર્યા; તેની યાદગીરીમાં સંવત ૧૯૯૪ શ્રાવણ સુદ ૧૨ ના રોજ મહાલક્ષ્મી ખાતે આ પ્રદેશના જ એક રત્ન શ્રી. શ્રીજીવનદાસ જ. રાજાના પ્રમુખસ્થાને ત્રણે મહાજનના અગ્રગણ્ય કાર્યવાહકો અને જ્ઞાતિ જનોની સારી હાજરી વચ્ચે રજત મહોત્સવ ઉજવાયો હતો.

શ્રી. કલ્યાણજી કાનજી માસ્તરની આ મંડળ પ્રત્યેની સેવાની નોંધ ન લઇએ તો તેની તવારીખ અધુરીજ ગણાય. કેમકે તેમણે શરૂઆતથી આજ સુધીમાં મંત્રી તરીકે મંડળમાં પ્રાણ પુર્યો છે. અને મંડળની આજની સુંદર તવારીખ ઘડવામાં તેમનો જબરો પરિશ્રમ રહેલો છે. તેમને રજત મહોત્સવ વખતે 'સુવર્ણચંદ્રક' અર્પણ કરી કદર કરવામાં આવી હતી.

દુઃખીયાના બેલી સમા આ મંડળને આપણા અભિવંદન હો.

★

★

# શ્રી કચ્છ લોહાણા સ્વયંસેવક મંડળ

## કચ્છી જુવાનોની સેવાજ્યોત

સમસ્ત લોહાણા જ્ઞાતિની તેમજ મુખ્યત્વે કચ્છી લોહાણા જ્ઞાતિની ઉન્નતિ અર્થે તેની ધાર્મિક, સંસારિક તેમજ સામાજીક સુધારણા કરવા, શારિરીક તેમજ માનસિક શકિતની ખીલવણી કરવા, અસહાયોને બનતી રીતે સહાયભુત થવા તેમજ કેળવણીની વૃદ્ધી કરવા બની શકતા દરેક પ્રયાસો કરવા તેમજ જ્ઞાતિમાં પરસ્પર ઐકયતા તથા ભ્રાતૃભાવ પ્રગટાવવા અને વધારવા પ્રયત્નો કરવાનાં આ મંડળના મુખ્ય ઉદ્દેશો છે. ઇ. સ. ૧૯૧૬ ઓગસ્ટની તા. ૨૭ રવિવારના દિને આ મંડળની સ્થાપના થોડા ઉત્સાહી યુવાનોએ એકઠા થઇ કરી.

ભાવનગર ખાતેના જ્ઞાતિ પરિષદના અધિવેશનમાં આ સંસ્થાએ ખડે પગે સેવા કરી હતી. ઇન્ફ્લુએન્ઝાના સમયે મઝગામ ખાતે ખોલાયેલ હોસ્પીટલમાં પણ સંસ્થાના સભ્યોએ અવિશ્રાંત સેવા આપી હતી. તેમજ જુદી જુદી પરીષદો અને સમારંભોમાં આ સંસ્થાએ અગત્યનું કાર્ય બજાવ્યું છે. તેમજ ઇ. સ. ૧૯૨૦ થી માંડીને શબ્દ સેવાના દરેક કાર્યમાં આ મંડળ પોતાનો અગત્યનો ફાળો નોંધાવતું આવ્યું છે. ઉપરાંત મુંબઇમાં જ્યારે જ્યારે કોમી હુલ્લડો ફાટી નીકળે છે, ત્યારે ત્યારે મંડળના કેપ્ટન શ્રી. કેશવજી જયરામની સરદારી તળે મંડળના અન્ય સભ્યો પોતાની સેવાઓ આપે છે.

સિવાય મંડળના હસ્તક ચાલતા વાંચનાલય અને પુસ્તકાલય તથા સ્વ. શેઠ તુલસીદાસ કુંવરજી તુણાવાલાના ફરતાં પુસ્તકાલયનો સારા પ્રમાણમાં લાભ લેવાય છે.

વીર વિઠ્ઠલ વ્યાયામશાળા આ મંડળના હસ્તક ચાલે છે. ૩૦ ભાઇઓ તેનો હંમેશ લાભ લઇ રહ્યા છે. તેમજ માંદાઓની માવજત માટેના તાત્કાલીક ઉપયોગના સાધનો પણ જ્ઞાતિબંધુઓને આ મંડળ પૂરા પાડે છે.

મંડળના હાલના પ્રમુખ શ્રી. શીવજી કુંવરજી ઠક્કુર, ઉપપ્રમુખ શ્રી. મુળજી જયરામ તેમજ સેક્રેટરીઓ શ્રી. કૃષ્ણદાસ હીરજી પંજીઆણી અને રામદાસ ગં. રૂપારેલ છે. તેઓ ઉત્તમ કાર્ય બજાવી રહ્યા છે.

એકંદરે આ સંસ્થાનો ત્રેવીસ વરસનો ઇતિહાસ ઉજ્જવળ છે.

# શ્રી હાલાઇ લોહાણા સહાયકારી મંડળ

**● પ્રાણવાન ●**
**સંગઠ્ઠનનું પ્રતિક**

★ ★ ★

મંગળદાસ મારકીટની એક દુકાને કેટલાક સેવાભિલાષી યુવકો એકઠા થઇ જ્ઞાતિસેવા સંબંધમાં ચર્ચાઓ ચલાવતા હતા. આ ચર્ચામાંથી 'શ્રી હાલાઇ લોહાણા સહાયકારી મંડળ'નું પ્રાકટ્ય થયું.

આ મંડળનો મૂળભુત ઉદ્દેશ હાલાઇ લોહાણા જ્ઞાતિની મુંબઇમાં ચાલતી સંસ્થાઓના કાર્યકરો સાથે સહકાર સાધીને તે સંસ્થાઓને મદદગાર બનવાનો હતો.

પ્રથમ શરૂઆત 'હાલાઇ લોહાણા બાળાશ્રમ'થી થઇ. આ સંસ્થામાં મંડળના સભ્યોએ પ્રાણ પૂર્યા. તે પછી મંડળને યુવકો, અનુભવી વૃધ્ધો એમ દરેક વર્ગનો સાથ મળતો ગયો અને સંસ્થાની સેવાપ્રવૃત્તિ ફુલતીફાલતી ગઇ, વિવિધ પ્રવૃત્તિઓને કારણે હાલાઇ લોહાણા જ્ઞાતિમાં તેનાં બીજ ઉંડા ગયા. અને માનભર્યું સ્થાન પ્રાપ્ત કર્યું. ધીમે ધીમે 'શ્રી હાલાઇ લોહાણા મહાજન'માં પણ મંડળના સભ્યોની બહુમતી થઇ ગઇ. પરિણામે મહાજનશ્રી પાસે મંડળના ઉદ્દેશો મંડળે પાર પડાવ્યા. મહાજનશ્રીનું નવું બંધારણ એ પણ આ મંડળના શ્રમનો પરિપાક છે.

ઇ. સ. ૧૯૩૧ માં મુંબઇ ખાતે ભરાયેલ યુવક પરિષદના બીજા અધિવેશનમાં આ મંડળના સભ્યોએ અગ્રસ્થાને રહી કાર્ય કર્યું હતું. તેમજ તેની ભૂતકાળની પ્રવૃત્તિઓમાં ફરતું પુસ્તકાલય, સ્ત્રીવિભાગ, ગરીબ વિદ્યાર્થીઓને પુસ્તકો પુરાં પાડવા, શરદોત્સવની ઉજવણી બેન્ડટીમ વગેરે ખાસ નોંધનિય છે.

હાલમાં મંડળના આશ્રયે મહાજનવાડીમાં વ્યાયામશાળા ચાલે છે, તેમજ દર વર્ષે મહાજનશ્રીના સહકારથી રમતગમત અને શારીરિક કસરતોની હરિફાઇ બાળકો, બાળાઓ અને સ્ત્રીઓ માટે યોજવામાં આવે છે. તેમાં ઉત્તમ ઇનામો આપવામાં આવે છે. આ ઉપરાંત નાની મોટી અનેક પ્રવૃત્તિ મંડળ ચલાવી રહ્યું છે.

મંડળના પ્રમુખ શ્રી. ચુનીલાલ ડૂ. સાયતા, સહમંત્રીઓ શ્રી. ભાનુચંદ્ર કા. ઠક્કર અને શ્રી. લક્ષ્મીદાસ અઢીયા છે.

આ મંડળનો ઇતિહાસ ઉજ્જવળ છે અને યાદગાર છે.

★

★

# શ્રી હાલાઇ લોહાણા વોલીન્ટીયર કોર

**સંગઠ્ઠન, સેવા, સાહસ**
**શૌર્યની જ્વલંત જ્યોતિ**

★ ★ ★

આ કોરના બીજ 'હાલાઇ લોહાણા વ્યાયામશાળામાં રહેલા છે. વ્યાયામશાળાની સ્થાપના પછી માત્ર ૭ મહીનામાંજ 'હાલાઇ લોહાણા વોલીન્ટીયર કોર'નું સર્જન થયું અને તેમાં સંખ્યાબંધ લોહાણા જુવાનો સામેલ થયા.

કોરના મૂળ સ્થાપકો શ્રી. મોહનલાલ રામજી, સ્વ. નારણદાસ કરસનદાસ, અને શ્રી. ભવાનભાઇ ઝીણાભાઇ હતા. સ્વ. નારણદાસને કોરને ઘોડેસ્વાર પલ્ટન બનાવવાની મહેચ્છા હતી, પરંતુ તેઓ અકાળ અવસાન પામ્યા, તેમની આશા અધુરી રહી. અને કોરનું એક ચમકતું પ્રકરણ રચાતું અટકી પડયું. શ્રી. ભવાનભાઇ ઝીણાભાઇ કોરના કેપ્ટન છે. તેમણે કોરની ઉન્નતિ અર્થે પ્રાણ પાથર્યા છે. તેમના શ્રમ અને ઝંખનાએ આજે કોરે ઉન્નત સ્થાન પ્રાપ્ત કર્યું છે. આજે 'હાલાઇ લોહાણા વોલીન્ટીયર કોર' મુંબઇની સેવાસૃષ્ટિમાં જીભે રમતી બની છે. તે તેના અનેક વિશિષ્ટતાઓને કારણે.

સ્થાપનાને બહુ દિવસોની સંખ્યાઓ ન્હોતી વીતી એ સમય ઇ. સ. ૧૯૨૯ ના ફેબ્રુઆરીમાં મુંબઇમાં ભયંકર કોમી રમખાણ ફાટી નીકળ્યું. કોરના નવલોહીયા રઘુવંશી યુવાનોએ ફરજ જાણી વધાવી લીધી. અને ભયંકર ભયસ્થાનોમાં પહોંચી જાનને જોખમે લોકોને ખસેડી રાહતનો દમ લેતા કરી નિર્ભય બનાવ્યા. બીનવારસ લાશોને અવલ-

મંજલ પહોંચાડી જેનું કોઇ ન્હોતું તેને સધીયારો દઇ, તેઓની જીંદગીની અંતિમ પળો સુધારી. આ કાર્યની શ્રી હાલાઇ લોહાણા મહાજને કદર કરી કોરના સભ્યોને સુવર્ણચંદ્રકો એનાયત કર્યા હતા.

ઇ. સ. ૧૯૩૧ ના ઐતિહાસિક સંગ્રામમાં 'વતનનો સાદ' સુણીને વીકટમાં વીકટ પ્રસંગોએ કોરના સભ્યોએ ફરજ બજાવી હતી. સરઘસ અને સભાઓમાં લાઠીની ઝડી પડતી હોય ત્યારે ઘાયલ થયેલાં સૈનિકોને ખસેડી હોસ્પીટલમાં લઇ જવા, દુર્ઘટ લત્તાઓના દારૂતાડીના પીઠાઓ પર ચોકી કરવી, વગેરે કાર્યમાં આ કોરના શુરા સૈનિકોએ પોતાના આત્મબળનો પરચો કરાવ્યો હતો. પરિણામે કોંગ્રેસે કોરના કેપ્ટન શ્રી. ભવાનભાઇને વોલીન્ટીયર સેન્ટ્રલબોર્ડના જનરલ કમાન્ડીંગ ઑફીસર નીમી યોગ્ય કદર કરી—હતી. આ સંગ્રામમાં કેપ્ટન ઉપરાંત બીજા ૨૭ વોલીન્ટીયરોએ જેલજાત્રા કરી હતી. તેઓને શ્રી હાલાઇ લોહાણા મહાજને સમારંભ ગોઠવી સુવર્ણ ચંદ્રકોની ભેટ કરી હતી.

આ સિવાય ઇ. સં. ૧૯૩૧ માં મળેલા લોહાણા યુવક સંમેલન, ૧૯૩૪ માં મુંબઇમાં મળેલી મહાસભા વગેરે ઐતિહાસિક પ્રસંગોમાં આ કોરની સેવા પણ ઐતિહાસિક જ હતી.

સત્યાગ્રહ સંગ્રામમાં સેવા આપ્યાની કદર તરીકે બ્રિટીશ સરકારે આ કોરને ગેરકાયદેસર ઠરાવી હતી. ઇ. સ. ૧૯૩૭ માં કાયદેસર જાહેર થતાં તેણે ફરીથી પોતાનું કામ શરૂ કર્યું.

આજે કોર એટલાજ ઉત્સાહે, એટલીજ તાકાતે મુંબઇના સેવા ક્ષેત્રમાં ઘુમી રહી છે. અને સર્વત્ર કદર પામી રહી છે. રાજકોટનાં છેલ્લાં યુધ્ધમાં પણ કોરનો ફાળો અગત્યનો હતો.

કોરના આજના કાર્યવાહકોમાં કેપ્ટન શ્રી. ભવાનભાઇ ઝીણાભાઇ, વાઇસ કેપ્ટન શ્રી. પ્રાણશંકર હરીશંકર પંચોલી, પ્રમુખ શ્રી. હરજીવનદાસ કડકા અને સેક્રેટરીઓ શ્રી. પ્રભુદાસ કેશવજી તન્ના તેમજ શ્રી. ચંદ્રકાંત સી. વકીલ છે.

આપણી આ જોસીલી અને ગૌરવવંતી સંસ્થા સદાય સતેજ રહે.





## 'શ્રી કચ્છી લોહાણા મિત્ર મંડળ'

[ મઝગાંવ ]

છેલ્લા બાર વર્ષથી આ મંડળ પોતાની પ્રવૃત્તિઓ ચલાવી રહ્યું છે.

મંડળ તરફથી નિવાસગૃહમાં એક વ્યાયામશાળા ચાલે છે. નિવાસના ટ્રસ્ટીઓ તરફથી જગાનું ભાડું માત્ર રૂા. ૧-૪-૦ લેવામાં આવે છે અને એક છાપરું પણ બંધાવી આપવામાં આવ્યું છે.

તેમજ એક નાની લાયબ્રેરી મંડળ ચલાવે છે. માંદગીના ઉપચારનાં સાધનો પણ મંડળ પુરા પાડે છે. સાધારણ પ્રકારની દવા પણ મફત આપવામાં આવે છે.

મંડળના આયુષ્યમાં તેણે ઘણાં માનવઉપયોગી કાર્યો કર્યા છે. બે વરસ સુધી પડતર ભાવે હંમેશની જરૂરીયાતનો માલ પુરો પાડવા એક દુકાન પણ ચલાવી હતી.

મંડળનું વાર્ષિક લવાજમ રૂા. ૩) અને રૂા. ૧) છે.

આ મંડળનાં સંચાલન પાછળ શ્રી. વલ્લભજી નારાયણજી અને શ્રી. પ્રેમજી પોરાજ રૂપારેલની તમન્ના રહેલી છે. સહકારની આવશ્યકતા ખુબ છે.



# 'લોહાણા યુથ લીગ'



## નવજવાનોની ★ પ્રેરક——પ્રવૃતિ ★

યુવકો જ્ઞાતિની આશા છે, જ્ઞાતિનાં ભાવી રૂપરંગ યુવાનો પર અવલંબી રહ્યા હોય છે. એવા જ્ઞાતિનાં ભાવી ભાગ્ય-વિધાતાઓનાં સંગઠ્ઠન, ભ્રાતૃભાવ તેમજ શુભ સંસ્કારની અતિ આવશ્યક્તા છે. એ ઉદ્દેશને પાર પાડતી તેમની સ્વતંત્ર સંસ્થાઓ હોવી ઘટે.

આવા ઉદ્દેશ અને ભાવનાથી ચાલતી એવી એક યુવકોની સંસ્થા મુંબઇમાં 'લોહાણા યુથ લીગ' ના નામે ચાલે છે, તેના સંચાલકોમાં હોંસ છે. ઉત્સાહ છે, આશા છે, ઉત્કટતા છે.

યુથલીગનો મૂળભૂત ઉદ્દેશ યુવાનોમાં ચેતનની ચિનગારી ચાંપી તેમને સાચું માનવજીવન જીવતા શિખવવાનો અને એ રીતે જ્ઞાતિનાં તેમજ રાષ્ટ્રનાં સાચા નાગરિક બનાવવાનો છે આ ઉદ્દેશને અનુસરીને સંસ્થાએ આજ સુધીમાં અનેક કાર્યક્રમો યોજ્યા છે. તેમજ જ્ઞાતિની વીકસેલી યુવકશક્તિને બહાર લાવવા પ્રયત્ન કર્યા છે.

શ્રીમતી કમળાદેવીના સંગીત પરિચય, જ્ઞાતિનાં પ્રથમ સ્ત્રી ડોક્ટર કુ. કાશીબ્હેનના સન્માન, જ્ઞાતિનાં ચિત્રકાર શ્રી. બાબુભાઇ મજીઠીયાની કદર, જ્ઞાતિનાં સાહસ-મૂર્તિ કીશોર ઠક્કરના સ્વાગત, વગેરે માટે યોજાયલાં યુથ લીગના સમારંભો ચિરસ્મરણીય રહેશે. એ દ્વારા યુથલીગે તેમના વ્યક્તિત્વની કદર કરવા ઉપરાંત તેમને પગલે ચાલવાની પ્રેરણા પ્રગટાવવા પ્રયાસ કર્યા છે.

સંસ્થા તરફથી જીવનના સળગતા પ્રશ્નો પર ચર્ચા કરવા વારંવાર ચર્ચા સભાઓ ગોઠવાય છે.

અને જ્યારે જ્યારે જ્ઞાતિના કે રાષ્ટ્રનાં સુખ દુઃખનાં સવાલો આવી ઉભા રહે છે ત્યારે ત્યારે યુથલીગે તેમાં સમભાવભર્યો ભાગ લીધો છે.

યુથલીગના આજના પ્રમુખ શ્રી. જયન્ત ચંદારાણા છે, મંત્રીઓ શ્રી. મધુ કોટિચા, અને શ્રી. ચંદ્રકાંત વકીલ છે, ખજાનચી શ્રી. મધુકાન્ત કોટક અને ગીરધર કોટિચા છે. તેમજ શ્રી. બાબુભાઇ મજીઠીયા, શ્રી. પી. કે તન્ના, શ્રી. એસ. આર. પોન્દા, શ્રી. પી. કે. સચદે વગેરે તેની કારોબારીનાં અન્ય સભ્યો છે.

યુથલીગ મુંબઇની લોહાણા યૌવનશક્તિનાં ઝરા સમાન બનો, એજ વાંછના.

## યૌવન શક્તિ

યૌવન ચેતનનો ઝરો છે, શક્તિનો ફુવારો છે, આશા, ઉત્સાહ, અને ઉત્કટતાનો સાગર છે. યુવક એટલે મૂર્તિમંત સાહસ અને શૌર્ય. યુવક એટલે તેજ, તાકાત અને તત્પરતાની પ્રતિમા. યુવકો ધારે તો આભ પણ ઉતારી શકે, યુવકો ધારે નદીઓના નીર પણ થંભાવી શકે, યુવકો ધારે તો સમાજની શીકલ પળવારમાં પલટી શકે, યુવકો ધારે તો સમાજને સ્વર્ગ બની શકે, યૌવનશક્તિ સૌ શક્તિમાં મહાન શક્તિ છે.

### ના પાડજો !

તરૂણાવસ્થા હોય, ને સ્વર્ગનો દૂત તેડવા આવે તો ના પાડજો. સ્વર્ગ કરતાં દુનિયામાં તરૂણો માટે ઘણું કામ પડ્યું છે. અને કામના આનંદ કરતાં સ્વર્ગનો આનંદ વધારે પ્રાણપદ નથી.

—ધૂમકેતુ.





## કચ્છી લોહાણા સહકારી મંડળ

[ : માટુંગા : ]

તા. ૩૦-૧૦-૩૬ શરદપૂર્ણિમાની સોહામણી રાત હતી. માટુંગામાં વસતા કેટલાક કચ્છી લોહાણા બંધુઓ સ્નેહસંમેલન સ્વરૂપે એકઠા થયા હતા. વિચાર આવ્યો 'આપણું એક મંડળ હોવું જોઇએ, નક્કી થયું અને 'શ્રી. કચ્છી લોહાણા સહકારી મંડળ'ની એ સ્વર્ગીય ચાંદનીમાં સ્થાપના થઇ.

માટુંગામાં વસતા કચ્છી જ્ઞાતિબંધુઓ અંદર અંદર પરિચય પામે, સહકાર સાધે અને સમસ્ત જ્ઞાતિની ઉન્નતિ ખાતર કંઇક કરી શકે એ મંડળના સ્થાપનામાં ઉંડે ઉંડે રમી રહેલી ભાવના હતી.

તા૦ ૨૨-૧૧-૩૬ ના રોજ આ મંડળનો બીજો મેળાવડો નૂતન વર્ષાભિનંદનનો થયો અને તેનું પણ સક્રિય ફળ આવ્યું. માટુંગામાં આપણું એકાદ 'સ્થાન' હોવું જોઇએ. એ વિચારમાંથી એક વાડી બંધાવવાનો નિશ્ચય થયો અને એક કમિટી નિમાઇ. થોડાજ કાળમાં આ કમીટીએ આજના 'રામબાગ'નું સર્જન કર્યું.

આવી રીતે આ મંડળે ઉગતી અવસ્થામાંજ સુંદર પગરણ પાડયા હોવાથી દિનપ્રતિદિન તેની છાપ ગેરી બનતી ગઇ અને આજે માટુંગાના ૨૧૬ કચ્છી લોહાણા કુટુંબોની તે સુંદર સેવા બજાવી રહ્યું છે.

તેના પ્રમુખ શ્રી. વિશ્રામભાઇ નરસી, ઉપપ્રમુખ શ્રી. મોનજી ગાંગજી અને શ્રી. વીઠ્ઠલદાસ ગાંગજી તેમજ શ્રી. કૃષ્ણદાસ હીરજી પુંજીઆણી સેક્રેટરીઓ છે.

આ મંડળ સ્વપ્નનું સુફળ છે.

## હાલાઇ લોહાણા સેવા સમાજ

[ હાલાઇ લોહાણા નિવાસ —ઠાકુરદ્વાર— ]

રૂગનાથ લાલજી હાલાઇ લોહાણા નિવાસ'માં વસતા થોડા સેવાભિલાષી બંધુઓને નિવાસની વસ્તીમાં ભ્રાતૃભાવ, સંગઠન અને સેવાસંસ્કારના ગુણોને વિકસાવવા એક સંસ્થા સ્થાપવાની તમન્ના જાગી, આ તમન્નાને નિવાસના એક ટ્રસ્ટી શ્રી. મોહનલાલ ભીમજી વણુજારાની પૃષ્ટી મળી, તેના પરિણામે ઇ. સ. ૧૯૩૮ માં 'શ્રી હાલાઇ લોહાણા સેવા સમાજ'નો જન્મ થયો.

સંસ્થાનું કાર્યક્ષેત્ર નિવાસમાં વસતા બંધુઓમાં સંગઠન સ્થાપવા ઉપરાંત તેમનામાં સંસ્કારની ભાવના પ્રગટાવવા તેમજ તેમની નાની મોટી વિટંબણાઓ વિદારવા શક્ય પ્રયાસને લગતું છે.

સંસ્થાએ પોતાની બે વર્ષની જીંદગાનીમાં નિવાસીઓને નિકટમાં લાવવા ખાતર નૂતનવર્ષના જન્માષ્ટમીના, હુતાશની મહોત્સવના, નવરાત્રી મહોત્સવના, રામનવમી મહોત્સવના, જશરાજદિનના, યજ્ઞોપવિત દિનના, રૂગનાથ લાલજી સંવત્સરીનાં, વગેરે મેળાવડા દબદબાભરી રીતે યોજ્યા હતા.

આ રીતે આ સંસ્થા કાર્ય કરી રહી છે. અને ભવિષ્યમાં નિવાસમાં લાયબ્રેરી તેમજ કન્યાકેળવણી માટે સાધન ઉભું કરવાની ઇચ્છા ધરાવે છે.

મંડળના હાલના પ્રમુખ શ્રી. સુંદરજી લક્ષ્મીદાસ, ઉપપ્રમુખ શ્રી. વલ્લભદાસ પ્રેમજી, ખજાનચીઓ શ્રી. પોપટલાલ જીવણભાઇ અને ભીમજી જેસંગ છે. તેમજ સેક્રેટરીઓ તરીકે શ્રી. મથુરાદાસ રામજી તન્ના અને શ્રી. વિઠ્ઠલદાસ કે. ઠક્કર ફરજ બજાવે છે. કારોબારી સોળ સભ્યોની છે.

# લોહાણા મિત્રમંડળ

[ કાંદીવલી ]

કાંદીવલીમાં લોહાણા જ્ઞાતિની યથાશક્ય સેવા કરવાના ઉદ્દેશથી આ મંડળની સ્થાપના સંવત ૧૯૭૮માં થઇ હતી.

મંડળે તેની આજસુધીની જીંદગીમાં અનેક કામો પાર પાડ્યા છે, યથાશક્ય જ્ઞાતિસેવા બજાવી છે. જ્ઞાતિને ઉપયોગી થઇ પડવાના પ્રયાસો કર્યા છે.

આજે મંડળ તરફથી 'ગંગા સેનેટરીઅમ' ચાલે છે. તેનો લાભ જ્ઞાતિ બંધુઓને આપવામાં આવે છે. આ સેનેટરીઅમની સ્થાપના માટે પ્રસિદ્ધ મીઠાઇવાલા સ્વ૰ શેઠ મગનલાલ બરફીવાલાનાં ધર્મપત્નિ સ્વ૰ ગંગાબ્હેને રૂપિયા દશહજાર આપ્યા હતા. ઉપરાંત તેમાં એક શાળા ચલાવવા સ્વ. શેઠ દામોદર ગીગાએ રૂપિયા પાંચ હજાર આપેલા છે. તેના વ્યાજમાંથી તેમના અવસાન કાળ સુધી એક શાળા ચાલતી હતી.

આ મંડળના મુખ્ય બે સંચાલકો શ્રી. કાળીદાસ ભવાનજી અને શ્રી. મથુરાદાસ ગોરધનદાસ છે. મંડળ ધીરી અને શાંત ગતિએ રચનાત્મક કાર્ય કરી રહ્યું છે.

# કચ્છી લોહાણા મહિલા મંડળ

[ માંડવી ]

આ સંસ્થાનાં સ્થાપક અને સંચાલક બ્હેન-બંધુની એક બેલડી છે. કચ્છી લોહાણા જ્ઞાતિની બ્હેનોને શિવણ, ભરતગુંથણનો ઉદ્યોગ હાથ કરાવવાનો આ સંસ્થાનો મુખ્ય ઉદ્દેશ છે, એ ઉપરાંત રાસ, ગરબા વગેરે લલિતકળાની પણ તાલીમ આપવામાં આવે છે.

સંસ્થાનું એક વરસનું જીવન ઉજવલ છે, એમ કહી શકાય. હાથના અને પગનાં મળી ૧૫ સંચા ધરાવે છે, અને સાકરબાઇ નામનાં નિષ્ણાત શિક્ષિકા એની તાલીમ આપે છે.

હાલ આ હુન્નર કલાઓનો લાભ પંદરથી વીશ બ્હેનો લઇ શકે છે. શાળાનો વખત બપોરના ૧ થી ૫ સુધીનો છે.

સંસ્થા માંડવી પર દરીયાસ્થાન ગલીમાં ચાલે છે. રૂપિયા દોઢસોનો માસિક ખર્ચ તેનાં સંચાલકો કરે છે. કોઇપણ જાતનું લવાજમ લેવામાં આવતું નથી.

જ્ઞાતિની આવી અનન્ય સંસ્થા અર્થભોગે ચલાવવા માટે તેનાં સંચાલકો અને સ્થાપકો ગં. સ્વ. ધનબાઇ અને શ્રી હંસરાજભાઇને લાખ લાખ ધન્યવાદ ઘટે છે. બ્હેનભાઇએ વાવેલું આ પુનિત વૃક્ષ અતિ વિશાળ બનો, એવી ચાહના રાખીએ છીએ. લોહાણા જ્ઞાતિની બ્હેનોને સ્વાશ્રયી બનાવવા માટે આવી સંસ્થાઓ ઠેર ઠેર હોવી ઘટે છે.

## ❋ આપણું જાહેરજીવન ❋

સુતરનો તાંતણો ફુંકથી પણ તુટી શકે છે, પરંતુ એ તાંતણાંઓનાં સમુહને તોડવાનું પહેલવાનોનું પણ ગજું નથી. મંડળોની પ્રવૃતિની બધી ચીવસુદી માત્ર આટલી હકીકતમાંજ પૂર્ણ થાય છે. સમુહ જ્યારે એકઠો થઇને કોઇ કાર્ય કરે છે, તેની તાકાત ભવ્ય હોય છે. આપણી જ્ઞાતિમાં વર્ષો પહેલાં ગામેગામ મંડળો સ્થાપવાની પ્રવૃતિ વહેતી થયેલી પણ આજે તેમાં ટાઢક આવી ગઇ લાગે છે. આજે આપણું જાહેર જીવન સુઇ ન જાય એ જોવાની જરૂર પડી છે!

'હે દુઃખીજનને દાન દયાળુ!'

: મુંઝાયલાંને મદદ : : ભૂખ્યાને અન્ન : : વિદ્યાભિલાષીને વિદ્યા :
: દુઃખીને રાહત : : નવસ્ત્રાને વસ્ત્ર : : બેકારને ઉદ્યોગ :
: નિરાધારને આધાર : : તરસ્યાને પાણી : : દર્દીને દવા :

આપતા



# ટ્રસ્ટ ફંડો



## માતુશ્રી કાનબાઇ ટ્રસ્ટ ફંડ.

**આ** ટ્રસ્ટ ફંડમાં માતુશ્રી કાનબાઇએ પોતાની સર્વસ્વ મિલ્કત જ્ઞાતિને ચરણે અર્પણ કરી છે. તેમાંથી કન્યાશાળા, સસ્તા ભાડાની ચાલી વગેરે ચાલે છે. ઉપરાંત દોઢસો દોઢસો રૂપિયાના માસિક રૂ. ૧૦) ભેટ આપવામાં આવે છે. અનાથ જ્ઞાતિબંધુઓને કપડાં, દવા અને રોકડ રકમની મદદ આપવામાં આવે છે. ગરીબ માબાપની બાળાઓને સ્કુલનાં પુસ્તકો આપવામાં આવે છે, કાંદાવાડીમાં એક અન્ન ક્ષેત્ર ચાલે છે. તેમાં હંમેશનાં લગભગ ૫૦ ક્ષુધાર્તોની ક્ષુધાને શાંતિ મળે છે. રાધાકૃષ્ણનું મંદીર અને ગૌશાળા નિભાવવામાં આવે છે. ગૌશાળાની ગાયોનું દુધ બાળકોને નિયત કરેલા વખતે આપવામાં આવે છે. આ ટ્રસ્ટના હાલના મેનેજીંગ ટ્રસ્ટી શ્રી. ભગવાનદાસ પુંજાભાઇ છે.

ભાગતી જગાઓ હાલાઇ લોહાણા બાળાશ્રમ અને બનારસીવાળા સુખડવાલા બાળાશ્રમને માત્ર ૧-૪-૦ ના ભાડાથી દેવામાં આવી છે. ઉપરાંત બાળાશ્રમને

ઉપરાંત બીજા ટ્રસ્ટીઓમાં શ્રી. ધરમશી ભવાનભાઇ, શ્રી. નેણશી તેજપાળ, શ્રી. મોરારજી આ. તન્ના શ્રી. દ્વારકાદાસ ગોરધનદાસ વગેરે છે. કાંદાવાડીની મિલ્કત ઉપરાંત જુમામસ્જીદ પર જંજીકર સ્ટ્રીટમાં પણ આ ટ્રસ્ટની સ્થાવર મિલ્કત આવેલી છે.

  

## સ્વ. શેઠ ગીરધરલાલ જેઠાભાઇ જે. પી. ટ્રસ્ટ ફંડ.

**આ** ફંડ દ્વારા રૂ. એક હજારના વ્યાજમાંથી હાલાઇ સારસ્વત જ્ઞાતિના સંસ્કૃતમાં પ્રથમ નંબરે આવનાર વિદ્યાર્થીને ઇનામ અપાય છે, દ્વારકામાં અન્નક્ષેત્ર તેમજ અવેડા, ચબુતરો વગેરે ચાલે છે, ૭ હજારના વ્યાજમાંથી ગરીબ માબાપના વિદ્યાર્થીઓને સ્કુલના પુસ્તકો અને ગરીબોને અનાજ અપાય છે, પાંચ હજારના વ્યાજમાંથી મુંબઇ હાલાઇ લોહાણા જ્ઞાતિનો કોઇ વિદ્યાર્થી મુંબઇ યુનિવર્સીટીની પરીક્ષામાં સંસ્કૃત ભાષામાં પહેલો

### દાતાર દીલો

સર્પ કાંચળી ઉતારે તેમ ધનનો ઢગલો ટ્રસ્ટીઓને સોંપે છે. ટ્રસ્ટીઓ સદુપયોગ ન કરે તો 'મહાન' પાપ વ્હોરે છે!

દયા, ધર્મ, સંસ્કાર અને કેળવણીમાં

* લાખોનું દાન કરનાર *



પ્રાતઃસ્મરણિય

સ્વ. માતુશ્રી કાનબાઇ

આવે તેને સ્કોલરશિપ અપાય છે, અને તે વિષયમાં કોઈ પ્રથમ નંબરે ન આવે તો કોઈ બીજા વિષયમાં આવનારને અપાય છે. રૂ. એક હજારનું વ્યાજ હાલાઈ લોહાણા નિરાશ્રીત ફંડમાં અપાય છે. પંદરસો રૂપિયાનું વ્યાજ "ગાયકવાડ સ્કોલરશીપ" દ્વારા લોહાણા જ્ઞાતિના વિદ્યાર્થી-વિદ્યાર્થીનીઓને આપવામાં આવે છે, પચ્ચીસ હજારની કીંમતનું એક સેનિટેરીયમ મલાડમાં ચાલે છે. આ ટ્રસ્ટના હાલના ટ્રસ્ટીઓ શ્રી. શેઠ ધરમશી ભગવાનજી અને શેઠ લક્ષ્મીદાસ પુરૂષોત્તમ વગેરે છે.



## સ્વ. શેઠ વસનજી ડોસાભાઈ ટ્રસ્ટ ફંડ

આ ટ્રસ્ટમાંથી હાલાઈ લોહાણા જ્ઞાતિના કોઈપણ કુટુંબને દર માસે એક હજારથી બારસો સુધીની મદદ અપાય છે. ઉપરાંત અન્નક્ષેત્ર અને જાનવરો માટેની મદદમાં મોટો ખર્ચ દર વર્ષે કરવામાં આવે છે, હીસાબ નિયમિત બહાર પડે છે. આ ટ્રસ્ટના મેનેજીંગ ટ્રસ્ટી શ્રી. શેઠ પ્રમાણંદદાસ વેલજી છે.

## સ્વ. શેઠ મોરારજી કાનજી ટ્રસ્ટ ફંડ

હાલાઈ લોહાણા જ્ઞાતિના ગરીબ કુટુંબોને અનાજ, કપડાં, દવા માટે રોકડ રકમ આપવામાં આવે છે. ઉપરાંત હાલાઈ લોહાણા સ્ત્રીઓને મુંબઈના અન્ય સુવાવડખાનામાં આ ટ્રસ્ટના ખર્ચે સુવાવડ કરાવી આપવામાં આવે છે. આ ટ્રસ્ટના ટ્રસ્ટીઓ શેઠ ત્રિભોવનદાસ ધરમશી અને શેઠ લક્ષ્મીદાસ પુરૂષોત્તમ છે.

## સ્વ. શેઠ ડોસા જીવન ટ્રસ્ટ ફંડ

આ ટ્રસ્ટની મિલ્કત નવી હનુમાનગલીનો માળો છે. આ માળાની ચોકખી આવકમાંથી દર માસે રૂ. ૨૨૫ જામનગરમાં ચાલતા વીઠલદાસ ડોસાભાઈ લોહાણા વિદ્યાર્થી ભુવનના ટ્રસ્ટીઓને અપાય છે. તેમાંથી બાકી રહેલી રકમ કોઈ જાતના ભેદભાવ વગર ગરીબ માણસોને અનાજ વગેરેની મદદ અપાય છે. આ ટ્રસ્ટના ટ્રસ્ટીઓ શ્રી. શેઠ મોહનલાલ રામજી ઠાકરશી, શ્રી. શેઠ વીઠલદાસ ધારશી, શ્રી. શેઠ ધરમશી આણંદજી, શ્રી. શેઠ નારણદાસ તુલસીદાસ વગેરે છે.

## સ્વ. ઝવેરબાઈ ટ્રસ્ટ ફંડ

જાહેર સખાવતોમાં દર માસે રકમ અપાય છે. મુંબઈ અને કુરલાની હાલાઈ લોહાણા જ્ઞાતિમાં દર વર્ષે લહાણું અપાય છે. દર મહીને રૂ. ૨૫નું અનાજ, કપડાં વગેરે હાલાઈ લોહાણા જ્ઞાતિના ગરીબ જ્ઞાતિજનોને અપાય છે. આ ટ્રસ્ટના ટ્રસ્ટીઓમાં શ્રી. શેઠ વીઠલદાસ ધરમશી, શ્રી શેઠ રામદાસ વીઠલદાસ, શેઠ ગોકુલદાસ વસનજી, શ્રી શેઠ મનુભાઈ મોનજી, શ્રી દ્વારકાદાસ ગોરધનદાસ વગેરે છે.

## સ્વ. પુરીબાઈ ટ્રસ્ટ ફંડ.

આ ટ્રસ્ટ ફંડ તરફથી વીલેપાર્લેમાં ભગવાનદાસ વિશ્રામ સેનેટરિયમ ચાલે છે. ઉપરાંત રૂા. બે હજારનું વ્યાજ ગરીબ હાલાઈ લોહાણાઓને અનાજ, કપડાં વગેરેની મદદમાં વપરાય છે. ગાયોને ઘાસ, જાહેર કુવાઓના સમારકામ, નવા વાવ કુવા બંધાવવા, બ્રહ્મભોજન કરવું વગેરે માટે પણ સગવડ રાખવામાં આવી છે. ટ્રસ્ટના ટ્રસ્ટીઓ શ્રી ભગવાનદાસ પુંજાભાઈ શ્રી. ગોકળદાસ હીરજીભાઈ, શ્રી. ગોકળદાસ વસનજી, શ્રી. જીવણદાસ મુળજી, શ્રી. મોરારજી આણંદજી તન્ના વગેરે છે.



## સ્વ. જેસંગભાઈ ગોકળદાસ ટ્રસ્ટ ફંડ.

આ ટ્રસ્ટ ફંડમાં લગભગ ઓગણત્રીસ હજારની રકમનો સમાવેશ છે. તેનો ઉપયોગ ટ્રસ્ટના દાતા સ્વ જેસંગભાઈ ગોકળદાસનાં ધર્મપત્નિનાં અવસાન બાદ ગરીબ હાલાઈ લોહાણા બંધુઓ માટે નિવાસ બંધાવવામાં કરવાનો છે. ટ્રસ્ટીઓમાં શ્રી. ગોરધનદાસભાઈ જીવણદાસ વગેરે છે.

# શ્રી કચ્છી લોહાણા જ્ઞાતિજનોનાં સ્થાપેલા ટ્રસ્ટખાતાઓની પ્રાથમિક યાદી

: 'ગૌરવગ્રંથ' માટે ખાસ :

[ સંગ્રાહક : શ્રી. શિવદાસ ચાંપસિંહ ]

**શ્રી કચ્છી લોહાણા પાંચતડા મહાજન ટ્રસ્ટ.**

શ્રી દરિયાસ્થાનવાળી જગ્યા, તેની બાજુનો માળો, શ્રી ચંપાકલી ઝુંપડાવાળી જગ્યા વગેરે શ્રી પાંચતડા મહાજનની સ્થાવર મિલ્કતો ને કોથળી વગેરે અન્ય સંપત્તિ.

*

**શ્રી કચ્છી લોહાણા બેતાલા મહાજન ટ્રસ્ટ.**

ખડક પરનાં શ્રી રામચંદ્રજીનાં મંદિરવાળી જગ્યા, ને બેતાલા મહાજનની કોથળીનું.

*

**શેઠ હંસરાજ કરમસિંહ મસ્કાવાળા ધર્મખાતા ટ્રસ્ટ.**

આકોલા, પનવેલી, ગોપીતળાવ વગેરે ઠેકાણે ૧૦-૧૨ ધર્મશાળાઓ, ભાયખલા (મુંબઈ) માધવેશ્વર મંદિર, સદાવ્રત વગેરે વગેરે કંઈ ધર્મ કાર્યો અર્થે.

*

**શેઠ પારેખ્યા પ્રધાન સાભરાઈવાળા ધર્મખાતા ટ્રસ્ટ.**

દેવમંદિર, ધર્મશાળા, અન્નક્ષેત્ર, વાર્ષિક જ્ઞાતિ ભોજન, નિરાધારોને મદદ ગરીબોની કન્યાઓને દાન આપવામાં સહાયતા આપવા વગેરે વગેરે કાર્યો અર્થે.

*

**શેઠ કુંવરજી પ્રાગજી ગુંદાલાવાળા ટ્રસ્ટ.**

કચ્છમાં તેમનાં ગામ ગુંદાલામાં સદાવ્રત આપવા વગેરે અર્થે.

*

**શેઠ દેવજી પ્રેમજી હરિયાણી કચ્છ ગઢસીસાવાળા ટ્રસ્ટ.**

નાશીક ધર્મશાળા અર્થે.

*

**શ્રીમાન ચંદા રામજી કોઠારી કચ્છ કોટડા (સુમરી રોહાવાળા) ધર્મખાતા ટ્રસ્ટ.**

(૧) હિન્દુ ગર્લ્સ હાઈ સ્કુલ, (૨) જ્ઞાતિહિતાર્થે સસ્તા ભાડાના ભુવન, (૩) અત્રેના એક મંદિરને સહાયતા, (૪) અને શ્રી ક્ષેત્ર મથુરાજીનાં એક મંદિરના નિભાવ વગેરે અર્થે.

*

**શેઠ ધારસી નાનજી વિંઝાણવાળા ટ્રસ્ટ.**

નાશીક ધર્મશાળા આદિ અર્થે.

*

**શેઠ લખમસી ઉકેડા વકાત કોઠારાવાળા ટ્રસ્ટ.**

(૧) નાશીક ધર્મશાળા, (૨) નાશીક અન્નક્ષેત્ર, (૩) તથા કોઠારા સદાવ્રત અર્થે.

*

**શેઠ નારાણજી વીરજી બગીવાળા ગામ મસ્કાવાળા ટ્રસ્ટ.**

(૧) મસ્કા કન્યા બાલીકાશ્રમ અર્થે, (૨) અશક્ત જ્ઞાતિજનોને સહાયતા આપવા અર્થે, (૩) અને દુષ્કાળ દુઃખ નિવારવા અર્થે.

ટિપ્પણઃ—મસ્કા કન્યા-બાલિકાશ્રમ સર્વ ખર્ચ સહિત-સંપૂર્ણપણે-કેવળ એ ટ્રસ્ટ તરફથીજ ચલાવવામાં આવે છે.

*

**શ્રીમાન કુંવરજી મોરારજી ખીરસરા કોઠારાવાળા ટ્રસ્ટ.**

(૧) નાશીક ધર્મશાળા કે જે તેમના પુત્રી નેણબાઈની ધર્મશાળા તરીકે ઓળખાય છે તે અર્થે, (૨) નાશીક પુસ્તકાલય તથા વાંચનાલય અર્થે, (૩) માંડવી (કચ્છ) મધ્યેની કાંઠા પરની નેણબાઈ ધર્મશાળા અર્થે, (૪) કોઠારા મધ્યેની તેમની ધર્મશાળા અર્થે અને (૫) ખીરસરામાં ગાયોને ઘાસચારા વગેરે અર્થે.

*

**શ્રી સાંધાણીઆ ટ્રસ્ટ.**

*

**કોઠારા સદાવ્રત ટ્રસ્ટ.**

*

**શ્રીમાન મુળજી વસનજી દેવરાજ પલણ વાંકુવાળા ટ્રસ્ટ.**

(૧) અત્રે અન્નક્ષેત્ર, (૨) અને વાંકુમાં સદાવ્રત અર્થે.

*

**શેઠ નારણજી તુલસીદાસ વિંઝાણવાળા ટ્રસ્ટ.**

(૧) પાઠશાળા, (૨) ધર્મશાળા, (૩) નિશાળ, (૪) મંદિર, (૫) અન્નક્ષેત્ર, (૬) પાણીના હવાડા અને (૭) કરાચીમાં લોહાણા સ્કુલ અર્થે.

*

**શ્રીમાન નથુભાઈ ગોવિંદજી સાંધાણવાળા ટ્રસ્ટ.**

(૧) અત્રે વિદ્યાર્થીઓને શિષ્યવૃત્તિઓ (સ્કોલરશીપો) આપવા અર્થે અને (૨) નાશીકમાંની ધર્મશાળા વગેરે અર્થે,

**નોંધ :—**

પૂર્વે કચ્છ કોઠારા મધ્યે એ ટ્રસ્ટ તરફથી એક

એક નાનીશી સંસ્કૃત પાઠશાળા તથા નાનીશી બોર્ડીંગ પણ ચલાવવામાં આવતી હતી.

*

**શ્રીમાન પુંજાભાઈ ભાણજી કોટડીવાળા ટ્રસ્ટ.**

કોટડીમાં સદાવ્રત આપવા માટે.

*

**શ્રી લખપતીઆ લોહાણા ટ્રસ્ટ.**

લખપતીઆ ગરીબ લોહાણાઓને સ્હાયભૂત થવા અર્થે.

*

**શ્રીમાન લાલજી રતનસી વીરાણીવાળા ટ્રસ્ટ.**

(૧) વીરાણી કન્યાશાળા, (૨) વીરાણી પ્રદેશમાં જ્ઞાતિની વિધવાઓને સ્હાયતા, (૩) વીરાણીમાં કુતરાઓને રોટલા, (૪) વીરાણીમાં કબુતરોને ચણા, (૫) વીરાણીમાં તેમની બંધાવેલી ધર્મશાળાના નિભાવ. (૬) તથા નખત્રાણામાં તેમણે બંધાવેલી ધર્મશાળાના નિભાવ અર્થે.

*

**પલણ વિધવા સ્હાયકારી ટ્રસ્ટ.**

પલણકુળની ગરીબ વિધવાઓની સ્હાયતા અર્થે.

*

**શેઠ નાનજી કાનજી પતલીવાળા ગામ અંજારવાળા ટ્રસ્ટ.**

ધાર્મિક-પરોપકારાદિક કાર્યો અર્થે.

*

**શ્રીમાન જેઠાભાઈ ખટાઉ કોઠારી કોટડા (રોહા) વાળા ટ્રસ્ટ.**

(૧) કોટડા લક્ષ્મીનારાયણ મંદિર, (૨) અને કોટડા સદાવ્રત માટે.

*

**શેઠ જેઠાભાઈ પ્રેમજી લખપતવાળા ટ્રસ્ટ (નં. ૧)**

વૈદિક સાહિત્ય પ્રકાશન અર્થે.

**શેઠ જેઠાલાલ પ્રેમજી લખપતવાળા ટ્રસ્ટ (નં. ૨)**

(૧) કચ્છ કોટડા (રોહાવાળા) કન્યાપાઠશાળા અર્થે, (૨) અને તેમની બંધાવેલી કચ્છ કોટડા (રોહાવાળા) ધર્મશાળા નિભાવવા અર્થે.

*

**શ્રીમાન ચત્રાભાઈ પેરાજ મસ્કાવાળા ટ્રસ્ટ (નં. ૧).**

માંડવી (કચ્છ) લોહાણા બાળાશ્રમ વગેરે માટે.

**શ્રીમાન ચત્રાભાઈ પેરાજ મસ્કાવાળા ટ્રસ્ટ (નં. ૨).**

મસ્કામાંની સેનેર ધર્મશાળા માટે.

**શેઠ મુળજી પેરાજ મસ્કાવાળા ટ્રસ્ટ (નં. ૧).**

શ્રી દ્વારકામાંની લોહાણા બોર્ડિંગ વગેરે અર્થે.

**શેઠ મુળજી પેરાજ મસ્કાવાળા ટ્રસ્ટ (નં. ૨)**

(૧) મસ્કા સદાવ્રત માટે, (૨) લગ્નોમાં સ્હાયતા કરવા માટે, (૩) ગરીબ બહેનોને સ્હાયતા અર્પણ કરવા માટે, (૪) કેળવણીમાં સ્હાયતા આપવા માટે.

*

**શેઠ રામજી પેરાજ મસ્કાવાળા ટ્રસ્ટ.**

(૧) કચ્છ માંડવી અન્નક્ષેત્ર અર્થે અને (૨) શ્રી દ્વારકા યાત્રાએ જનાર તથા ત્યાંથી આવનાર સાધુઓને ફળફુલ-ફળાહાર, મીઠાઇ અને અનાજ આપવાના અન્નક્ષેત્ર અર્થે.

ખાસ નોંધઃ-માંડવા અન્નક્ષેત્રમાં હાલમાં રોજ ૨૦૦૦ જણને દિવસમાં ૧ વખત ખીચડી જમાડવામાં આવે છે.

*

**શેઠ હીરજી આસુ વાઈઓરવાળા ટ્રસ્ટ.**

(૧) મુંબઇમાં વિધવાઓને સ્હાયતા, (૨ વાઈઓર સદાવ્રત, (૩) જ્ઞાતભેદ વગર ગરીબોને સ્હાયતા, (૪) અને લક્ષ્મણ ઝુલામાં ગોળ ને ચણાનો સદાવ્રત આપવા અર્થે.

નોંધઃ-આ ટ્રસ્ટમાંથી મુંબઇમાં ૧૫૦ લોહાણા વિધવાઓને દર બબ્બે મહિને અનાજ ને કપડાંની સ્હાયતા અપાય છે.

*

**શેઠ જેઠાભાઈ ધનજી લખપતવાળા ટ્રસ્ટ.**

(૧) શ્રી કાશી ધર્મશાળા, (૨) શ્રી કાશી અન્નક્ષેત્ર, (૩) શ્રી નાશીક ધર્મશાળા, (૪) અને વડગાદી ઔષધાલય અર્થે.

*

**શેઠ કારાભાઈ હરજી તથા ડોસાભાઈ હરજી મસ્કાવાળા ટ્રસ્ટ.**

કચ્છ લોહાણા મધ્યે ઔષધાલય વગેરે અર્થે.

*

**શ્રીમાન વાઘજી બેચર કોઠારી**
**કોટડા (સુમરીરોહા) વાળા ટ્રસ્ટ.**

*

**શ્રીમાન તુલસીદાસ માવજી ધીરાવાળા**
**ગામ ભાડઈવાળા ટ્રસ્ટ.**

ગામ ભાડઈના દરિયાસ્થાન અર્થે.

*

**શ્રીમાન ભાણજી જાધવજી જેસલ મોતીવાલા**
**ગામ શ્રી ગઢશીઆવાળા ટ્રસ્ટ.**

(૧) ગઢસીઆ મધ્યે શેઠ ભાણજી જાધવજી કન્યાશાળા અર્થે, (૨) ગઢસીઆમાં સદાવ્રત અર્થે (૩) અને પ્રકિર્ણ ધર્મકાર્ય અર્થે.

*

**શ્રીમાન રા. બ. શેઠ કરમસી દામજી જે. પી.**
**વાઘોરાવાળા ટ્રસ્ટ. (નં. ૧.)**

ચોપાટી હિન્દુ આરોગ્યભુવન (સેનેટેરિયમ) અર્થે.

**શ્રીમાન રા. બ. શેઠ કરમસી દામજી જે. પી.**
**વાઘોરાવાળા ટ્રસ્ટ (નં. ૨)**

(૧) શ્રી મથુરાજી મધ્યે તેમણે બંધાવેલી ધર્મશાળા અર્થે, (૨) અને કચ્છ વાઘોરા મધ્યે તેમણે બંધાવેલી ધર્મશાળા અર્થે.

*

**શ્રીમાન વાઘજી દેવજી તેરાવાળા ટ્રસ્ટ.**

તેરામાં તેમણે સ્થાપેલ અન્નક્ષેત્ર અર્થે.

*

**શેઠ વેલજી હુંસરાજ જાધવજી તેરાવાળા ટ્રસ્ટ.**

તેરા અન્નક્ષેત્ર અર્થે.

*

**શ્રીમાન અરજણ ખીમજી નાગ્રેચાવાળા ટ્રસ્ટ.**

(૧) ગરીબોને સહાયતા અર્થે (૨) અને દુષ્કાળ વખતે દુષ્કાળ દુઃખ નિવારણાર્થે.

*

**શેઠ તેજપાલ નરસી મસ્કાવાળા ટ્રસ્ટ (૧).**

મસ્કા કન્યાશાળા વગેરે અર્થે.

*

**શેઠ તેજપાલ નરસી મસ્કાવાળા ટ્રસ્ટ (નં. ૨).**

અત્રે વિદ્યાર્થીઓને વિદ્યાવૃતિઓ (સ્કોલરશીપો) આપવા અર્થે.

નોંધઃ—આ ટ્રસ્ટના ટ્રસ્ટીઓને એવી સત્તા આપવામાં આવેલી છે કે જો એવી રીતે લાભ લેનાર વિદ્યાર્થીઓ ન મળે તો તેની આવક શેઠ રણછોડદાસ ચત્રભુજ ઓર્ફનેજને આપવી.

આ ટ્રસ્ટ શેઠ રણછોડદાસ ચત્રભુજ ઓર્ફનેજના ટ્રસ્ટીઓ હસ્તક છે.

*

**શ્રીમાન મેઘજી વલ્લભદાસ લખપતવાળા ટ્રસ્ટ.**

અમુક-અમુક ધાર્મિક પરમાર્થિક કાર્યો અર્થે.

*

**શેઠ રામદાસ રતનશી ખીમજી અંજારવાળા ટ્રસ્ટ.**

અંજારમાં ચણાનું સદાવ્રત આપવા અર્થે.

*

**શેઠ નારણદાસ કાનજી એલચીવાળા**
**ગામ મસ્કાવાળા ટ્રસ્ટ.**

(૧) ઘાટકોપર આરોગ્ય ભુવન, (૨) અને નર્સિંહલાલજીની હવેલીને અમુક સહાયતા કરવા અર્થે.

*

**શેઠ કેશવજી દામજી ગુંદીઆરીવાળા ટ્રસ્ટ.**

(૧) ગુંદીઆરી ઔષધાલય, (૨) ગુંદીઆરી નિશાળ, (૩) અને ગુંદીઆરી કન્યાશાળા વગેરે અર્થે.

*

**શ્રીમાન તુલસીદાસ સુરજી મેઘાણી**
**(સુમરીરોહાવાળા) ટ્રસ્ટ.**

(૧) શ્રીક્ષેત્ર મથુરાજીમાં ધર્મશાળા, (૨) રોહામાં ઔષધાલય, (૩) રોહામાં સ્કુલ, (૪) રોહામાં સદાવ્રત (૫) રોહામાં લક્ષ્મીનારાયણ મંદિરનાં નિભાવ, (૬) તથા રોહામાંની તેમની બંધાવેલી ધર્મશાળાનાં નિભાવ વગેરે અર્થે.

*

**શેઠ ધારસી ખેતસી વરલી (કચ્છ) વાળા ટ્રસ્ટ.**

(૧) અત્રે વિધવા સહાયતા અર્થે, (૨) ઔષધાલય અર્થે, (૩) લોહાણા સહાયકારી કાર્ય અર્થે, (૪) અને ગૌસેવા અર્થે.

*

**શેઠ નથુભાઈ નેણસી કોઠારી મંગવાણાવાળા ટ્રસ્ટ.**

(૧) વિદ્યોતેજકતા અને (૨) લોહાણા સહાયકારિતા અર્થે.

*

**શ્રીમાન નથુભાઈ નેણસી કોઠારી મંગવાણાવાળા ટ્રસ્ટ.**

(૧) મંગવાણા અન્નક્ષેત્ર શાળા અને (૨) દુષ્કાળ દુઃખ નિવારણાર્થે.

**નોંધ :—**

આ ઉપરાંત એ શ્રીમાને એક કુટુંબ રક્ષક ટ્રસ્ટ પણ કરેલું છે.

*

**શ્રીમાન ડુંગરસી નાનજી મઉવાળા ટ્રસ્ટ.**

(૧) તપોવન આરોગ્યભુવન (સેનેટોરિયમ) (૨) તથા તપોવન મંદિર અર્થે.

*

**રાવબહાદુર શ્રીમાન કેશવજી નથુ સેલર જે. પી. કચ્છ મુંદ્રાવાળા ટ્રસ્ટ.**

(૧) કચ્છ મુંદ્રા મધ્યેના સત્યનારાયણના મંદિર અર્થે, (૨) નાશીક મહાજન વાડી અર્થે, (૩) અને અત્રે સસ્તા ભાડાના ભવન વગેરે વગેરે અર્થે.

*

**શ્રીમાન કાનજી વાઘજી ઠાકરસી પલણ વાંકુવાળા ટ્રસ્ટ.**

(૧) વાંકુ સદાવ્રત, (૨) ગાયોને ઘાસ-ચારો, (૩) કુતરાઓને રોટલા, (૪) પક્ષીઓને ચણા, (૫) અને વાંકુ સારસ્વત પાઠશાળા તથા બોર્ડિંગ અર્થે.

*

**શેઠ દેવજી કાનજી (તેરા) લોખંડવાળા ટ્રસ્ટ નં. ૧**

નિવાસગૃહ અર્થે.

*

**શેઠ દેવજી કાનજી (તેરા) લોખંડવાળા ટ્રસ્ટ નં. ૨.**

નાશીક અને ત્રંબક મધ્યેની અક્રેક (જુમલેશ) ધર્મશાળા અર્થે.

*

**શ્રીમાન લધા કલ્યાણ મસ્કાવાળા ટ્રસ્ટ.**

(૧) ગરીબોને સહાયતા, (૨) મસ્કામધ્યે કુતરાઓને રોટલા, (૩) અને મસ્કામધ્યે પક્ષીઓને ચણા વગેરે ભુત દયા અર્થે.

*

**શ્રીમાન લખમીદાસ ટોપણ મસ્કાવાળા ટ્રસ્ટ.**

મસ્કા સ્કુલ અર્થે.

*

**શ્રીમાન નથુભાઈ ભવાનજી નરેડીવાળા ટ્રસ્ટ.**

બોળંગીઆ પાંજરાપોળ અર્થે.

*

**શ્રીમાન તેજપાલ જેઠાભાઈ માંડવીવાળા ટ્રસ્ટ.**

(૧) કચ્છ માંડવી લોહાણા બાળાશ્રમ, (૨) કચ્છ માંડવી સાર્વજનિક હિન્દુ બાળાશ્રમ, (૩) અને નાશીક બ્રાહ્મણ વિદ્યાર્થી અન્નક્ષેત્ર વગેરે અર્થે.

*

**શ્રીમાન હરિરામ ભીમજી ઠક્કર (મ્હારા પરમ પુજ્ય વડીલ-કાકા-શ્રી) નેત્રાવાળા ટ્રસ્ટ.**

(૧) શ્રીનેત્રા નિશાળ, (૨) શ્રીનેત્રા કન્યાશાળા (૩) શ્રીનેત્રા પુસ્તકાલય તથા વાંચનાલય અર્થે.

*

**શેઠ મુલચંદ મેઘજી લખપતવાળા ટ્રસ્ટ.**

લખપત લોહાણા બોર્ડીંગ માટે.

*

**શેઠ જેઠાભાઈ મુલચંદ લખપતવાળા ટ્રસ્ટ નં. ૨.**

લખપત ઔષધાલય અર્થે.

*

**શેઠ જેઠાભાઈ મુલચંદ લખપતવાળા ટ્રસ્ટ નં. ૩.**

શ્રી ક્ષેત્ર કાશી અન્નક્ષેત્ર અર્થે.

**નોંધ :—**

આ ઔષધાલય શેઠ જેઠાભાઈ મુલચંદ અને હેમરાજ પ્રેમજીના નામથી ચાલે છે.

*

**શેઠ જેઠાભાઈ મુલચંદ લખપતવાળા ટ્રસ્ટ નં. ૪.**

શ્રી ક્ષેત્ર તરણ-તારણ અન્નક્ષેત્ર અર્થે.

*

**શેઠ જેઠાભાઈ મુલચંદ લખપતવાળા ટ્રસ્ટ નં. ૫.**

ધર્મ કાર્યો અર્થે.

*

**શ્રીમાન જેઠાભાઈ મુલચંદ તથા શેઠ વાઘજી લખપતવાળા ટ્રસ્ટ. નં ૬.**

બરાકપુર મંદિર અર્થે.

*

**શેઠ હરિરામ જેઠાભાઈ મુલચંદ લખપતવાળા શુભ કામ ફંડ ટ્રસ્ટ નં. ૭.**

પરોપકારક શુભ કાર્યો અર્થે.

*

**શેઠ વાસુદેવ જેઠાભાઈ લખપતવાળા મેમોરિયલ ટ્રસ્ટ નં. ૮.**

ગુરૂ મહારાજ નેકરામ-સિંધ હૈદ્રાબાદ અને એરપુર ટોકા અર્થે.

*

**શ્રીમાન પારખ્યા ગોવિંદજી પલણ વાંકુવાળા ટ્રસ્ટ.**

(૧) મહાદેવ મંદિર-ઘાટકોપર, (૨) અને સાધુ સંતોના અન્નક્ષેત્ર (ઘાટકોપર) અર્થે.

*

**શેઠ તુલસીદાસ કુંવરજી તુંબાવાળા ટ્રસ્ટ.**

(૧) આરોગ્યભુવન (ઘાટકોપર) અર્થે, (૨) ફરતાં પુસ્તકાલય અર્થે, (૩) અને ભરૂચ સેનાશ્રમને એક્ષ-રેના સાધન સ્થાપવા અર્થે વગેરે.

*

**શ્રીમાન કાનજીભાઈ જાધવજી સોનાણી (કોઠડીવાળા) ધર્મખાતા ટ્રસ્ટ.**

(૧) કોટડી લોહાણા બોર્ડિંગ, (૨) કોટડી સારસ્વત બોર્ડિંગ, (૩) કોટડી પુસ્તકાલય ને વાંચનાલય, (૪) કોટડીમાં ગાયોને ચારો, કુતરાઓને રોટલા ને પક્ષીઓને ચણા, (૫) લોહાણા સહાયકારિતા કાર્ય (૬) અત્યંજ શાળા, (૭) રસ્તા દુરસ્તી, (૮) અને અન્નક્ષેત્ર વગેરે વગેરે અર્થે.

*

**શ્રીમાન કાનજીભાઈ જાધવજી સોનાણી કચ્છ કોઠડી (મહાદેવપુરી)વાળા ટ્રસ્ટ નં. ૨.**

મુલુંડ મધ્યે આરોગ્યભુવન અર્થે.

*

**શેઠ એધવજી જેઠમલ બોભડીવાળા ટ્રસ્ટ.**

ગરીબ લોહાણાઓને સ્હાયતા આપવા અર્થે.

*

**શ્રીમાન પરશોતમ દેવજી તુણાવાળા ટ્રસ્ટ.**

(૧) ગુરૂકુળ ઢંગની શિક્ષણ પાઠશાળા, (૨) અત્યંજ વણાટ શાળા (૩) અને અત્યંજ આશ્રય વગેરે અર્થે.

*

**શ્રીમાન પ્રેમજી હરજી ઔષધાલય (અંજાર) કચ્છ ટ્રસ્ટ નં. ૧.**

*

**શેઠ પ્રેમજી હરજી અંજારવાળા ટ્રસ્ટ નં. ૨.**

વિવિધ ધર્મકાર્ય અર્થે.

*

**શેઠ નારણજી પરષોતમ સુથરીવાળા ટ્રસ્ટ.**

વેદ પ્રચાર તથા વૈદિક સાહિત્ય પ્રકાશન અર્થે.

*

**શ્રીમાન પુંજાભાઈ જેરામ પલણ પરજાઉવાળા ટ્રસ્ટ.**

(૧) પલણ કુટુંબ (કુળ)ની વિધવાઓને સ્હાયકારિતા અર્થે અને (૨) પલણકુળના પુરોહિતો (સારસ્વત)ની વિધવાઓને અને પુરોહિતોને સ્હાયકારિતા અર્થે.

*

**શેઠ વીરજી પેરાજ સુથરીઆ કોઠારાવાળા ટ્રસ્ટ.**

*

**શેઠ પ્રેમજીચંદા ને પુરૂષોત્તમ જેઠાભાઈ કોટડીવાળા ટ્રસ્ટ.**

કોટડી ઔષધાલય અર્થે.

*

**શેઠ પરષોત્તમ ધરમસી નલીઆવાળા ટ્રસ્ટ નં. ૧.**

નલીઆ બોર્ડિંગ અર્થે.

*

**શેઠ પરષોત્તમ ધરમશી નલીઆવાળા ટ્રસ્ટ નં. ૧.**

નાશીક મધ્યે "મંગલભુવન" નામના આરોગ્ય ભુવન અર્થે.

*

**શેઠ લાલજી મોરારજી મંગવાણાવાળા ટ્રસ્ટ.**

(૧) મંગવાણા ઔષધાલય અર્થે, (૨) અને વિધવા સ્હાયતા અર્થે.

*

**શ્રીમાન અરજણ નાગજી કોટડા (રોહાવાળા) સખાવતી ઔષધાલય ટ્રસ્ટ.**

કોટડા (રોહા)વાળા મધ્યે સખાવતી ઔષધાલય અર્થે.

*

**શ્રીમાન ધરમસી ભવાન હરભમ અંજારવાળા ટ્રસ્ટ નં. ૧.**

નાશીકમાંની શેઠ ભવાન હરભમ ધર્મશાળા અર્થે.

*

**શ્રીમાન વિશનજી જીવણદાસ જે. પી. લેડીઆવાળા ટ્રસ્ટ.**

અત્રે સીવરીમાંનાં ઔષધાલય વગેરે અર્થે.

*

**શ્રીમાન કાનજી મનજી કોઠારી મેરાઉવાળા ગામ કોટડા (સુમરી રોહા)વાળા ટ્રસ્ટ.**

(૧) કોટડા કલ્યાણેશ્વર મંદિર (૨) તેને અંગેની ધર્મશાળા આદિ જગ્યાઓના નિભાવ અર્થે (૩) અને ત્યાંના સદાવ્રત અર્થે.

*

**શ્રીમાન તુલસીદાસ ત્રીકમજી ખાન્ટ ગઢસીઆવાળા ટ્રસ્ટ.**

(૧) કચ્છ સુમરીરોહામાં તેમના માતુશ્રી પદમાબાઇના નામની કન્યાશાળા. (૨) કચ્છ દરસડીમાં નિશાળ, (૩) કચ્છ બીટડામાં નિશાળ, (૪) અને કચ્છ ગઢસીઆમાં અંગ્રેજી સ્કુલ અર્થે.

*

**શ્રીમાન ખીમજી નાગજી કોઠારી કોટડા (સુમરીરોહા) વાળા ટ્રસ્ટ.**

૧ કોટડા નિશાળ અર્થે, (૨) અને કોટડામાં હાઇસ્કુલની સ્થાપના કરવા અર્થે.

*

**શેઠ રામજી પુંજાભાઇ કોઠારી ગામ મંજલ (મંગવાણા) વાળા ટ્રસ્ટ.**

મીરજ ઔષધાલય અર્થે.

*

**શેઠ લધાભાઇ માવજી ઉધેડીવાળા ટ્રસ્ટ.**

ઉધેડી ઔષધાલય તથા વિધવાઓને સહાયતા અર્થે.

*

**શેઠ વીરજીભાઇ પેરાજ મસ્કાવાળા સંસ્કૃત પાઠશાળા ટ્રસ્ટ નં. ૧.**

બરૌત (Baraut) જીલ્લા મીરત મધ્યે સંસ્કૃત પાઠશાળા અર્થે.

*

**શેઠ વીરજીભાઇ પેરાજ મસ્કાવાળા સાર્વજનિક હિન્દુ પ્રાર્થના મંદિર–મીરજ ટ્રસ્ટ નં. ૨.**

મીરજમાં સમગ્ર હિંદુ પ્રજા માટે પ્રાર્થના કરવાના મંદિર (ધામ) અર્થે.

નોંધ–આ પ્રાર્થના મંદિરમાં પ્રાચીન અને અર્વાચીન મહાન આર્ય-હિંદુ પુરૂષોની છબીઓ છે. મુર્તિઓ નથી.

*

**શ્રીમાન વેલજી ભીમજી સિંધી ગામ કોટડા (સુમરીરોહા) વાળા ટ્રસ્ટ.**

(૧) અત્રે સસ્તા ભાડાના ભુવન બાંધી આપવા અર્થે. (૨) અને ચિત્રોડ [ધડર] સ્કુલ માટે ભુવન બાંધી આપવા અર્થે.

*

**શેઠ કેશવજી વાલજી મસ્કાવાળા ટ્રસ્ટ.**

ગામ મસ્કામાં ગાયોને રોજ ૨ ગાડાં ઘાસ નાંખવા માટે, (૨) માકુંઆમાં જ્ઞાતિ સહાયતા અર્થેના ભુવન વગેરે માટે.

*

**શેઠ કાકુભાઇ જીવણદાસ લેડીઆવાળા ટ્રસ્ટ નં. ૧.**

અત્રે લોહાણા સહાયકારી કાર્યો અર્થે.

*

**શેઠ કાકુભાઇ જીવણદાસ લેડીઆવાળા ટ્રસ્ટ નં. ૨.**

અત્રે સસ્તા ભાડાના મકાન આદિ અર્થે.

*

**ચીરંજીવીબાઇ માધવજી હરિરામ ઠક્કર નેત્રાવાળા ટ્રસ્ટ.**

મુલુંડ કન્યાશાળા અર્થે.

*

**શ્રી કચ્છી લોહાણા દાનવીરો તરફથી સ્થાપિત કરવામાં આવેલી કેટલીક કચ્છી લોહાણા જ્ઞાતિય સંસ્થાઓના નામોના ટ્રસ્ટખાતાઓની પ્રાથમિક યાદી.**

**નારાયણવાડી (ગીરગામ) ટ્રસ્ટ.**

હિસ્ટરી :—

આ ધાર્મિક ધામ તે વખતના અગ્રેની જ્ઞાતિના દાતાઓએ સ્થાપિત કરીને તેમાં જ્ઞાતિના સાંપ્રદાયિક

આચાર્ય તે રામાનુજ સાંપ્રદાયના એક આચારજીને બેસાડેલ તે પરથી એ વાડી "નારાયણવાડી" ઉર્ફે "આચારજીવાળી વાડી" તરીકે પણ ઓળખાય છે.

*

**શ્રી કચ્છ માંડવી બાંડીઆવાળી ધર્મશાળા ટ્રસ્ટ.**

કચ્છ માંડવી મધ્યે આવેલી બાંડીઆવાળી લોહાણા ધર્મશાળા અર્થે.

*

**શેઠ રણછોડદાસ અત્રભુજ કચ્છી લોહાણા ઓર્ફનેજ ટ્રસ્ટ.**

*

**શ્રી કચ્છી લોહાણા મંગળાગ નિવાસ-ગ્રહ ટ્રસ્ટ.**

*

**શ્રી કચ્છ લોહાણા "સ્વયંસેવક મંડળ" સંસ્થાનું ટ્રસ્ટ.**

*

**શ્રીમાન મેઘજી લાલજી ભુજવાળા અને શ્રીમાન પ્રેમજી જાધવજી "આર્ય નિવાસ" મુલુંડ જીલ્લા (થાણા-મુંબઇ) ટ્રસ્ટ.**

ટિપ્પણ—આ આર્ય નિવાસની સ્થાપના જ્ઞાતિજનો માટે "આરોગ્ય ભુવન" તથા લગ્નાદિક સમારંભો ઉજવવાનાં સ્થાન માટે કરવામાં આવેલી છે.

**શ્રી કચ્છી લોહાણા ભાગીરથી બાગ ટ્રસ્ટ.**

*

**વીર વિઠ્ઠલ વ્યાયામશાળા ટ્રસ્ટ.**

મુંબઇમાં વ્યાયામશાળા ચલાવવા અર્થે.

*

**શ્રી રામબાગ (માટુંગા-મુંબઇ) ટ્રસ્ટ.**

શ્રી માટુંગામાં લગ્નાદિક શુભ પ્રસંગો ઉજવવાના સ્થાનનું.

*

**મસ્કા આરોગ્ય ભુવન ટ્રસ્ટ.**

નોંધ :

આ આરોગ્ય ભુવનમાં ૨૫ થી ૩૦ કુટુંબોનો વસવાટ રહ્યા કરે છે.

*

**કચ્છી લોહાણા કેળવણી ફંડ ટ્રસ્ટ.**

*

**શ્રી નીરજ આરોગ્ય ભુવન (સેનેટોરિયમ) ટ્રસ્ટ.**

*

**શ્રીમાન ડુંગરસી ગાંગજી, પ્રેમજી હરજી, કુંવરજી મનજી તથા ખારસી ખેતસી અંજાર લોહાણા બોર્ડિંગ ટ્રસ્ટ.**

*

**શ્રીમાન તેજપાલ જેઠાભાઇ અને ચનાભાઇ પેરાજ શ્રી કચ્છ માંડવી લોહાણા બાળાશ્રમ ટ્રસ્ટ.**

*

**શ્રીમાન હીરજી મુળજી શ્રી કચ્છ વાંકુ લોહાણા બોર્ડિંગ ટ્રસ્ટ.**

*

**શ્રી કચ્છ ભુજ લોહાણા બોર્ડિંગ ટ્રસ્ટ.**

**શ્રી કચ્છ ભુજ ધર્મશાળા ટ્રસ્ટ.**

*

**શ્રીમાન ડોસાભાઇ હરજી તથા લખમીદાસ ટોપણ મસ્કા સ્કૂલ ટ્રસ્ટ.**

*

**શેઠ તુલસીદાસ મેઘજી લાખડીઆવાળા તથા મસ્કાઇ મસ્કા ઓ હોસ્પીટલ કચ્છ ટ્રસ્ટ.**

*

**જ્ઞાતિબંધુઓએ સ્થાપેલાં ટ્રસ્ટો તથા તેમના પોતાના નામથી સ્થપાયેલી સંસ્થાઓનાં ટ્રસ્ટોની પ્રાથમિક યાદી.**

* * *

**શ્રીમતિ જમનાબાઇ તે શેઠ હરદાસ પ્રેમજીના પુત્રીનું ટ્રસ્ટ.**

જુની બારદાન ગલ્લીમાંના શ્રી રામમંદિર (જે એ જમનાબાઇના મંદિર તરીકે ઓળખાય છે.) ટ્રસ્ટ.

*

**શ્રીમતિ જમનાબાઇ (તે શ્રીમાન મેઘજી વલ્લભદાસ લખપતવાળાના કુટુંબી) ટ્રસ્ટ.**

(૧) લક્ષ્મીનારાયણ મંદિર (ઘાટકોપર), (૨) અને જમનાબાઇ ચેરિટેબલ ડિસ્પેનસેરી (ઘાટકોપર) અર્થે.

*

[અનુસંધાન પૃષ્ઠ ૨૦૧]

# અજ્ઞાનતાનો અંધકાર મીટાવો!

## : પૂ. ઠક્કરબાપાનો સંદેશ :

લોહાણાભાઈઓ વ્યાપારમાં, સાહસમાં, પરદેશગમનમાં અને નવા કામોમાં ઝંપલાવવામાં ભાટીયાભાઈઓથી બીજે નંબરે આવે છે. પણ ભાટીયાઓની સંખ્યા બહુ ટુંકી અને લોહાણાઓ તો લ.ખો બંધ છે. કાઠિઆવાડ, કચ્છ, સિંધ અને દક્ષિણ પંજાબમાં લોહાણાભાઈઓ હજારોની સંખ્યામાં વસે છે. અસલ જે ક્ષત્રિયો હતા, તેઓ આજે મોટે ભાગે વૈશ્યનો ધંધો કરે છે અને પોતાની આજીવિકા મેળવે છે. થોડા આપણામાં શ્રીમંતો છે, પણ મોટે ભાગે ખાતો પીતો અને ઠીક ધંધો કરનારા મળી આવે છે. એકંદરે લોહાણા કોમ સાહસિક, અજાણ્યા ક્ષેત્રમાં માથું મારનાર અને ઉદ્યોગી કોમ તરીકે પ્રસિદ્ધ થયેલ છે.



પરંતુ કેળવણીની બાબતમાં આપણી કોમ તેટલીજ સાહસિક છે, એમ કહી શકાય નહિં. સરકારી ખાતાએ કેળવણીની દ્રષ્ટિએ તમામ હિન્દુ જાતિના ત્રણ વિભાગ પાડેલા છે. (૧) આગળ વધેલી કોમો (૨) વચગાળાની કોમો અને (૩) પછાત કોમો. આ વર્ગીકરણમાં આપણી કોમ બીજા વર્ગમાં આવે છે. પહેલામાં આવતી નથી. વળી આપણી સ્ત્રીઓમાં તો શિક્ષણ નહિ જેવુંજ છે. એટલે આપણા સમાજનો અર્ધો ભાગ તો તદ્દન અશિક્ષીત, સોએ એક કે બે સ્ત્રી શિક્ષીત, એવીજ કરૂણ દશા છે. માટે તે દિશામાં આપણી કોમ પ્રગતિ કરે તેટલી ઓછીજ છે. આપણી કોમના ગરીબ ભાગની સગવડને માટે શહેરે શહેરે ઘણી બોર્ડિંગો-છાત્રાલયો આજે જોવામાં આવે છે. મુંબઇ શહેરમાં તો કોલેજના અભ્યાસ માટે પણ છાત્રાલય શ્રીમંતભાઇઓએ ઉભું કરેલું છે. કન્યા કેળવણી માટે માતુશ્રી કાનબાઇની શાળા છે, આવી અનેક સગવડો જુદે જુદે ઠેકાણે થયેલી છે. છતાં પણ આપણો મોટો કાફલો હોવાને લીધે આ સગવડો પુરતી છે, એમ કહી શકાય નહિ.

હિન્દુસમાજમાં જુદી જુદી જાતિઓમાં જે વાડા બંધાયલા છે. તે વાડામાં રહીને પણ ઉન્નતિનું કામ કરવાનો બોજો જ્ઞાતિના અગ્રેસરો પોતાના શિરપર ઉઠાવી લ્યે તો એ કામ સહેલાઇથી થઇ શકે એવું છે. એ પ્રમાણે આપણી કોમના દાનવીરો, સેવાભાવી યુવાનો અને યોજકશક્તિવાળા વિદ્વાનો પરસ્પરનો સહકાર સાધીને આ કામ ઉપાડી લ્યે તો અભણપણાનો જે અંધકાર છે, ખાસ કરીને સ્ત્રી વર્ગમાં, તે જલદીથી નાશ પામે. ખાસ કરીને કેળવાયલા ભાઇઓને ખાસ વિનંતિ છે કે પોતાની જીંદગીભરનું આ સેવાનું કામ ઉઠાવી લ્યે તો તેઓએ આપણી કોમની તેમજ સારા દેશની સેવા કરી ગણાય. પ્રભુ તેવા ભાઈઓની નાનકડી ટોળી બહાર પાડે અને તેઓ આ કાર્ય ઉપાડી લ્યે.

તા. ૩૦-૧૧-૩૯. **અમૃતલાલ વિ. ઠક્કર.**

## ● સેવાના સન્યાસી જુગ જુગ જીવો ! ●

ભારત વર્ષના પ્રથમ પંક્તિના સેવાવીર તરીકે આદર પામેલા 'પૂ. ઠક્કરબાપા' આપણા અભિમાનનો વિષય છે. લોહાણા જ્ઞાતિના તેઓ પ્રથમ ગ્રેજ્યુએટ છે, અને જીવનનો મધ્યાન્હકાળ તેઓ સરકારી ઉચ્ચ હોદ્દાઓમાં વીતાવતા હતા. પણ એમાં એમણે શાંતિ દીઠી નહિ, જીવનવ્યવહારના અળખામણા બખ્તરો તેમણે ઉતારી નાખ્યા અને આજીવન જીવન સેવાની કંથા ધરી લીધી. તેમનું દીલ દલિતોના દુઃખદર્દોથી દ્રવતું હતું, તેમને પીડિતોની પીડા પજવી રહી હતી. એ ટોડયા...ભાંગ્યાના ભેરૂ બન્યા. એને આજે પા દાયકાનો કાળ વીતી ગયો છે. આ પા સદીમાં તેમણે તવારીખ સર્જી છે !

તેમનું જીવન તો જગત્ જાણે છે, શ્રી અમૃતલાલ વી. ઠક્કર 'ઠક્કરબાપા' બન્યા, વ્યક્તિ મટીને સંસ્થા સમા બન્યા, માનવ મટીને 'દેવ' બન્યા. તેમની કાર્યદક્ષતા, તેમની ધગશ, તેમની જીંદાદીલી, તેમને અથાગતા ને અડગતા અને તેમના સૌરભે સર્વત્ર શીતળતા પાથરી દીધી છે !

હજુ હમણાંજ 'ઠક્કરબાપા' ની સીત્તેરમી જન્મજયંતિ ઉજવાઇ ગઇ જનતાએ તેમને પ્રેમથી નવાજ્યા, એક લાખ રૂપિયા કરતાં વધુ રકમની થેલી અર્પણ કરી. ગાંધીજીએ કહ્યું કે 'ઠક્કરબાપાએ હિન્દને આગેકદમ કર્યું છે'

દેશના આ અણમૂલ રત્ન 'પૂ. ઠક્કર બાપા' ઘણું જીવો !

એક આછો
દ્રષ્ટિપાત



સન ૧૯૧૦
પહેલાં અને પછી

# ★ ★ મુંબઇની ★ ★
# લોહાણા જ્ઞાતિ
# ઇતિહાસ અને પરીસ્થિતિ

: લેખક :

**શ્રી. કલ્યાણજી કહાનજી માસ્તર**

સેક્રેટરી, શ્રી હાલાઇ લોહાણા મહાજન-મુંબઇ.

મુંબઇ શહેરની ચાલુ આબાદી ક્રમે ક્રમે થઇ છે. પ્રગતિનો ઇતિહાસ પૂરવાર કરે છે કે વિકાસક્રમ ક્રમિક છે. એ સુત્રાધારે મુંબાઇની લોહાણા જ્ઞાતિના વિકાસનો ટુંક ઇતિહાસ તપાસવાનો આ લેખમાં પ્રયત્ન કરવામાં આવ્યો છે.

### મહાપરિષદઃ ક્રાન્તિની જનેતા

હરેક દેશ, સમાજ કે જ્ઞાતિમાં ક્રાન્તિ પછી યુગપલટો થાય છે. એ નિયમે સને ૧૯૧૦ ની સાલમાં લોહાણા જ્ઞાતિની પ્રથમ મહાપરિષદ ભરાઇ ત્યારે ક્રાન્તિના ગણેશ મંડાયા. તેથી લોહાણા જ્ઞાતિના યુગપલટાનો સંક્રાન્તીકાળ સને ૧૯૧૦ ને ગણ્યો છે.

### મુંબઇની તવારીખ.

સોળમાં સૈકામાં મુંબઇ શહેર પોર્ટુગીઝોના તાબામાં હતું ત્યારે તે નાના નાના સાત ટાપુઓમાં વહેંચાયલું હતું. મોટેભાગે મચ્છીમારોની વસ્તી હતી. પણ ઇ. સ. ૧૬૬૧ માં પોર્ટુગાલના રાજાની શાહજાદીનાં લગ્ન ઇંગ્લાંડના રાજા બીજા ચાર્લ્સ સાથે થયાં ત્યારે આ બેટ ઇંગ્લાંડના રાજાને પહેરામણીમાં મળ્યો. આ વખતે ઇંગ્લાંડની ઇસ્ટ ઇન્ડીયા કંપની હીંદમાં વેપાર કરતી હતી, તેને વાર્ષિક રૂ. ૧૦) લેવાની શરતે આ બેટ સુપ્રત કરવામાં આવ્યો, ત્યારથી ઇસ્ટ ઇન્ડીયા કુંપનીએ આ સાતે બેટોને જોડી દેવાના અને સુધારા કરવાના

**અઢારમીસદીના અંધારયુગમાં**

**સાહસિક લોહાણા જાતિએ જાનસાટેના જોખમો ખેડી સાગરના મોજાંઓ પર સ્વાર થઇ, મુંબઇમાં પ્રવેશ કર્યો હતો !**

# ' મુંબઇમાં વ્યાપારજંગ જમાવ્યો ! '

પ્રયત્નો આદર્યા. ઇ. સ. ૧૮૦૫ સુધીમાં તેની સારી પ્રગતિ થઇ અને વચમાંની સઘળી પાણીવાળી જગાઓ પૂરી દઇ જમીનો બનાવવામાં આવી. ઇ. સ. ૧૮૨૦ થી ૨૭ સુધીમાં નવા રસ્તાઓ, જાહેર ઇમારતો વગેરે બંધાયાં. ઇ. સ. ૧૮૫૩ માં મુંબઇ અને થાણા વચ્ચે જી. આઇ. પી. રેલ્વેની શરૂઆત થઇ, અને ઇ. સ. ૧૮૬૩ માં બોરઘાટની રેલ્વે લાઇનની શરૂઆત થઇ. પહેલી ગોદી ઇ. સ. ૧૭૫૦ ની સાલમાં બાંધવામાં આવી. આ રીતે મુંબઇની ખરી પ્રગતિ ઓગણીસમા સૈકામાં થઇ અને આ વીસમીસદીમાં તે હિંદનું પ્રથમ દરજ્જાનું જાહોજલાલીવાળું શહેર બન્યું છે. સને ૧૮૧૬ ની વસ્તી ગણત્રી પ્રમાણે મુંબઇની કુલ્લે વસ્તી ૧,૬૧,૫૫૦ માણુસની હતી. તે વધીને હાલ ૧૨ થી ૧૩ લાખની થઇ છે.

## લોહાણાઓનો વસવાટ.

લોહાણાઓ અઢારમી સદીમાં મુંબઇમાં વસતા હતા, તેના પ્રત્યક્ષ પુરાવાઓ મળી શકે છે. હાલાઇ લોહાણા મહાજનવાડી, મહાજનને ઇ. સ. ૧૮૩૯ માં ભેટ મળ્યાના શિલા લેખો છે. એટલે મુંબઇની પ્રગતિમાં લોહાણા જ્ઞાતિએ પણ યોગ્ય ફાળો આપ્યો છે.

## વ્યાપારવીર જ્ઞાતિ

મુંબઇ બેટ હોવાથી, અને રેલ્વેની સગવડ નહિ હોવાથી કચ્છ, કાઠિયાવાડ અને ગુજરાતના દરીયા કિનારાનાં ગામોમાં વસ્તા લોહાણાઓ વહાણો મારફતે મુંબઇ આવેલા જેથી તેવે વખતે તેઓ બહુ મોટી સંખ્યામાં ન હોય તે બનવાજોગ છે, છતાં આપણી જ્ઞાતિ સાહસિક વેપારી હોવાથી વેપારના ક્ષેત્રમાં તેણે ઘણોજ અગ્રભાગ લઇ વેપારી આલમમાં સારી પ્રતિષ્ઠા અને ખ્યાતી મેળવેલાં હતાં. અનાજ, સીડઝ, કાપુસ, વગેરેનો વેપાર મુખ્યત્વે આપણા કચ્છી ભાઇઓએ હસ્તગત કર્યો હતો, જ્યારે કાપડના વેપારમાં અને બીજાં બજારોમાં હાલાઇ અને ઘોઘારી ભાઇઓએ સારી પ્રગતિ કરી હતી. અનાજ, સીડસ, કાપુસ વગેરેના વેપારમાં ધારસી નાનજીની કું., શીવજી કુંવરજીની કું., અર્જુન ખીમજીની કું., ખીમજી વીસરામની કું. વગેરેના નામાંકિત વેપારીઓ હતા. જ્યારે કાપડ વગેરેના વેપારમાં કાળીદાસ જાઠાની કું., હરીભાઇ હેમરાજ, ગીરધરદાસ જેઠાભાઇ જે. પી., રતનસી કરમસી બનાતવાળા જે. પી., દામોદર ગોરધનદાસ સુખડવાળા જે. પી. વગેરેએ સારૂં સ્થાન પ્રાપ્ત કર્યું હતું. બીજાં બજારોમાં ભીવાન જીવરાજ આટાવાળા, પદમસી ધનજી કાંદાવાળા, ખીમજી ભવાન છાપણીવાળા, વગેરેએ સારી પ્રગતિ કરી હતી.

## બીજા ક્ષેત્રોમાં

સન ૧૯૧૦ પહેલાં વ્યાપારી ક્ષેત્રમાં આપણી જ્ઞાતિએ પ્રગતિ કરી હતી, તેના પ્રમાણમાં રાજકિય, સામાજિક અને આર્થિક ક્ષેત્રોમાં બીજી ભાઇબંધ કોમોના જેટલી પ્રગતિ સાધી શકાઇ ન હતી. તેનું મુળ કારણ કેળવણીની ન્યૂનતા હતું. આ અરસામાં ઉચ્ચ કેળવણી મેળવનારા મુંબઇવાસીઓમાં શ્રીયુત મુરારજી આણંદજી ત-ના બી. એ. એલ. એલ. બી. થઇ ભાવનગર રાજ્યમાં ઉચ્ચ અધિકારપદે પહોંચ્યા હતા. શ્રીયુત પીતાંબરદાસ લવજી ઠક્કર બી. એ. એલ. એલ. બી. થઇ લોહાણા જ્ઞાતિમાં પહેલા એડવોકેટ થયા હતા. જેને સમસ્ત જ્ઞાતિએ તે માટે ભવ્ય સમારંભથી અભિનંદન આપ્યું હતું. શ્રીયુત લાલજીભાઇ ગોકુલદાસ બી. એ. સુધી પહોંચ્યા હતા. શ્રીયુત અમૃતલાલ વીઠલદાસ ઠક્કર (ઠક્કરબાપા) એો. સી. ઇ. મુંબઇ મ્યુનિસિપાલીટીમાં બાહોશ એન્જીનીયર તરીકે સારી નામના મેળવી શકયા હતા. આમ આંગળીના વેઢાએ ગણી શકાય એટલા ગ્રેજ્યુએટો હતા. ઉચ્ચ કેળવણીની ન્યુનતાને લીધે રાજકિય ક્ષેત્રમાં આપણી જ્ઞાતિનું સ્થાન અસંતોષ ઉપજાવે એવું હતું.

## જ્ઞાતિનો અંધકારયુગ.

સમાજિક ક્ષેત્રમાં એકયના લાભોની અવગણના કરી તંડાવાદ પ્રબળ થયો હતો. હાલાઇ

વિભાગમાં આઠ તડાં, જ્યારે કચ્છ વિભાગમાં સાત તડાં જુદા જુદા શેઠીઆઓએ સ્થાપ્યા હતા, તેથી મહાજનના સમુહતંત્ર જેવી વ્યવસ્થા હતી નહિ. મહાજનોના વહીવટ પટેલશાહીના ધોરણે ચાલતા. અને તેમાં નિયમિતતા કે વ્યવસ્થા માટે બંધારણ જેવું કાંઈ હતું નહિ. આ અરસાના છેલ્લા દાયકામાં બંધારણિય ધોરણે કામ કરવાનાં પગલાં મંડાયાં હતાં. બાળલગ્ન અને વૃદ્ધલગ્નો નિરંકુશપણે થતાં હતાં. પરદેશગમનનાં દ્વારો બંધ હતાં. આમ સામાજિક ક્ષેત્રમાં અંધકાર યુગ પ્રવર્તતો હતો. આર્થિક ક્ષેત્રમાં ગણ્યા ગાંઠયા, આંગળીને વેઢ ગણી શકાય એટલા લક્ષાધિપતિઓ અને મકાન માલીકો હતા.

આટલું છતાં લોહાણાઓ ક્ષત્રિય હોવાથી, પરોપકાર, અને ક્ષાત્રતેજ બતાવવામાં પછાત ન હતા. જો કે સંખ્યાની દ્રષ્ટિએ એ પ્રમાણ બહુ જ જુજ હતું. છતાં પરોપકારના અમીઝરણાં વહેતાં રહ્યાં હતાં. માતુશ્રી કાનબાઈ, શેઠ કરમસી દામજી, શેઠ ચંદા રામજી, શેઠ દામોદર ગોરધનદાસ સુખડવાળા, શેઠ પારપીઆ પ્રધાન, શેઠ વસનજી ડોસાભાઈ, શેઠ ચનાભાઈ પેરાજ વગેરેની જ્ઞાતિને લગતી અને સર્વદેશિય સખાવતોએ લોહાણાઓની દાનવીરતાની પ્રતિષ્ઠાને ટકાવી રાખી હતી. ક્ષાત્રતેજમાં મુંબઈના બંદર લતામાં લોહાણાઓની સર્વોપરી સત્તા હતી. આટલું છતાં લોહાણા જ્ઞાતિ અન્ય જ્ઞાતિઓના મુકાબલામાં પછાત ગણાતી. રાજ્યની વસ્તી ગણત્રીમાં પણ આવુંજ સ્થાન હતું. તેથીજ જ્યારે સને ૧૯૧૦ માં પ્રથમ મહાપરિષદ ભરાઈ ત્યારે મુંબઈના તે વખતના એક વિખ્યાત પત્રમાં "કાંદા બટેટાની કોન્ફરન્સો ભરાવા લાગી" એવી ઉક્તિઓની કવિતા પ્રકટ થઈ હતી. આવા અંધકાર તો નહિ, પણ નિરાશાજનક યુગમાં આશાની ઉષા સન ૧૯૧૦ માં મહાપરિષદે મુંબઈ મુકામે પ્રકટાવી.

## સને ૧૯૧૦ પછીનો પ્રકાશયુગ.

મહાપરિષદે ઐકય અને ભાતૃભાવની ભાવનાને જાગૃત કરી, લોહાણાઓને પ્રકાશમાં મૂકયા. મુંબઈમાં પ્રકટેલી આ ઉષાનાં કિરણો વિસ્તૃત્વ પામ્યા. અને તેનો પ્રકાશ સમસ્ત લોહાણા જગત ઉપર પથરાઈ ગયો. મહાપરિષદને કચ્છ, કાઠિયાવાડ અને સીંધના પાટનગર કરાંચીએ પોતાને આંગણે પધરાવી અને લોહાણાઓની દાનવીરતાનો ડંકો સમસ્ત જનતાને સંભળાવ્યો. લોહાણા જ્ઞાતિ પણ શિષ્ઠ, સંસ્કારી અને પ્રગતિશીલ જ્ઞાતિ છે એવી જગતને પ્રતિતિ કરાવી.

આ યુગને કેળવણી યુગ કહેવો એ દરેક રીતે યોગ્યજ ગણાશે. સન ૧૯૧૦ પછી લોહાણા જગતમાં સ્થળે સ્થળે કેળવણીનાં પરબો-બોર્ડિંગો સ્થપાઈ, કેળવણીનો ફેલાવો ઝપાટાબંધ થવા લાગ્યો, ઉચ્ચ કેળવણી સુધી અભ્યાસ કરવાની તમન્નાવાળા યુવકોની સરિતાનાં પૂર ચઢયાં. મહાપરિષદે સ્થાપેલી ઉચ્ચ કેળવણી બોર્ડિંગમાં આ પૂરનાં પાણીને સમાવી લેવાની અશક્તિ જણાઈ. તેથી મહાજનો અન્ય સંસ્થાઓ અને દાનવીર સદ્દગૃહસ્થો તરફ તેમનાં વહેણ વળ્યાં. આ સઘળાઓના સહકારથી ઉચ્ચ કેળવણીનો ફેલાવો ઘણો થયો. માધ્યમિક અને પ્રાથમિક કેળવણીની પ્રગતિ પણ ઇચ્છવા યોગ્ય થઈ. છેલ્લી માંડવીની પરિષદમાં થયેલા જનરલ ફંડમાં કેળવણીમાં પછાત કચ્છ પ્રદેશમાં કચ્છ કેળવણી ખાતું ખોલી ગામડે ગામડે શાળાઓ સ્થપાઈ અને નાત જાતના ભેદ વગર જ્ઞાનની પરબો સર્વને માટે ખુલ્લી મુકાઈ. આથી લોહાણાઓની રાષ્ટ્રભકિત અને સર્વદેશિય પરોપકારીતાનો પ્રકાશ સર્વ જગતમાં પ્રસરી ગયો છે અને જ્ઞાતિ એ રાષ્ટ્રનું એક અંગ છે તે સિદ્ધ કર્યું છે.

કુમારો અને યુવ-

**મહાપરિષદે ઉષા પ્રગટાવી !**
**ક્રાન્તિયુગનાં મંડાણ મંડાયા !**
**સંસ્કૃતિ–સંસ્કારની સાન આણી !**
**સંઘબળ'ને સંસ્કારનાં પિયુષ પાયાં!**

કોની કેળવણીને માટે સંતોષકારક કાર્ય થયું છે પણ કુમારીકાઓ અને સ્ત્રીઓની કેળવણીને માટે બહુ ધીમાં પગલાં ભરાયાં છે. તેની તો માત્ર ઉષાની-જ ઝાંખી થઇ છે. માત્ર એકજ કન્યા છાત્રાલય મુદ્રામાં પ્રખ્યાત દાતા શેઠ વીરજીભાઇ પેરાજ તરફથી સ્થપાયું છે. શ્રીમાન શાહ સોદાગર નાનજીભાઇ કાળીદાસે પોરબંદરમાં આર્ય કન્યા ગુરુકુળ સ્થાપ્યું છે. પણ તેમાં દાખલ થવા માટે લવાજમ ભરવું પડે છે, તેથી જ્ઞાતિના દાનવીરો કે મહાજનો તે ખર્ચ ઉપાડી લેવા તૈયાર થાય તોજ જ્ઞાતિની બાળિકાઓને આર્શિવાદ સમાન નીવડી શકે. **હવે પછી જ્ઞાતિએ પહેલામાં પહેલું કાર્ય સ્ત્રીકેળવણીના ફેલાવા માટે કરવાનું છે.** આ અર્ધાં અંગને જ્યાં સુધી સુધારવામાં નહિ આવે ત્યાં સુધી સમાજિક ક્ષેત્રમાં જ્ઞાતિ આગે કુચ કરી શકે તેમ નથી.

કેળવણીના ફેલાવાના પ્રતાપે આપણી જ્ઞાતિએ થોડા પ્રમાણમાં પણ સર્વત્ર પગલાં માંડયાં છે. લોહાણા દિવાનો, લોહાણા બેરીસ્ટરો, લોહાણા મેજીસ્ટ્રેટો, લોહાણા એડવોકેટો અને લોહાણા સોલીસીટરો, લોહાણા એન્જીનીઅરો, લોહાણા ડોકટરો, વગેરે તમામ લાઇનોમાં લોહાણાઓએ પ્રવેશ કર્યો છે. તેમાં મુંબઇનો એક યા બીજી રીતે મોટો ફાળો છે.

# ....... રઘુવંશીઓનાં-

લેખક : કવિ પ્રેમજી-

[ ૧ ]

રાજ હતાં, શીરતાજ હતાં,
રઘુવંશી રાજધિરાજ હતા,
સાહસવીર શુરવીર હતા,
સમ્રાટ શુરા રણધીર હતા.

હસ્તી અંબાડી પર ચઢતા,
હીમાચળ શી જેની પ્રઢતા.

[ ૨ ]

તલવાર હતી, હથિયાર હતાં,
ઉદ્દાર હતા, દાતાર હતા,
શુરા—પુરા—સરદાર હતા,
'ને ધર્મતણા અવતાર હતા.

ને ન્યાયી હતા, મહાકાય હતા,
જ્યાં ધર્મધુરંધર સ્હાય હતા.

[ ૩ ]

શક્તિ હતી, સદ્ભક્તિ હતી,
'ને સત્ય વિષે આસક્તિ હતી,
સૌ ધર્મ નીતિમય વ્યક્તિ હતી,
ક્ષાત્રત્વજ્યોત ઝળકતી હતી.

સત્તા ભોગવતા સૃષ્ટિમાં,
અમૃત નીતરતી દ્રષ્ટિમાં.

## સામાજીક સુધારણાનાં પગલાં

કેળવણીના ફેલાવાની અસર સઘળા ક્ષેત્રમાં થાયજ, ઉન્નતિ, સંસ્કૃતિ, ચારિત્ર્ય અને સંગઠ્ઠનનું મૂળ કેળવણી છે. એટલે એકય, સામાજીક રીતરીવાજો આર્થિક પરિસ્થિતિ વગેરેમાં ઠીક ઠીક પ્રગતિ થઇ છે. કચ્છી, હાલાઇ, અને ઘોઘારીના ભેદો મુંબઇમાં તો હવે માત્ર મહાજનોની વ્યવસ્થા પૂરતાંજ રહ્યા છે. રોટી વહેવાર તો પ્રથમ યુગમાં પણ હતો, પણ હવે તો બેટી વહેવાર—સગપણ—લગ્ન પણ છુટથી થાય છે અને એ રીતે ત્રણે વિભાગનું

# -ગૌરવગાન . . . . .

## -વાલજી પંચમતિયા

[ ૪ ]

બળવાન હતા, કુળવાન હતા,
વિદ્વાન હતા, ગુણવાન હતા,
સન્માન હતા, સ્વમાન હતા,
ઉર ધ્યાન હતાં, 'ને જ્ઞાન હતાં.
જે હાથ હતી તલવાર ધરી,
તે હાથ રહ્યા વ્યાપાર કરી.

[ ૫ ]

પ્રાચિન સમયમાં ભૂપતિઓ,
અર્વાચીન સર્વે વ્યાપારીઓ,
અમરજ્યોતિ અજવાળી છે,
રઘુવંશ ગૌરવશાળી છે.
નિસાધનના સાધન થઈને,
દાનેશ્વર તન મન ધન દઈને.

[ ૬ ]

'સેનેટેરીયમો', સસ્તા માળા,
ઔષધ-ને શિક્ષણની શાળા,
જ્ઞાતિહિતાર્થે અર્પણ છે,
ગંગા તીરથમાં તર્પણ છે.
પ્રગતિના પંથ બતાવે છે,
આદર્શ અનુપમ લાવે છે.

પ્રથમ પરિષદ વખતે જેટલી બાબતોની સુધારણાની ઘોષણાઓ કરવામાં આવેલી, તે માટે લોહાણા જગતને સંદેશ પાઠવેલા અને પ્રેરણાઓ આપેલી તેઓની, ધર્મનીતિના શિક્ષણની આવશ્યકતા, વર કન્યાની ઉમરના તફાવત ઉપર અંકુશ, છુટાછેડા એટલે ફારગતી, કન્યાવિક્રય માટે સખ્ત હાથે કામ લેવાના કાયદા, મૃતભોજનોની બંધી, વૈધવ્ય ધર્મ પાળનારી વિધવાઓ માટે વિધવા-આશ્રમોની સ્થાપના સમસ્ત મહાજનોનો વહિવટ એક ધોરણે ચાલે એવું સર્વમાન્ય બંધારણ, સારસ્વતોની કેળવણી, બાળીકાઓ અને સ્રીઓની કેળવણી માટેની સગવડો, હુન્નર, ઉદ્યોગના શિક્ષણની યોજનાઓ વગેરે વગેરે ઘણી બાબતોમાં ઘણું કરવાનું બાકી છે.

ઐક્યતા મજબુત બની છે. સામાજીક રીતરીવાજો ઉપર પણ મહાજન સંસ્થાઓએ સારા અંકુશો મૂક્યા, બાળલગ્નો લગભગ નાબુદ થયા છે. વૃદ્ધ લગ્નો ઉપર અંકુશ મૂકયા છે શુભાશુભ પ્રસંગોની લેતી દેતી ઉપર પણ અંકુશો મૂકી દેખાદેખીથી થતા લખલુટ ખર્ચા લગભગ બંધ કરાવ્યા છે. ફટાણાં રોવા કુટવાના રીવાજો વગેરે અમર્યાદિત રીવાજો ઉપર અંકુશ મૂકાયા છે એક સ્રી હયાત હોય તો બીજી સ્રી કરવા માટે મહાજનોની રજા લેવા આવશ્યક થયું છે. આટલું છતાં

### આર્થિક પ્રશ્ન.

આર્થિક ક્ષેત્રમાં પણ ઠીક ઠીક પ્રગતિ થઈ છે. લક્ષાધિપતિઓને બદલે કરોડાધિપતિઓની ગણનામાં આવી શકે એવા જ્ઞાતિ બંધુઓ જ્ઞાતિના ગૌરવમાં વધારો કરી રહ્યા છે, વેપારમાં જ્ઞાતિબંધુઓએ સારી પ્રગતિ કરી છે, આટલું છતાં જ્ઞાતની વસતીમાં વધારો, ધંધારોજગારની માઠી અસર અને મુંબઈના આકર્ષણોથી મુંબઈની લોહાણા વસતી લગભગ બમણી થઈ ગઈ છે. તેથી આર્થિક સાનુકુળતાવાળાઓ કરતાં આર્થિક મુંજવણ

વાળાં જ્ઞાતીબંધુઓ બહુમતિમાં છે. દિવસે દિવસે મુંબઇની વ્યાપારીક પરિસ્થિતિ વધારે મુશ્કેલ બનતી જતી હોવાથી આવા સાધારણ સ્થિતિવાળાઓ અને ગરીબ જ્ઞાતિબંધુઓને નિર્વાહ ચલાવવાનું મુશ્કેલ થઇ પડયું છે. જ્ઞાતિના દાનવીર જ્ઞાતિબંધુઓએ સસ્તા ભાડાની ચાલીઓ, નિરાશ્રીત ફંડોદ્વારા નાણાંની મદદો, કેળવણી માટે સ્કોલરશીપો, દવાખાનાઓ ઇત્યાદિની સગવડો કરી છે, પણ વસ્તીના પ્રમાણમાં તે સગવડો પૂરતી નથી.

## બહુ મુંઝવતો બેકારીનો પ્રશ્ન

પ્રથમના યુગમાં બીજી કેટલીક રીતે જો કે જ્ઞાતિ પછાત હતી પણ જીવન નિર્વાહના સાધનો માટે સૌ સ્વાશ્રયી હતાં, બેકારીનો પ્રશ્ન ઉદ્ભવ્યોજ નહોતો. તે પ્રગતિયુગમાં ઉત્પન્ન થયો છે. તેનાં કારણો માત્ર વધેલી વસ્તી, મુંબઇની વ્યાપારી મંદીમાં જીવનવ્યવહાર ચલાવવાના વધેલા ખર્ચા, વેપારક્ષેત્ર સિવાય અન્ય ક્ષેત્રોમાં જવાનો અભાવ, વગેરે ઘણાં કારણો છે. આ મુંઝવતા પ્રશ્નોનો નીકાલ સત્વર કરવાની આવશ્યકતા છે.

વધેલી વસ્તી અને મોટા ભાગની આર્થિક પરિસ્થિતિ જોતાં કન્યા વિદ્યાર્થીની ભુવન, લોહાણા જનરલ હોસ્પીટલ, હુન્નર ઉદ્યોગ શાળા અને ઉદ્યોગાલય, વગેરે આવશ્યક બાબતો તાત્કાલીક કરવાની જરૂર છે.

સ્ત્રીઓની અજ્ઞાનતાને અંગે ગૃહકલેશોનું પ્રમાણ વૃધ્ધિગત થતું જણાય છે. સ્ત્રીઓની કેળવણીના પ્રચારની સાથે સ્ત્રીઓના સંરક્ષણને માટે મહાજનોએ કાયદા કરી મજબુત હાથે કામ લેવાનો સમય આવી ગયો છે.

## પરદેશગમન

ઉચ્ચ કેળવણીના ફેલાવાથી, અને પરદેશગમનનાં દ્વારો જ્ઞાતિએ ખુલ્લાં કરવાથી વિદ્યાર્થીઓ અને વેપારીઓ છુટથી પરદેશગમન કરી ઉચ્ચ શિક્ષણ અને વ્યાપારી અનુભવો મેળવી શકે છે. તેમના પરદેશમાં વ્યાપારી પેઢીઓ સ્થાપી શકયા છે. અત્યારે જાપાનમાં અત્રેના ભાઇઓ તેની પેઢીઓ ધરાવે છે.

## રાજકિય ક્ષેત્રમાં

ઉચ્ચ કેળવણીનો ફેલાવો થવા છતાં રાજતંત્રમાં ઉપર જણાવ્યું તેમ શ્રી. મોરારજી આણંદજી તન્ના માજી દિવાન ભાવનગર અને પટના સ્ટેટ, રાવબહાદુર હરજીવન ભવાનભાઇ કોટક, માજી દિવાન રાજકોટ હાલના દિવાન જંજીરા સ્ટેટ, શ્રી. ત્રીભોવનદાસ જગજીવનદાસ માજી દિવાન પોરબંદરના અને હાલના દિવાન પ્રતાપગઢ સ્ટેટ. અને શ્રી. જયકૃષ્ણ નાગરદાસ વર્મા દિવાન લુણાવાડા સ્ટેટ મુંબઇના વતનીઓ છે. એ મુંબઇ માટે ગૌરવ લેવા જેવું હોવા છતાં બ્રિટીશ રાજતંત્રમાં સારી કે બીજી જગાઓ પ્રાપ્ત કરવા તરફ બિલકુલ લક્ષ અપાયું નથી. તેમજ સ્થાનિક સ્વરાજ્ય-મ્યુનિસિપલ ખાતામાં પણ બે ચાર વ્યક્તિઓજ સ્થાન પ્રાપ્ત કરી શકી છે. અત્યારે મ્યુનિસિપલ કોરપોરેશનમાં આપણા ચાર જ્ઞાતિબંધુઓ કોરપોરેટરો તરીકે સ્થાન પ્રાપ્ત કરી શકયા છે, તે મુંબઇની અન્ય કોમોની વસ્તીના પ્રમાણમાં ગૌરવ લેવાયુકત છે, તે સગવડનો લાભ લઇ આપણા કેળવાયલા યુવકોએ આ ક્ષેત્રમાં માર્ગ કરવાના પ્રયત્નો કરવાની જરૂર છે.

હિંદની મુક્તિ માટે ચાલતી રાજકિય ચળવળોમાં જો કે આપણા જ્ઞાતિબંધુઓ રાષ્ટ્રના એક અંગ તરીકે સંપૂર્ણ સાથ આપી રહ્યા છે. શ્રી. શેઠ શુરજી વલ્લભદાસ, શ્રી. શેઠ રતિલાલ ત્રીભોવનદાસ, શ્રીમતી લક્ષ્મીબ્હેન ગોરધનદાસ જાદવજી તે શેઠ શુરજી વલ્લભદાસનાં પુત્રી તેમજ શ્રીમતી ત્રીવેણી બેન તે ગોવીંદાશ્રમ મીઠાઇવાળા શેઠ વ્રજલાલભાઇની પુત્રી, એ સદ્ગૃહસ્થો અને સન્નારીઓ ઉપરાંત પુષ્કળ અન્ય જ્ઞાતીબંધુઓએ જેલયાત્રા કરી છે. વીર વીઠલદાસ ચંદને આ લડતમાં શહીદ બની લોહાણા કોમને ઉજવળ કરી છે. આર્થિક ભોગો પણ અનેક અપાયા છે. છતાં કોન્ગ્રેસની જવાબદાર સંસ્થાઓમાં આપણા જ્ઞાતિબંધુઓ ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરી શકયા નથી, તે નોંધવું ઘટે છે.

પોતાની આખી જીંદગી સરવન્ટ ઓફ ઇન્ડીયા સોસાયટીને અર્પણ કરી, દલીતોની સેવા કરીઅને ઠકકરબાપાનું ઉપનામ પ્રાપ્ત કરનારા શ્રી. અમૃતલાલ વીઠલદાસ ઠકકરની સેવાઓએ આપણી જ્ઞાતિને ગૌરવંતી બનાવી છે.

## મહાપરિષદ બોલાવવી ઘટે !

આ રીતે સન ૧૯૧૦ પછીની પરિસ્થિતિ ઉજવલ હોવાથી તેને પ્રકાશયુગ તરીકે ગણી શકાય. છતાં ઇચ્છીત પ્રગતિ સાધવા માટે સંયુક્ત પ્રયત્નોની હજુ ઘણી જરૂર છે. તે માટે ઐકય અને ભાતૃભાવથી આપણને આ પ્રકાશ યુગમાં પગલાં પડવનાર મહાપરિષદ તાત્કાલિક મેળવવાની જરૂર પુરવાર થાય છે કે જેથી એ મહાદેવી મહાશકિતના પ્રતાપે આપણી જ્ઞાતિની સર્વ ક્ષેત્રોમાં સર્વોત્કૃષ્ટ ઉન્નતિ સાધી શકાય. તથાસ્તુ.

ૐ શાન્તિ ! શાન્તિ ! શાન્તિ !







સ્વ. શેઠ તુલસીદાસ કુંવરજી

સ્વ. રાધાબાઇ તુલસીદાસ

# ભવ્ય ભૂતકાળ ભૂલાશે ?

: લેખક :
શ્રી. ચીમનલાલ હ. વજાણી
સેક્રેટરી શ્રી. ઘોઘારી લોહાણા મહાજન-મુંબઇ.



હિંમત ધરી સાહસ કરો શત્રુને વિષે જે રાચતા,
ડોકું સદા ઉંચુ રહે એ રાહમાં જે રાચતા,
ચાહે ભલે ચોપાસથી દુશ્મન સદા ઘેરી વળે,
કાળ આવે કારમો પણ ટેકથી એ ના ચળે,
નમવું સદાયે ન્યાયને અન્યાયને નમવું નહિ,
જીવન રહે કે ના રહે નિર્માલ્ય થઇ રહેવું નહિ,
ઓટ આવે જીવનમાં કે થાય ભરતી સુખની,
ધન સાંપડે ના સાંપડે પરવા કરે ના દુઃખની,
વગડાવતાં વાજાં જગે કીર્તિ કળશ ઉંચા રહે,
જીગર રઘુવંશીતણા ઉંહકાર મૂખથી ના કહે,
તારા સમા જસરાજ ને વત્સરાજ જે જીત્રી ગયા,
રૂદય લોહાણા વીરના એ નામ પર નાચી રહ્યા,
કામ કરનારા બધા કંટાળીને અળગા થયા,
મન ના મનાયા કોઇના જુદા જુદા સહુ થઇ ગયા,
અટકી પડયા સહુ કામ ભેદાભેદના ભાષણ મહીં,
ટકતાં નથી કંઇ કામ બુદ્ધિવાનની બુદ્ધિ મહીં,
કીમ્મત નથી કરવી હવે કંઇ કામ હિંડોચા તણી,
પડતી નથી ગમ કોઇને ભરવી પરિષદ કઇ ભણી ?
ડગમગ દિસે તુજ નાતને દિશા સૂઝે ના કોઇને,
શે ? રીત આ સે'વાય શું ? રહેશે લોહાણા રોઇને ?

શ્રી. બાવચંદ માવજી વડેરા
બી. એ. એલ. એલ. બી.
રજુ કરે છે:

# લોહાણા જ્ઞાતિની
## ★ સામાજીક સ્થિતિ ★

**લોહાણા જ્ઞાતિ એની કેટલીક મૂળભૂત વિશિષ્ઠતાઓને કારણે તદ્દન જુદી તરી આવે છે !**

લોહાણા સામાન્ય રીતે વાણિજ્ય કે ઉદ્યોગ કરીને રાચનારી કોમ નથી, પણ જે ક્ષત્રિઓએ છેક મધ્યકાળ સુધી આપણાં દેશની સ્વતંત્રતા; ધાર્મિક વિશુદ્ધિ અને સામાજીક કે કૌટુંબીક ખાનદાનીનાં રક્ષણ માટે પ્રાણાર્પણ કરેલી છે, તે ક્ષત્રિઓ સાથે તેને ખુબ નજીકનો સંબંધ હોવાથી તે એક સાહસીક અને શૌર્યભરી પ્રજા છે. એવો આપણો દાવો છેક જુનો છે. આપણે ઇતિહાસમાંથી વિપુલ પ્રમાણમાં આધારો આપી આ હકીકત સિદ્ધ કરી શકીએ તેમ છીએ. પણ સમાજ-શાસ્ત્રની અભિનવ દ્રષ્ટિ જેને પ્રાપ્ત થઇ છે. તે આજની આપણી સામાજીક પરિસ્થિતિ અને અંતર્ગત વ્યવહારનાં એક સામાન્ય અવલોકન માત્રથી પણ એટલુ સહજમાં સમજી શકે તેમ છે કે કેવળ ધંધો વેપાર કે ઉદ્યોગ સમાન હોવાનાં કારણે brade-guild-નાં જેવી આ કોમ નથી. આ કોમને એક તરીકે જાળવી રાખનાર તેનામાં પ્રાદેશિક, ધાર્મિક અને સામાજીક ઉપરાંત વ્યાપારિક અનેક પ્રકારની ભિન્નતા હોવા છતાં તેનું એકરૂપ નિરંતર ટકાવી રાખનાર કોઇ બીજુંજ તત્ત્વ છે. બીજી ઘણીખરી જ્ઞાતિની ઉત્પત્તિઓ આપણા મુળ ચાર વર્ણો પૈકી કોઇ પણ એક વર્ણનાં પેટા વિભાગ પડવાને કારણે થઇ છે. હવે આવા પેટા વિભાગ પડવાનાં મુખ્યત્વે બેજ કારણો ગણી શકાય તેમ છે. એક અમુક પ્રદેશનો વસવાટ અને બીજો અમુક પ્રકારનો વિશિષ્ટ ધંધો; વર્ણનાં, એક પ્રદેશમાં વસતા, અમુક કુટુંબોમાં, બીજા પ્રદેશનાં વસનારાને સ્થાન નથી. અગર તો એક પ્રકારનો ધંધો કરનાર, એજ મુખ્ય વર્ણનાં પેટા સમુહમાં, બીજો ધંધો કરનારને સ્થાન નથી. આ પેટા સમુહો કેવળ અકસ્માતને કારણે પડી ગયા છે એ પેટા સમુહમાં લોહીની–માનવીના કૃત્યથી પર, એવી કોઇ પ્રાકૃતિક સાંકળ નથી દેખાતી. જ્યારે લોહાણા કોમની સ્થિતિ તદ્દન જુદીજ છે. ઉત્તર હિંદુસ્તાનથી માંડીને છેક દક્ષિણ–મહારાષ્ટ્રમાં વળી આ બાજુ વરાડ પ્રાંતમાં–એમ વિશાળ પટપર આપણી જ્ઞાતિ પથરાઇ રહી છે.

### : અખંડ એકતા :

કેટલીક વસાહતો હમણાં તાજી સ્થપાઇ હશે: તે વાત બાદ કરતાં પણ અમુક અમુક વસાહતો, તો ઘણાં વર્ષો અગાઉથી સ્થપાયેલ છે; એમ કબુલ કર્યા વિનાં ચાલે તેમ નથી. આમ છતાં, આવા વિશાળ ભુ—પટ પર ફેલાતાં છતાં, લોહાણા કોમે પોતાનું વૈશિષ્ઠ્ય છોડી દીધું નથી. દુર દુર વસનારા પોતાનાં ભાઇઓ

સાથેનો સંબંધ છોડી દીધો નથી, પછી ભલે એ ભાઇઓથી છુટા પડયાને ઇતિહાસ પણ ગણતરી કરતા ભુલ ખાઇ જાય. એટલા વર્ષો થયાં હોય, એજ બતાવે છે કે, આપણને લોહાણા તરીકે એક બીજા સાથે સાંધનાર તત્ત્વ અમુક પ્રદેશનો સમૂહમાં વસવાટ એ નથી.

બીજી રીતે જોઇએ, તો ધંધાની દૃષ્ટિએ, આપણી કોમની વિભિન્નતા પ્રાદેશિક વિભીન્નતા કરતાં પણ વધારે છે. પૃથ્વીનાં પટ પરનો કોઇ પણ ધંધો આપણાથી અજ્ઞાત નથી. કોઇ પણ ઉચ્ચ ગણાતા વ્યવસાયમાં આપણે પછાત નથી. કોઇ પણ હલકો ધંધો નીતિની દૃષ્ટિએ નહિં પણ મુડીવાદી માનસની દૃષ્ટિએ હલકો, એટલે તનતોડ મજુરી અને ઓછી આવક આપનારો ધંધો કરતાં આપણને ક્ષોભ નથી, આમ છતાં આપણું લોહાણાપણું અખંડજ રહ્યું છે. લોહાણા એટલે અમુક પ્રકારનો ધંધો કરનાર કુટુંબોનો સમુહ એવી વ્યાખ્યા કોઇ કરી શકે નહીં.

આટલા લંબાણુથી એક વસ્તુ સ્પષ્ટ થઇ શકે કે, લોહાણા કોમનું અસ્તિત્વ, કોમ તરીકે, સામાન્ય રીતે નહિં પણ કંઇ અસામાન્ય રીતે અગર તો બીજી રીતે કહીએ તો કેવળ ઉદ્યોગ અને વસવાટનાં કારણે નહિં. પણ અંતર્ગત રહેલી કોઇ બીજાજ પ્રકારની એકતાનાં કારણે છે. આ એકતા વંશપરંપરાગત છે, જન્મગત છે. આપણી સામાજીક પરિસ્થિતીનો વિચાર કરતાં સૌથી વધારે આગળ તરી આવતું લક્ષણ આ એકતા છે. આ એકતાનાં કારણો આપણને પ્રગતિમાન બનવાની, સામાજીક રીતે આગળ વધવાની, બંધારણ ઘડી ચોક્કસ સમુહ રૂપ જીવવાની પુરેપુરી તક રહે છે. એ તકનો આપણે કેટલા પ્રમાણમાં ઉપયોગ કરી જોયો છે, તે વાત વાત જુદી છે. આપણાં આજનાં વિષયની વિચાર મર્યાદા બ્હારની વાત છે.

**વસાહતો–વિદેશમાં વસવાટ છતાં**

**આ**જે લોહાણા કોમ હિંદુસ્તાનમાં જુદે જુદે ઠેકાણે વ્હેંચાયલી પડી છે. પરંતુ સામાન્ય રીતે સિંધ, કચ્છ અને કાઠિયાવાડ તથા મુંબઇ બેટમાં આપણી વસ્તી વધારે પ્રમાણમાં છે. આપણી નજર પહોંચે ત્યાંથી શરૂઆત કરીએ તો મુંબઇ બેટને પણ આપણી કોમે આજે બરાડ, આફ્રીકા વગેરે સ્થળોએ જઇને ઉભી કરેલી વસાહતોની સાથે મૂકી દેવાય: સાધારણ રીતે મૂળ વસવાટમાં



### આપણા સમાજશાસ્ત્રી

**શ્રી.** બાવચંદ વડેરાનો પરિચય આપવાની જરૂર છે ખરી? તેમને સૌ એક સમાજશાસ્ત્રી ને વિચારક–સાહિત્યકાર તરીકે સારી પેઠે પીછાણે છે. ગુજરાતી આલમના જાણીતા અખબારો દ્વારા ઢગલાબંધ સાહિત્યની ભેટ તેમણે કરી છે. તેમની શૈલીમાં અભ્યાસ સાથે ઉંડાણ છે, વેગ સાથે નિશ્ચય છે, સમાજના કલેજામાં ઘૂસી જઇને વિષયની ખોજ તેઓ કરે છે એ વિષય સાથે તેમની અભિનવ દ્રષ્ટિ મળે છે. એટલે દૂધ સાકરનો મેળ જામે છે, એનો સ્વાદ દીલ હરે છે!

તેઓ આજે તો વકીલાતના જડબાંમાં સમાઇ ગયા છે. અને છતાય જ્ઞાતિસેવાની તમન્ના પારવી નથી બનાવી. અમરેલી લોહાણા બોર્ડિંગ તેમજ જમનાબાઈ સ્ત્રી હુન્નરશાળાના સેક્રેટરી છે અને જ્ઞાતિની દરેક પ્રવૃતિમાં અગ્રભાગ લ્યે છે.

લોહાણા જ્ઞાતિના અણમૂલ રત્ન સમા આપણા આ સમાજશાસ્ત્રીની શક્તિનો લાભ લોહાણાજ્ઞાતિને વિશેશ પ્રમાણમાં મળો, એમ ઇચ્છીએ છીએ!

—+—

## કોઇપણ સંજોગોમાં કોઇપણ સ્થળમાં લોહાણો લોહાણાપણું વીસરતો નથી !

વસતા ભાઇઓ કરતાં, વસાહતમાં રહેનારા આર્થીક રીતે વધારે સુખી હોય, અને છે. આજે વાતા પ્રગતિનાં ઝપાટા પણ આવી વસાહતમાં, વિશેષ કરીને લાગતા હોવાનાં કારણે, ત્યાંનાં ભાઇઓ, દેશનાં ભાઇઓ કરતાં વધુ શિક્ષીત હોય એ પણ સંભવિત છે. છતાં ખાનદાનીનું જે ઉચ્ચ તત્વ, સાહસીકતા, અને માનવીને સુગોગ્ય એવું અભિમાન, આપણી કોમનાં કોઇપણ આર્થીક થરમાં તપાસો, એટલે એક સરખા જણાઇ આવશે. આ પ્રભાવ, ઉપર જણાવેલા આપણા મૂળગત લક્ષણોનોજ છે, એમ કહેવામાં જરાય હરકત નથી.

### : આપણી ક્ષાત્રયતા :

ક્ષત્રિયત્વને તજી દઇને, આજે આપણે વાણિજ્યને સ્વીકારેલ છે. સામાન્ય રીતે હું સમજું છું, તે અર્થમાં ક્ષત્રિયપણું એ ધંધાનું લક્ષણ-સૂચક નથી. પણ ગુણ લક્ષણસૂચક છે. એટલે ક્ષત્રિયમાં હોય એવું ખમીર, માત્ર લડાઇનાં મેદાનમાંજ બતાવી શકો, અને બીજે સ્થળે નહિં. અગર તો ક્ષત્રિયોને તો કેવળ રણક્ષેત્રમાં ઉભા રહી ક્રુર કાપા-કાપીજ કરવાની હોય; એ કાપાકાપીનું કામ ન મળે ત્યારે તેણે કંઇજ ધંધો નહિં કરતાં રખડયા કરવું. અલબત્ત આજનાં બંધારણીય રાજકારોબારમાં જ્યાં સુધી રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચેની સંઘર્ષણાને પરિણામે યુધ્ધની સંભવીતતા સદાય લટકતી તલ્વારનાં સમી આપણા માથા પર આવી રહેલી રહેશે, ત્યાં સુધી પ્રજાનાં અમુક માનવોને તો આ ધંધા માટે અના-મત રાખી મુકવાજ પડશે. કારણ કે યુધ્ધકૌશલ્ય અને તત્પરતા આ શિવાય બીજી રીતે શકય નથી. પણં આજની વિચારણા તો આજનાં સિમાબંધનોમાં પુરાઇ રહે નહિં. એટલે આવતી કાલનાં શાંતી-કાળનો–ચિરશાસનના કામનો વિચાર પણ કરી લેવો ઘટેજ. એમ ન હોય તો પણ એ વાત બાજુપર મુકીનેય, ક્ષત્રયિપણાનો ઉપર જણાવ્યો તેવો અર્થ કરવો યોગ્ય છે; એટલે ક્ષત્રિયપણું, જીવનનાં સર્વ પ્રકારનાં વ્યવહારમાં ઓતપ્રોત થઇ જાય, કેવળ રણક્ષેત્રમાંજ નહિં પણ જીવનનાં તમામ ક્ષેત્રમાં, માનવીનાં ઉંચ્ચ ગુણો નિડરતાં, અને સાહસીકતા, ધૈર્ય અને પુણ્યપ્રકોપશીલતા આટલા પ્રત્યક્ષ થઇ આવે, તેવા સંસ્કાર ફેલાવા જોઇએ; અગર તો તેવા સંસ્કાર પ્રત્યક્ષ જોઇ શકીએ તેટલી આપણી બુધ્ધી કેળવવી જોઇએ.

આ રીતે વિચારતાં, વાણીજ્યમાં કે બીજા કોઇપણ ધંધામાં લોહાણા કામે ક્ષત્રિયત્વ બતાવ્યું છે, એમ સ્વીકાર્યા વિના ચાલે તેમ નથી. આજે જ્યારે સમસ્ત પ્રજામાં ક્ષત્રિયત્વ એટલે હિંસક લડાયક માનસ કે આક્રમણાત્મક સ્વાર્થદ્રષ્ટિ નહિં પણ સ્પષ્ટ નિર્ભયતા અને વાજબી હકક માટેનાં મજબુત પ્રયત્નો કરવાની શકિત લાવવા, આપણા નેતાઓ માગણી કરી રહયા છે, ત્યારે આપણું આ માનસ આપણે જાળવી રાખીએ. જ્યાં ભૂલી ગયા હોઇએ ત્યાં ફરીથી એ મેળવી રહીએ અને એ માનસને જડસું કે અશિષ્ટતાની છાંટ પણ લાગવા દીધા વિનાં ઉત્તરોત્તર સંસ્કારી બનાવ્યા કરીએ એ ખૂબ ઇષ્ટ છે.

### : સર્વદેશિય દાનવીરતા :

આપણી સામાજીક પરિસ્થિતિનો બીજો વિચાર કરતાં, આપણી દાનવીરતાનો ઉલ્લેખ ન કરવામાં આવે, તો ઘણુંજ અયોગ્ય ગણાય એમ મને લાગે છે: લોહાણા ગૃહસ્થોની દાનવીરતાએ પ્રાદેશીક કે કોમીય સંકુચિતતા કદી જાણી નથી: અને ધ્યેયની ઉધર્વલક્ષ્યી નજરે હંમેશા સ્થિર રાખી છે. મ્હારી દ્રષ્ટિએ દાનવીરતા એ સામાજીક વૈષમ્ય નીવારવાનો નિષ્ફળ પ્રયાસ છે. એટલે

## : દાનવીરતા ક્ષત્રિત્વનીજ નિશાની છે :

## શિક્ષણ અને સંસ્કારના ક્ષેત્રમાં આગેકુચની આવશ્યકતા છે!

સાધારણ રીતે દાનની વાત સાંભળતા કે કરતા, હું મારી મનોવૃત્તિ કે વાણી ઉપર ખુબ સંયમ રાખું છું. દાન સામે મને વાંધો નથી પણ જે સમાજ વ્યવસ્થામાં દાનની આવશ્યકતા ઉભી થાય છે, તે વ્યવસ્થા તરફ મારો વીરોધ છે. પણ એ અંગત માન્યતાની વાત જતી કરી, કેવળ પરોક્ષ દ્રષ્ટિથી જોવાય, તો લોહાણાઓની દાનવીરતા, એ તેના ક્ષત્રિય સ્વભાવનું જ લક્ષણ છેઃ એમ કહ્યા વિના ચાલે તેમ નથી. એ દાનવીરતા નિર્ભય છેઃ પાવનકારી છેઃ દ્રઢ રીતે સમાજલક્ષી છે.

### : શિક્ષણની દ્રષ્ટિ :

શિક્ષણની દષ્ટિએ સંખ્યાનું પ્રમાણ કાઢી સરખામણી કરીએ તો બીજી કેટલીક ભાઈબંધ કોમો કરતાં આપણે પછાત જણાઇશું. છતાં શિક્ષીતોની સંખ્યા વધારવા તરફનો આપણો સામુદાયીક પ્રયાસ આજે ઘણો ઉત્કટ છે, એમ કહેવું ઘટે છે. હજુ શિક્ષણ તરફનો સદ્‌ભાવ કે માનભાવ જોઇએ તેટલો સાર્વત્રીક થઇ શકયો નથી; એટલે સહજ રીતે લક્ષ્મીનાં લાડીલા બની ગયેલાં શ્રીમંત વર્ગમાં શિક્ષીતોનું જોઇએ તેટલું માન ન જળવાય અને પરિણામે શિક્ષીતો આવા શ્રીમંત વર્ગ પ્રત્યે રોષવૃત્તિ રાખી રહે, એવું ઘણે સ્થળે બનતું હશે. પરતુ એ બનાવ તો પ્રત્યેક સ્થળે અને દરેક વખતે બનતો આવે તેવો છે. આપણે જીવનની સંસ્કારીતાનું કંઇક મુલ્ય આંકતા શીખીએ; અગર તો સંસ્કારી લોકોનાં જીવનને નજર સમક્ષ રાખી આપણી ભાવના કેળવવા લાગીએ એટલે ધનીક અને શિક્ષીત વર્ગ વચ્ચેનો આ વિરોધ આપોઆપ ટળી જશે. વળી ધનીકો શિક્ષીત બને અને શિક્ષીતો ધનીક બને, એ પણ પુરેપુરૂં સંભવીત છે. એમ થતાં ટુંક સમયમાંજ આ પરિસ્થિતિનો અંત આવશે.

### : સ્રીકેળવણીનાં આછાં વહેણ :

આપણી સ્રીઓની સ્થિતિ–બીજી કોમો સાથેની સરખામણી જરાય જુદા પ્રકારની નથી, એટલું કહી દેવું જોઇએ. સિવાય કે આપણે ત્યાં પુનર્લગ્નની સર્વમાન્ય છુટ હોવાથી, સ્રીપુરૂષ વચ્ચેની સાંખ્ય સમતુલા જળવાઇ રહે છે, એટલે બન્ને જો કે બેમાંથી એકને નાણાં સાથે વિનીમયમાં મુકાવાની ઓછી ચિંતા રહે છે. વળી વૈધવ્ય બળાત્કારે પળાવાતું નહિં હોવાથી, એ પ્રથાના જાણીતાં કુપરિણામોથી આપણે બચી ગયા છીએ. પરંતુ એટલું બાદ કરતાં આપણી સ્રીઓમાં કોઇ ખાસ ભાર મૂકી શકાય તેવું, સમસ્ત ગુજરાતી જીવનથી આપણને જુદા પાડવામાં સહાયભુત થાય તેવું લક્ષણ નથી દેખાતું. ઉલટી બીજી કોમમાં જેટલા પ્રમાણમાં સ્રી કેળવણી ફેલાઇ છે, તે કરતાં ઘણાંજ ઓછાં પ્રમાણમાં આપણે ત્યાં છે. આ સ્થિતિ શોચનીય છે, એટલુંજ દર્શાવી દઉં છું.

### : પ્રગતિના પારવાં તાંતણા :

આપણી કોમમાં, મોટા રાજ્યદ્વારી પુરૂષો થઇ ગયા છે અને આજે પણ છે. સર્વમાન્ય ધ્યેય દ્રષ્ટિએ ઉચ્ચ પ્રકારની કહી શકાય તેવી ભાવના ખાતર, વિશાળ રકમોની દેણગી કરનારા દાનવીરો છે. આજના જગતની છેક છેલ્લા પ્રકારની કહી શકાય, તેવી ઢબની વિચારણા સમજી, ઝીલી, પચાવી, પોતાની કરી મૌલિક રીતે તેમાં ઉમેરો કરી, સમાજ સમક્ષ ધરી અભ્યાસક અને વિચારકનું માન ખાટી જનારા વિદ્વાનો છે. પણ છતાં આ બધું વ્યકિતગત છે. સમુહગત રીતે તો હજુ પણ એજ પ્રકારની પ્રાચીન જડ અને હીન દશામાં પડેલા છીએ. એકલા નહિ આખા હિંદુ સમાજ સાથે; અને આપણું એ અવદશામાંથી ઉત્થાન પણ એકાએક કે એકલાજ થવાનું નથી. એ પણ સમસ્ત હિંદુ પ્રજાની સાથેજ થવાનું નિર્માયું હશે તો થશે. એટલે આપણી સર્વ પ્રકારની જીવન સુધારણામાં કે પ્રગતિમાં આપણા વિશાળ જન સમાજ સાથે રહેવાનું છે. માત્ર આપણે આખા સમાજને દોરવામાં કેટલા પૂરતા ભાગ્યશાળી થઇ શકશું. એજ નજર સામે રાખવાની જરૂર છે. લોહાણાપણું એ મિથ્યાભિમાનનો વિષય એકવાર આપણા કેટલાક પત્રકારોએ બનાવી દીધું હતું. જ્ઞાતિભેદ ઉપર એમણે વધારેમાં વધારે ભાર મુકયો હતો. જ્યાં ઓછામાં ઓછો મુકાવો જોઇએ, એ અણછાજતી વિચારણા આજે આપણે ભુલી ગયા છીએ, એ બરોબર થયું છે. આપણાપણાનું અભિમાન આપણે સમગ્ર પ્રજાનાં સામુદાયીક જીવનની પ્રગતિ કરવામાં આપણે કેટલા સહાયભુત થઇ શકીએ છીએ, એવા વિચારમાંજ લાવવું ઘટેઃ પ્રજા એ મુખ્ય અને જાળવવા જેવી વસ્તુ છે. તેનાં અંગો તેના ખાતરજ જીવે એ ઇષ્ટ છે. આપણું ક્ષત્રિત્વ પણ એજ ધર્મ આદેશી રહ્યું છે આપણે એ સાદ સાંભળીએ.

: જગત્ જાગ્યું ! : : જ્ઞાતિ જાગી ! :

: રાષ્ટ્ર જાગ્યું ! : : યૌવન જાગ્યું ! :

પણ !

# મુંબઈની આપણી યુવકપ્રવૃતિ.......ભૂતકાળની અને આજની

: લેખક :

**શ્રી. ભાનુચંદ્ર કાશીદાસ ઠક્કર**

**બી. એ. એલ. એલ. બી. એડવૉકેટ**

'લોહાણા વર્તમાન' ના 'ગૌરવ અંક'ને માટે ભાઇશ્રી રતિલાલ માધવાણીએ ઉપરોક્ત વિષય ઉપર એક ન્હાનો લેખ આપવાની માંગણી કરી. એઓની માંગણી સ્વીકારતાં મને અત્યંત હર્ષ થાય છે કારણ કે આપણી શિથિલ થયેલી યુવકપ્રવૃત્તિ વિષે જાહેરમાં સતત્ ચર્ચા થવી જોઇએ એમ મારૂં માનવું છે. એ અગત્યના વિષય ઉપર મારા વિચારો રજુ કરવાની તક આપવા માટે ભાઇશ્રી રતિલાલ માધવાણીનો આભાર માની આગળ ચાલું છું.

આપણે જાણીએ છીએ કે ઇ. સ. ૧૯૧૪ ના મહાયુધ્ધની સમાપ્તિ પછી, જગતના ઘણા દેશોમાં અનેકવિધ રાજકીય, આર્થિક અને સામાજીક ક્રાન્તિના મંડાણ થયાં. ખાસ કરીને રશિયા, જર્મની, ઇટલી, ટર્કી, અફઘાનિસ્તાન અને ચીનમાં જુની સમાજરચના પ્રત્યે તીવ્ર અણગમો પેદા થયો અને તે રચનાને નીભાવનાર તત્વો અને બળોના મુલ્યાંકન બદલાયાં. નુતન ભાવનાઓ અને નુતન મુલ્યો પ્રમાણે સમાજની રચના કરવાને જે પ્રબળ ક્રાન્તિકારી શક્તિઓ અસ્તિત્વમાં આવી તે શક્તિઓમાંની એક મુખ્ય શક્તિ Youth Movement યુવક પ્રવૃત્તિએ સારાંએ જગતનું ધ્યાન ખેંચ્યું. એ પ્રવૃત્તિના વેગ, બળ અને ધ્યેય દેશના ખાસ સંજોગો પ્રમાણે અમુક પ્રમાણમાં જુદાં દેખાયાં પણ બારીકાઇથી નિહાળતાં એનો આંતરપ્રવાહ એકજ દિશામાં વહેતો હતો. સમાજની જુની રાજકીય, આર્થિક અને સામાજીક રચનામાં જે જે તત્વો, વ્યક્તિ અને સમુહની ભાવનાઓ અને આત્માના વિકાસને અવરોધકારી હતા અને જે જે તત્વો અમુક સ્થાપિત હિતોના લાભાર્થે અમુક વર્ગોનું સતત્ શોષણ કરવામાં મદદરૂપ હતા તે તે તત્વોનો નાશ કરવાની દિશામાં એ પ્રવૃત્તિનો આંતરપ્રવાહ, વળતો દેખાયો.

આપણા દેશમાં પણ ગત મહાયુદ્ધ પછી,

**યુવકપ્રવૃતિની**

**: સુંદર સમાલોચના રસમય બાનીમાં અહીં રજુ થાય છે :**

અનેક ક્રાન્તિકારી બળો અસ્તિત્વમાં આવ્યા; પણ આપણા દેશની પરિસ્થિતિ ઉપર જણાવેલા બીજા દેશો કરતાં ઘણી રીતે જુદી હતી. આપણે રાજકીય ક્ષેત્રમાં પરદેશી સત્તા પાસેથી સ્વાતંત્ર્ય મેળવવાનું હતું; વર્ષો થયાં અધિપત્ય જમાવી બેઠેલી અને રાજકીય ગુલામી માનસની છત્રછાયા નીચે સુરક્ષિત બનેલી જબરજસ્ત રૂઢીઓના સામ્રાજ્યને તોડી સામાજીક સ્વાતંત્ર્ય મેળવવાનું હતું. મહાયુદ્ધ પછી, બ્રિટિશ સરકારે યુદ્ધ વેળા આપેલા વચનો પાળ્યા નહિ અને વિરોધમાં આપણા અલ્પ સ્વાતંત્ર્યને હણી લેતા રાઉલેટ કાયદો આપણને ભેટમાં આપ્યો. આથી આખા દેશને જબરજસ્ત આઘાત લાગ્યો. પૂજ્ય ગાંધીજીએ નિશસ્ત્ર પ્રજા સમક્ષ એમનું સત્યાગ્રહનું જ્વલંત શસ્ત્ર ધર્યું અને કોંગ્રેસનું સુકાન આખા દેશે એમનાં હાથમાં સોંપ્યું. ગાંધીજીના આગમનથી અત્યાર સુધી જાહેર વિષે આપણામાં જે તત્વજ્ઞાન પ્રચલિત હતું તેમાં મહાન ફેરફાર થયો. શબ્દોને સ્થાને કાર્ય, ઘમંડને સ્થાને પ્રેમ અને નમ્રતા, શોષણને સ્થાને ત્યાગ, સેવા, અને ભયને સ્થાને પ્રેમ અને અહિંસા આપણા જાહેર જીવનના સીમાચીન્હો બન્યા. શહેરોને બદલે ગામડાંઓ આપણી જાહેર પ્રવૃત્તિના કેન્દ્રસ્થાનો બન્યા. ગામડીયાઓ માટેની આપણી સુગ દૂર થઇ. ગાંધીજીના તત્ત્વજ્ઞાને રાજકીય ક્ષેત્ર ઉપરાંત સામાજીક ક્ષેત્રને પણ પ્રબળ અસર કરી. આપણા દેશના યુવાન યુવતિઓ કે જેઓની કાર્યશક્તિ અને ઉત્સાહ, અત્યારસુધી કોઇ પણ પ્રકારના ચોકકસ રચનાત્મક કાર્યક્રમના અભાવે કુંઠિત થઇ ગઇ હતી તેઓ ગાંધીજીના તત્વજ્ઞાન અને કાર્યક્રમ પ્રત્યે આકર્ષાયા અને આખાં દેશમાં અપૂર્વ જાગૃતિના પુર ફરી વળ્યા. આ રીતે આપણા દેશમાં જે પ્રવૃત્તિએ આપણા જાહેર જીવનને નવું સ્વરૂપ આપ્યું અને જે પ્રવૃત્તિએ આપણા દેશની ધુંધવાઇ રહેલી કાર્યશક્તિને અમુક ચોકકસ માર્ગ દાખવ્યો તે પ્રવૃત્તિને યુવક પ્રવૃત્તિના વિશાળ અર્થમાં ઓળખતા આપણે શીખ્યા. પાછળથી કોલેજના યુવાન વિદ્યાર્થીઓ તરફથી અનોખી Youth Movement ઉપાડવામાં આવી હતી પણ ગાંધીજીનાં નેતૃત્વ હેઠળ ચાલતી કોંગ્રેસની રચનાત્મક પ્રવૃત્તિમાં યુવાનોને એમના કાર્યોત્સાહને ઓતપ્રોત કરવાનો સંપૂર્ણ અવકાશ મળી શકતો હોવાથી, એ અનોખી Youth Movement બહુ બળ મેળવી શકી નહી.

*

આ લેખનો હેતુ મુંબઇની આપણી જ્ઞાતિની યુવક પ્રવૃત્તિ પ્રત્યે વિહંગાવલોકન કરવાનો છે. પરંતુ જ્ઞાતિ કાંઇ આખા દેશના વિશાળ સમુદાયથી ભિન્ન વસ્તુ નથી. આખા દેશમાં જે તત્વજ્ઞાન અને શક્તિઓ સમાજનું નવિન ઘડતર કરી રહયા હોય તેની ઓછી વત્તી અસર જ્ઞાતિના ન્હાના સમુદાય ઉપર થયા સિવાય રહી શકેજ નહિ. ખરી રીતે જોતાં તો જ્ઞાતિ સમુદાયે, આખા દેશને પ્રગતિને પંથે લઇ જનારા તે તત્વજ્ઞાનને અને તે શક્તિઓને અપનાવી લઇ, પ્રગતિના આગળ વધતા પ્રવાહને વધારે વેગવંત બનાવવાને સાધનરૂપ થવું જોઇએ; અને મારી માન્યતા પ્રમાણે, જ્ઞાતિસંસ્થાના અસ્તિત્વની આવશ્યક્તા આપણે આ ભુમિકા ઉપરજ રચતા આવ્યા છીએ.

ઉપર જણાવ્યા પ્રમાણે ગત મહાયુદ્ધ પછી જે તત્વજ્ઞાને અને જે શક્તિઓએ આપણા દેશના જાહેરજીવનને નવિન સ્વરૂપ આપ્યું તે તત્વજ્ઞાનની અને તે શક્તિઓની અસર આપણા જ્ઞાતિસમાજ ઉપર અને જ્ઞાતિના ભણેલાં યુવાનો ઉપર પણ સારા પ્રમાણમાં થઇ. ઇ. સ. ૧૯૧૦ માં આપણે આપણી પહેલી પરિષદ

યૌવનને

............સળવળવાનો સાદ!

મુંબઈમાં ભરી હતી ત્યાર પછી બીજી ચાર પાંચ જુદે જુદે સ્થળે ભરી. વર્ષ આખરે મળવું, આખા સમુદાયના દર્શન કરી પાવન થવું, નિબંધો વાંચવા, પ્રગતિસુચક ઠરાવો કરવા અને કેળવણીની સંસ્થાઓને માટે ફંડો કરવા એ આપણી પરિષદોના મુખ્ય તત્વો હતા. મહાયુધ્ધ પછી, નવાં તત્વજ્ઞાન અને નવી શક્તિઓની અસરને લીધે, તેઓના કાર્યોત્સાહને સતત્ વ્હેણ આપી શકે અને તેઓની ભાવનાઓને કાર્યરૂપે ટુંક સમયમાં અમલી બનાવવાને મદદ રૂપ થઈ શકે એવી પ્રવૃત્તિની આવશ્યકતા જ્ઞાતિયુવાનોને જણાવા લાગી. અને પરિણામે નવાં મંડળો સ્થપાયાં અને જુનાં મંડળો પ્રકાશમાં આવ્યા. દરેક મંડળોમાં સમાજ સુધારણાને અંગેના રચનાત્મક કાર્યક્રમો રચાયાં અને પૂર્વે નહિ જોયેલી એવી જાગૃતિ મુંબઈમાં આપણી જ્ઞાતિમાં આવી. મુંબઈમાં આપણી જ્ઞાતિની યુવક પ્રવૃત્તિની આ શરૂઆત કહેવાય.

લગભગ ત્રણેક વર્ષ મુંબઈની યુવક પ્રવૃત્તિ ઘણી સુંદર રીતે આગળ ધપાવવામાં આવી. યુવાનોના કાર્યોત્સાહે સુંદર પરિણામો નિપજાવ્યાં અને ધ્યાન ખેંચે એવું પરિણામ તો એ આવ્યું કે આપણી જ્ઞાતિની બ્હેનો જાહેરજીવનમાં ભાગ લેતી થઈ. યુવક પ્રવૃત્તિને એકધારી અને સંગઠિત બનાવવાને માટે દ્વિતિય યુવક સમેલન મુંબઈમાં ભરવાનું નક્કી થયું.

પરંતુ કમનસીબે જે તત્વજ્ઞાને આપણા દેશના જાહેરજીવનને નવું સ્વરૂપ આપ્યું હતું અને જે તત્વજ્ઞાનમાંથી પ્રેરણાબિન્દુઓ ઝીલી આપણી જ્ઞાતિના યુવાનોએ યુવક પ્રવૃત્તિ આરંભી હતી તે તત્વજ્ઞાન સારી રીતે પચાવેલું ન હોવાથી, એ પ્રવૃત્તિમાં અનિચ્છનીય પલટો આવ્યો, વ્યક્તિઓની સાઠમારી શરૂ થઈ, પોતપોતાના જુદા જુદા વર્તુલો જમાવવાનો મોહ જાગ્યો અને પ્રવૃત્તિના મુખ્ય ધ્યેયને ગૌણ સ્થાન અપાતું થયું. આ બધા વિસંવાદી તત્વોનું પરિણામ મુંબઈના યુવક સંમેલનમાં આપણે નજરે નિહાળ્યું.

*

**આ** તો ભૂતકાળની વાતો થઈ. અત્યારે જેને આપણે ખરી યુવક પ્રવૃતિ કહી શકીએ તેવી પ્રવૃત્તિ મુંબઈમાં બહુજ ઓછી દેખાય છે. મહાજનો એમનાં બંધારણો પ્રમાણે પોતપોતાના ક્ષેત્રોમાં કામ કર્યે જાય છે. છાત્રાલયો એમનાં બંધારણો પ્રમાણે કામ કરી રહ્યા છે; અમુક વિભાગીય મંડળો પોતપોતાના ક્ષેત્રોમાં અમુક પ્રકારની સેવાઓ કરી રહ્યા છે. પણ આખી જ્ઞાતિના યુવાનોની કાર્યશકિતને એકત્રિત કરી, ચોક્કસ ધ્યેય તરફ પૂરવેગથી લઈ જઈ શકે એવી એકધારી પ્રવૃતિ તદ્દન શિથિલ થઈ ગઈ છે. પરિણામ એ આવે છે કે શકિત મોટે ભાગે વેડફાઈ જાય છે જ્ઞાતિની પ્રગતિકુચ જેટલા વેગથી થવી જોઈએ તેટલા વેગથી થઈ શકતી નથી. મુબઈમાં ઉજવાયેલા છેલ્લા કેટલાંક સમારંભો જેઓએ નિહાળ્યા છે તેમાંના ઘણાંને એમ લાગે છે કે યુવાનોની કાર્યશકિત થનગન થઈ રહી છે, કલા અને સાહિત્ય પ્રત્યે લોકોની અભિરૂચી વધારે ને વધારે વિકસતી જાય છે, એ શકિતને એકત્રિત કરી, એકધારા પ્રયત્નો જો કરવામાં આવે તો હવે જે વિકાસ આપણે પહેલાં દશ વર્ષમાં સાધી શકતાં હતા તેનાથી વધુ વિકાસ ત્રણ વર્ષમાં સાધી શકાય એમ છે. સંજોગો સાનુકુળ છે ફકત ભવ્ય કલ્પના અને હૃદય ઔદાર્યથી વિભુષિત બાહોશ નેતાગીરીની આવશ્યકતા છે. મુંબાઈના યુવાન બંધુઓ, ભુલ્યા ત્યાંથી ફરીથી ગણી, ભુલેલા માર્ગમાંથી મેળવેલા અનુભવોના બોધપાઠ ઉપર નવી ઇમારત ચણવાનું મન ઉપર લેય તો મુંબઈની યુવક પ્રવૃત્તિ આપણી આખી જ્ઞાતને સુંદર દોરવણી આપવા સમર્થ નીવડે એવી શકયતાઓ ધરાવે છે. ફકત દીલ મોકળાં મુકી, હાથમાં હાથ મેળવવાની જરૂર રહે છે. આપણા યુવાન યુવતિઓનો આત્મા જાગશે?

તું ઉઠ જાગ, જનમંડળને જગાડ,<br>
થા મોખરે, અરૂણ નોબતને વગાડ.<br>
આ પ્હોર યૌવનતણો નહીં ઘોરવાને,<br>
આ રાષ્ટ્ર, આ યુગ નથી અનુશોચવાને.

[ પરમાર ]





સ્વ. દામોદરદાસ ગો. સુખડવાળા.



સ્વ. રતનશી ક. બનાતવાલા

‘મરે તો છે સૌએ પણ વીર મરીને વધુ જીવે’

# સ્વર્ગવાસી સીતારા



# સ્મરણાંજલિ



# જી•વ•ન—સૌ•ર•ભ

'સૈનિક'

'હું...હેં...હેં...... ! બાઈ માણુજી મશ્કરી ? ફેર આયો આંઘ કમજાત ?' ખટાઉ શેઠનો ધોળો ઘેરો બન્યો, તેમનું શરીર તપી ઉઠયું. એ તરતજ ઉભા થયા.

'કરસન....ભીમજી.. લાલજી, ચાલો મારી સાથે, હું જોઉં છું, એ કોણ છે કમજાત પૂતળાં ! માબ્હેનોની મશ્કરી કરનારને ઉભા ને ઉભા વાઢી ન નાખીએ તો જનેતા લાજે, લુહાણાનું લોહી લાજે.'

......અને પછી તો મુંબઈના એ ખોજા મહોલ્લામાં ખોજાઓની એક ટોળાને જે શિક્ષા થઇ, એના પડઘા આજે પણ ગાજે છે. આખો દિવસ એ મહોલ્લાનો વ્યવહાર ભાંગી પડયો હતો. ખટાઉ શેઠના નામની ફેં ફાટતી હતી.

ખોજા મહોલ્લામાં આવેલી જૈન વાણીયાની વાડીમાં કેટલાક ખોજાઓએ ઓરતોની મશ્કરી કર્યાના વાવડ શેઠ ખટાઉ રવજીને કાને આવતા ઉપરનો પ્રસંગ બની ગયો હતો.

ખટાઉ શેઠ ઈ. સ. ૧૮૨૭ માં કચ્છના આશાપુરા ગામમાં જન્મેલા અને મુંબઇમાં વેપાર કરતા લોહાણા જ્ઞાતિના એક લોખંડી પુરૂષ હતા. લોહાણાની અવસાનને આરે પહોંચેલી ક્ષત્રિયવટની દિવડી તેમણે જલતી રાખી હતી. મુંબઇમાંની તેમની જ્ઞાતિસેવા ચિરસ્મરણિય રહેવાને સર્જાયલી છે.

◇ ◇ ◇

એ ચર્ચાસ્પદ પ્રશ્ન હતો.

શેઠ હંસરાજભાઇ કરમશી જે. પી. અને શેઠ કુંવરજી પ્રાગજી વચ્ચે એક મતભેદ જાગ્યો. એનો ઉકેલ અતિ આકરો બની ગયો.

—'તમે બન્ને વારાફરતી જ્ઞાતિ ભોજન કરો, જે વધુમાં વધુ વખત જ્ઞાતિ ભોજન કરો, તેની જીત !' હંસરાજ શેઠના માતુશ્રીએ તોડ સૂચવ્યો.

'બરાબર.........બરાબર' બન્ને બોલી ઉઠયા.

'રણે ચડયા રજપુત કદી ટેક મૂકતા નથી' બન્ને વચ્ચે ખરેખર જુદ્ધ જામ્યું.

:એક, બે, પાંચ, પંદર, પચીસ અને ત્રીસ ત્રીસ વખત બન્ને તરફથી વારાફરતી મુંબઈની સમસ્ત કચ્છી લોહાણા જ્ઞાતિને ભોજન અપાયા. પરંતુ કોઈ ડગ્યું નહિ.

માત્ર 'વચન' ખાતર !

આ કુંવરજી શેઠ અને હંસરાજ શેઠ જ્ઞાતિનાં અણુમૂલાં રત્ન હતાં.

◇ ◇ ◇

'મારી તબીઅત વધારે નાદુરસ્ત હોય તો મને ખાટલામાં નાખીને પણ લઈ જવાની છુટ છે !'

ભાવનગરમાં લોહાણા જ્ઞાતિ પરિષદનું અધિવેશન ભરાતું હતું. પરિષદની તારીખો નજીક આવી રહી હતી. એક પછી એક સંખ્યા ઝડપભેર પોતાનો સાળુ સંકોરી દોટ મૂકતી હતી. ખીમજી દયાળની તબીયત મુંબઈમાં એકદમ નાજુક બની હતી. તે સમયે કોઈએ કહ્યું કે 'પરિષદમાં આપની હાજરીની ખાસ જરૂર છે'

સ્વ. ખીમજીભાઈએ જવાબમાં ઉપલા શબ્દો ઉચ્ચાર્યા અને તેમની જ્ઞાતિ પ્રત્યેની લાગણી માટે કંઈક મસ્તકો તેમને નમી પડયા !

◇ ◇ ◇

સ્વ. શેઠ ચન્નાભાઈ પેરાજ જમતા હતા. પાસે તેમના લઘુબંધુ શેઠ શ્રી. વીરજીભાઈ હતા. એવામાં પાડોશમાં રહેતા એક લોહાણા બંધુની પત્નિએ વીરજીભાઈ પાસે માગણી કરી 'શેઠ થોડા દિવસમાં મને સુવાવડ આવે એમ છે, એકાદ ખોલી વાપરવા આપશો ?'

ચન્નાભાઈ ચોંકયા, તેમના મોંમાં અને હાથમાં જાણે અન્ન થંભી ગયું. એ ઉઠીને સીધા સ્વ. શેઠ કેશવજી દામજી પાસે ગયા. અને બન્નેએ મોટી રકમ કાઢીને એક દવાખાનું-સુવાવડખાનું ખોલવાનો નિશ્ચય કર્યો.

.......ગણ્યા દિવસોમાં તો માંડવી લત્તામાં એક દવાખાનાનાં અને પ્રસુતિગૃહનાં મંડાણ મંડાયા.

◇ ◇ ◇

'અવસ્થા પાકતી જાય છે, ઘર પણ સુનું સુનું લાગે છે. અપુત્ર મરવું એ અપશુકન છે' સ્વ. શેઠ અમરશી કાનજીને તેમના સગાંવહાલાંઓએ આ પ્રસ્તાવના સાથે પ્રથમ પત્નિથી કંઈ સંતતી ન થવાને કારણે બીજું લગ્ન કરવા આગ્રહ કર્યો.

અમરશીભાઈએ ઠંડે કલેજે પ્રત્યુત્તર વાળ્યો કે 'મને પુત્ર આપવો હોય તો પ્રભુ આ પત્નિથીજ આપે. મારે એક ઉપર બીજી પત્નિ કરવી નથી.'

.......અને છેવટની ઘડી સુધી અમરશીભાઈ મક્કમ રહ્યા !

◇ ◇ ◇

ધનની છોળો ઉડતી હોવા છતાં સ્વ. ચન્નાભાઈ પેરાજની સાદાઈ તેમનું ગૌરવ હતું.

કરાંચીમાં લોહાણા પરિષદ ભરાતી હતી. સ્વ. ચન્નાશેઠ તેનું પ્રમુખસ્થાન લેવા કરાંચી જવાની તૈયારી કરતા હતા.

ત્યારે શ્રી. વીરજીભાઈ તેમને માટે બે કીંમતી કોટ ખરીદી લાવ્યા. તે જોઈ તેમણે કહ્યું 'અરે આવો ખર્ચ કરીએ એના કરતાં કોઈ સારા કામમાં એટલે પૈસો ન ખરચીએ ?' આ પ્રસંગ શેઠ ચન્નાભાઈની મહત્તાનો ગૌરવભર્યો પ્રસંગ છે !

અંધારયુગનો પ્રબળ પુરૂષાર્થી

# સ્વ. શેઠ દેવરામ અખાઇ

★

કુદરતીક વ્યકિતઓ પ્રારબ્ધમાં પુરૂષાર્થ લખાવીને અવનીમાં અવતરી હોય છે. સ્વ. શેઠ દેવરામ અખાંઇ વાઘજીનો જન્મ જામખંભાળીઆમાં સંવત ૧૮૮૭ માં થયો હતો. તેમના માતા પિતા અત્યંત ગરીબ હતા.

દશ વર્ષના દેવરામભાઇને પ્રભુને આશરે છોડીને માતાપિતા અવસાન પામ્યા. બાળક દેવરામની સ્થિતિ કફોડી બની ગઇ. ભણવાનું સાધન ન્હોતું, મુંડી પણ ન્હોતી.

એક વખત નિશ્ચય કર્યો, મુંબઇનાં ઝંડવાં જોવાનો. અને ચૌદ વર્ષની ઉમરે તે મુંબઇ આવ્યા.

'નોકરી' જાણે એમને નસીબે લખી ન્હોતી. આવતાંજ કટપીસની ફેરી શરૂ કરી, એમાં બે પૈસા રળતા થયા. અને સંવત ૧૯૫૧ માં મંગળદાસ મારકીટમાં આજની સુપ્રસિદ્ધ 'દેવરામ અખાઇ વાઘજી' ની દુકાનનું મુહુર્ત થયું.

સ્વ. શેઠ દેવરામભાઇનું હૃદય દયાળુ હતું, ધર્મમાં તેમને અગાઢ આસ્થા હતી. કાશીવિશ્વનાથના મંદિરમાં દશ હજાર રૂપિયા નાખીને ચાંદીના દ્વાર તેમણે કરાવ્યા, મુંબઇની મોટી હવેલીમાં પણ દસ હજારને ખર્ચે ઠાકોરજીને બેસાડવાના ચાંદીના બંગલ ઘડાવી આપ્યા.

મદનજી કેશવજી તેમનાં સગા હતાં. તેઓ અવસાન પામ્યા ત્યારે એક વીલ કરી ગયા હતા, વર્ષો વીતવા માંડયા છતાં ટ્રસ્ટીઓએ તેનો અમલ કર્યો નહિ, દેવરામ શેઠ આ સાંખી લ્યે એમ ન્હોતા, તેમણે હાઇકોર્ટના પગથીયા ઘસી નાંખીને પણ ચાલીસ હજારની રકમ હાથ કરી, તેમાં પોતાના દશ હજાર ઉમેરી જામખંભાળીયામાં સંવત ૧૯૬૩ માં 'મદનજી કેશવજી તથા દેવરામ અખાઇ લોહાણા બોર્ડીંગની સ્થાપના કરી. તે પછી સાત હજાર ગાંઠના ખરચીને તેમણે બોર્ડીંગનું મકાન પણ બંધાવી આપ્યું. ઉપરાંત બોર્ડીંગમાં હુન્નર ઉદ્યોગના શિક્ષણ માટે તેમણે કીંમતી સખાવતો કરી છે.

કંઇ નિરાધાર લોહાણા બેકારોના દેવરામ બાપા આધાર બન્યા હતા. આજે તેમાંના ઘણા દુકાનદાર થયા છે.

દેવરામ બાપા જીવ્યા ત્યાં સુધી જ્ઞાતિ ઉન્નતિની ઝંખના કરતા રહ્યા. ૯૧ વર્ષની તેમની આવરદામાં કહે છે કે તેમણે બીમારીનું મોં સુદ્ધાં ન્હોતું જોયું. સંવત ૧૯૭૮ માં તેમનું અવસાન પણ માત્ર બે દિવસની માંદગીથી થયું

ભાંગ્યાની ભેરૂ, દયાની દેવી

# માતુશ્રી કાનબાઇ

માતુશ્રી કાનબાઇના લાડકડાં નામે મુંબઇની લોહાણા જ્ઞાતિને ઉબરે ઉંબરે પૂજાય છે, તે પ્રાતઃસ્મરણિય માતા કાનબાઇનું નામ લોહાણા જ્ઞાતિની તવારીખમાં સદા અજર ને અમર રહેશે.

સંવત ૧૮૯૧ જેવા અંધારા કાળમાં જન્મીને જેમણે જીવન ઉજાળી જાણ્યું છે, એવા આ માતાનું મુલ્ય શે થાય?

માતુશ્રીનું લગ્ન સ્વ. શેઠ પદમશી ધનજી સાથે થયું હતું. પરંતુ તેમના નસીબે કુટુંબ કરતાં જ્ઞાતિ સેવા વધુ અંશે લખાયલી હશે, પદમશી શેઠનું અવસાન થયું, કાનબાઇ વિધવા બન્યા અને તેમણે જનસેવાની કંથા ધરી લીધી, જ્ઞાતિનાં સ્ત્રી બાળકોની સેવા કરવાની ઝંખનાએ તેમના હૃદયને ઘેરી લીધું.

તેમનું હૃદય પારકા દર્દો દેખીને દ્રવતું, દયાનાં

## 'માવડી તું અજર અમર રહેજે !'

એ દેવી ગણાતાં, દુઃખીયાના એ દીલોજાન હતા. એમનું આખું જીવન પુણ્ય પવિત્ર છે, તેમની જીવનવાડી મ્હેંક મ્હેંક થતા પવિત્ર ઉદ્યાન જેવી હતી.

તેમણે વિધવાઓ માટે વાડી સ્થાપી, અનેક દુઃખી નિરાધાર વિધવાઓને માત્ર એક રૂપિયાના ભાડાથી આશ્રય આપ્યો, કચ્છી, હાલાઇ, ઘોઘારી ત્રણે વિભાગનાં બાળાશ્રમોને સવા રૂપિયાના નામના ભાડે વાડીમાં સગવડ આપી, ઉપરાંત વાર્ષિક મદદો નક્કી કરી. કાનબાઇની વાડીમાં ઉપરોક્ત બે બાળાલયો તો આજસુધી ચાલે છે.

ઇ. સ. ૧૯૦૬ માં કન્યાશાળા સ્થાપીને પોતાની પ્રગતિ પ્રિયતાનો પરચો કરાવ્યો. આ શાળાએ આજ સુધીમાં લાખો બાળાઓને જ્ઞાનચક્ષુની ભેટ કરી છે.

ઉપરાંત મુંબઇ કચ્છ, અને મહારાષ્ટ્રમાં અગત્યની સખાવતો કરી ગયા છે. સદાવ્રતો, બ્રહ્મભોજનો, અન્નક્ષેત્રોમાં અને બીજા ધાર્મિક કાર્યોમાં તેમણે પૈસો પાણીની માફક પ્રસાર્યો છે.

ઉંચા ધોરણોની મુંબઇમાં પરીક્ષા દેવા આવનાર વિદ્યાર્થીને કાનબાઇની વાડીમાં ઉતારો મળતો. માતુશ્રી કાનબાઇ આ વિદ્યાર્થીઓને મોંઘા મહેમાન તરીકે સાચવતા. આજે પણ આ રીતે કાનબાઇની વાડીમાં લાભ અપાય છે.

આપણી આ માવડી પોતાના સુકૃત્યોથી ચોમેર પ્રભુના પાથરી ઇ. સ. ૧૯૧૬ માર્ચ માસની ૨૨ મી તારીખના રોજ સ્વર્ગે સંચરી, એનાં છાંટેલા અમીનો લાભ આજે લોહાણા જ્ઞાતિનાં સંખ્યાબંધ માનવીઓ ઉઠાવી રહ્યા છે.

## સ્વપ્નસૃષ્ટિના સફળ સફરી

# સ્વ. શેઠ રતનજી કરમસી બનાતવાળા

[ જે. પી. ]

જે જમાનામાં મુંબઇ પર પોર્ટુગીઝ સત્તાનો વાવટો ફરકતો હતો, આજના મુંબઇનું સર્જન ન્હોતું થયું અને મુંબઇ આવવાનું સાહસ કપરૂં હતુ, એ જમાનામાં કાઠિયાવાડીઓ સાગરના મોજાંઓ પર સફર કરી સુરતથી ગાડા માર્ગે મુંબઇમાં પ્રવેશ કરતા હતા. એવીજ રીતે ભાવનગરથી એક લોહાણા કુટુંબ મુંબઇ આવી વસેલું.

આ કુટુંબમાં સંવત ૧૮૯૭ વૈશાખ શુદ ૧૫ મંગળવારે સ્વ. રતનશી શેઠનો જન્મ થયેલો થોડા અભ્યાસ પછી પિતાના ભાવનગરના વ્યાપારની ધુંસરીમાં જોડાઇ ગયેલા.

પરંતુ જેનું મગજ વિશાળ હતું, જેનું હૈયું સાહસિક હતું અને જેની તાકાત તનમનતી હતી એવા સ્વ. રતનશીભાઇને ભાવનગરનો એ વ્યાપાર, ભાવનગરની એ દુકાન અને ભાવનગરની એ દુનિયા સાંકડી લાગવા માંડી, એક ખુણામાં એને ગોંધાઇ રહેવાનું ન ફાવ્યુ.

મુંબઇને માર્ગે પ્રયાણ કરવાનું તેમણે નક્કી કર્યું. મુંબઇમાં સ્વતંત્ર ધંધો કરવાની તેમની હામ હતી, પિતા પાસે મૂડી માગી. જવાબમાં પિતાએ કહ્યું કેઃ 'પૈસા વડે તો બધું થઇ શકે છે, એમાં નવાઇ પણ શી ? બાપકમાઇના જોરે કરેલા પુરૂષાર્થની કીંમત શી છે ? આપબળે કરશો એટલાની કીંમત થશે ?' પિતાના આ પ્રેરક શબ્દોએ હૃદય પર ચોંટ મારી, અને તેઓ પુરૂષાર્થની ચાવી મેળવવા મુંબઇને માર્ગે પડયા.

મુંબઇમાં કાકાની કાપડની દુકાનમાં નજીવા પગારે નોકરીની શરૂઆત કરી. ભત્રિજાની આવડત, ઉત્સાહ, બુદ્ધિ જોઇ કાકાએ કેટલાક સમય પછી સારો પગાર કરી આપ્યો.

ત્યાર પછી પોતાના ભાઈની દુકાનમાં ભાગીદારીમાં જોડાયા, છેવટ પોતાની સ્વતંત્ર દુકાન કરી. તેમાં તેમણે વ્યાપારની દુનિયામાં નામના કાઢી. તેમની બાહોશીથી સૌ કો' અંજાયું. આમ દિવસે દિવસે સ્વ. રતનશીભાઈના વ્યાપારની સરહદો ફાલતી ફુલતી હતી. તેઓ સરકારી કોંટ્રૅકટો લેતા, તેમાં સરકારને સંતોષ થતો, રાજરજવાડાને કાપડ પુરૂં પાડતાં. સર્વ દિશાએ સ્વ. રતનશી શેઠના નામના ડંકા વાગવા માંડયા.

ધીખતો વ્યાપાર છતાં તેમણે જીવનને ધંધાનું ગુલામ બનાવ્યું ન્હોતું. સર્વ જાહેર પ્રવૃતિમાં તેઓ ઉત્તમ ફાળો આપતા. અનેક સંસ્થાઓમાં સ્વર્ગસ્થનો તન, મન, ધનનો ઉત્તમ ફાળો હતો.

છપ્પનિયાના દુષ્કાળ અને ઇ. સ. ૧૮૯૮ ના વિકાળ પ્લેગ વખતે સ્વર્ગસ્થની સેવા નોંધનીય હતી. અને એ સદા યાદગાર રહેશે. એ સેવા પછી તેમને સરકારે 'જે. પી.'નો ઇલ્કાબ આપી નવાજ્યા હતા.

મુંબઇમાં ઘોધારી બાળકો માટે એક બાળાશ્રમ સ્થાપવાની સ્વ. સુખડવાળાની યોજનામાં સૌથી વધુ ફાળો સ્વ. રતનશી શેઠનો હતો. આર્થિક સહાયમાં ચાલીસ હજાર રૂપિયાના ફાળા ઉપરાંત પોતાના ભાઇના ટ્રસ્ટમાંથી ૩૩ હજાર રૂપિયા આપ્યા હતા. એ બાળાશ્રમ આજે પણ તેમની નામના પોકારતું સુંદર રીતે ચાલી રહ્યું છે.

લોહાણા જ્ઞાતિના આ વીરલ રત્ન સમા 'રતનશી બાપા' સંવત ૧૮૬૧ ના શ્રાવણ વદી ૧૧ ના દિને અવસાન પામ્યા, અનેકને રડાવવા.

# સ્વ. શેઠ હંસરાજ કરમશી

[ જે. પી. ]

## જેણે અઠ્ઠાવીસ વરસમાં ઇતિહાસ સરજ્યો !

અઠ્ઠાવીસ વરસની ટુંકી આવરદામાં તવારીખને ચોપડે પોતાનું નામ સુવર્ણાક્ષરે લખાવનાર લોહાણા જ્ઞાતિના આ 'હંસ' કચ્છમાંથી મુંબઇ નગરીમાં પગલા માંડનાર પહેલા લોહાણા હતા.

સંવત ૧૮૯૯ ના માગસર શુદ ૪ ના દિને દેહ ધરીને–દેહને સાર્થક કરી જાણ્યો હતો.

લક્ષ્મી મેળવીને લક્ષ્મીનો તેમણે વ્યય કરી જાણ્યો હતો. તેમણે લક્ષ્મીને તીજોરીમાં ગુંગળાવી ન નાંખી, પણ જનહિત કાર્યોમાં છુટે હાથે પાથરી દીધી હતી, તેમના હસ્તથી વહેલો દાનપ્રવાહ અસ્ખલિત હતો.

ગંગાદ્વારના શિખર પર તેમણે સાતસો પગથીયાં એક લાખને ખર્ચે બંધાવ્યા' ધારાપુરીમાં ૫૦૦ પગથીયાં બંધાવ્યા, અને પનવેલના તળાવની આસપાસ પાળ બંધાવી, બંગલા સમી ધર્મશાળા બંધાવી, કલ્યાણીમાં વિઠોબા મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો, અંધેરીમાં મારૂતિ મંદિર અને ધર્મશાળા બંધાવ્યા, ભાયખલામાં મહાદેવ મંદિરની બન્ને બાજુ બંગલા બંધાવ્યા, મઝગાંવમાં માનકેશ્વરના પગથીયાં બંધાવ્યા, સુંદર હવાડો તેમજ ધર્મશાળા ખડી કરી, વાલકેશ્વરમાં પગથીયા બંધાવ્યા અને દ્વારકામાં ધર્મશાળા, કચ્છ મસ્કામાં સેલોર વાવ, સદાવ્રત સ્થાપિત કીધી, કોટમાં અનેક કુવા ગળાવ્યા આ ઉપરાંત તેમને હાથે થયેલાં બીજા દાનોની યાદી લાંબી લાંબી બને એવી છે. ગુપ્ત દાનો કોણ જાણે કેટલાંયે હશે ?

જ્ઞાતિમાં સ્ત્રી શિક્ષણનાં બીજ રોપનાર તેઓજ હતા. 'તિઘંટ રત્નાકર' નામના પ્રાચીન વૈદક ગ્રંથનું સંશોધન કરાવી પ્રકાશિત કરનાર પણ એજ હતા, તેમના કાર્યો તવારીખના પટ પર સુંદર રીતે પથરાયાં છે.

સેંકડો કચ્છીઓને મુંબઇના પ્રથમ દર્શન કરાવનાર સ્વ. હંસરાજ શેઠ હતા. તેમના વહાણો

**'કામ કર હામના નામ અવિચળ રહે !'**

કચ્છના કિનારે કિનારે ફરતા, બંદરે બંદરેથી તેમણે પોતાને ખર્ચે કચ્છી લોહાણાઓને મુંબઈ લાવી, ધંધે વળગાડેલા. આ માનવીઓમાં ઘણાએ શ્રીમંતાઈ પ્રાપ્ત કરી હતી.

આ નરવીરની કદર કરવા અંગ્રેજ સરકારે 'જે. પી.'નો માનવંતો ઇલ્કાબ બક્ષ્યો. લોહાણા જ્ઞાતિમાં આ ઇલ્કાબ મેળવનાર કદાચ તેઓ પહેલાજ હતા.

ઉપરાંત સાહિત્યનાં તેઓ અનન્ય ભક્ત હતા, તેમજ કાવ્યો રચતા, કવિ દલપતરામ તેમના ખાસ મિત્ર હતા. કવિ દલપતરામે 'હંસ કાવ્ય શતક' પણ લખ્યું છે.

જેની કલ્પના કરવી પણ કપરી છે, એટલાં સત્કાર્યો અઠ્ઠાવીસ વરસના આ ઉગતા આદમીએ કરી જાણ્યા, એણે જીવન જીવી જાણ્યું, અને જગતને અમર ચોપડે અમરતા પ્રાપ્ત કરી જાણી.

# સ્વ. શેઠ કરમશી દામજી

[ જે. પી. ]

## અંધારા ગૃહમાં જન્મેલો એ બાળક



## સમાજનો શિરોમણી બન્યો !



કચ્છ અંજારના એક ગરીબ કુટુંબના નાનકડા ઘરના અંધારે ખુણે સંવત ૧૯૦૦ માં એક બાળકનો જન્મ થયો. કેમ કલ્પના થઈ શકે કે આ બાળક લાખો મેળવશે, લાખોનો સદ્‌વ્યય કરશે, રાજદરબારે માનપાન પામશે, 'જે. પી. અને 'રાવબહાદુર, બનશે ?' કોઈ જોશીએ આમ કહ્યું હોય, તો પણ તેને એ સમયે પાગલ ગણી કાઢવામાં આવત.

પરંતુ એવી પરીકથાઓ લોહાણા જ્ઞાતિના અનેક રત્નોની તવારીખે સાચી કરી બતાવી છે. સ્વ. કરમશી દામજી તેમાંના એક છે.

સ્વ. કરમશીભાઈના પિતા પોતાના ત્રણે બાળકોને આંગળીએ લઈને એક દિને મુંબઈ આવ્યા. તેમણે કામાઠીપુરામાં કરીયાણાની એક નાનકડી દુકાન નાખી. બાળકોને અભ્યાસ કરાવવા માંડયો. સ્વ. કમરશીભાઈ ચાલાક, ચબરાક અને હોશિયાર વિદ્યાર્થી નીવડયા.

થોડા ગુજરાતી અંગ્રેજી અભ્યાસ પછી સ્વર્ગસ્થે વ્યાપારક્ષેત્રનો કક્કો ઘુંટવા માંડયો. પી. એન્ડ ઓ. કંપનીમાં જોડાઈને તેમાં ધીમે ધીમે ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કર્યું ઉપરીઓનો વિશ્વાસ અને માન મરતબો મેળવ્યો. ઉપરાંત વ્યાપાર અંગેના અનેક જોખમી કામો તેમને સુપ્રત થતા. અનેક કંપનીઓ, અનેક પેઢીઓને આ રીતે સ્વ. કરમશીભાઈએ સંતોષ આપ્યો.

ઇ. સ. ૧૮૯૩ ના હિન્દુ મુસ્લીમ હુલ્લડ વખતે સમાધાનીમાં સ્વ. કરમશીભાઈએ ફાળો સૌથી વિશેષ હતો એ કારણે સરકારે તેમને જે. પી. નો ઇલ્કાબ બક્ષેલો. અને ૧૮૯૮ ના પ્લેગના ભયંકર રોગના ધમસાણ વચ્ચે તેમણે કરેલી તન, મન અને ધનની સેવા કોણ વીસરી શકશે ? દરીયાસ્થાનમાં હોસ્પિટલથી માંડીને નાની મોટી અનેક પ્રકારની જનસેવા સ્વ. કરમશીભાઈએ તે વખતે બજાવી હતી આ યાદગારીમાં બ્રિટીશ સરકારે તેમને 'રાવબહાદુર' નો ઇલ્કાબ બક્ષ્યો હતો.

ઉપરાંત કચ્છના દુષ્કાળ વખતે તેમની સહાય અગત્યની થઈ પડી હતી. આથીય વધુ જુદા જુદા અનેક પ્રસંગે તન, મન અને ધનની સેવા નોંધનીય હતી.

અન્નને માટે સાંસાં નાંખતી અનેક રીબાતી, દુભાતી વિધવાઓનાં 'સ્વ. કરમશી' ભાઈ બન્યા હતા. અને ગરીબ વિદ્યાર્થીઓને સ્કોલરશિપ આપીને તેમણે અનેકને વિદ્યાદાન આપી જીવનસંસ્કાર અને જીવનસુખને માર્ગે વાળ્યા હતા. ચોપાટી પર ચાર લાખને ખર્ચે ઉભું થયેલું તેમનું સેનિટેરીયમ તેમના વિશાળ આત્માનો પરીચય આપી રહ્યું છે.

જ્ઞાતિની તેમની સેવાઓ પણ યાદગાર છે. લોહાણા પરિષદ્‌ની કરાંચીની બેઠકના તેઓ પ્રમુખસ્થાને ચુંટાયાં હતાં. પરંતુ તબીઅત લથડી પડવાને કારણે તેઓ પરિષદ્‌માં હાજરી આપી શકયા નહોતા.

સંવત ૧૯૭૫ ના કાર્તિક સુદ ૪ ના દિને પંચોતેર વર્ષની જવલંત જીંદગાની પછી લોહાણા જ્ઞાતિની યશગાથામાં ઉમેરો કરી તેઓ સ્વર્ગે સીધાવ્યા.

## સાહસ, શૌર્ય અને પુરૂષાર્થની પ્રતિમા

# સ્વ. શેઠ કેશવજી નથુ સેલર

[ જે. પી., એમ. બી. ઇ. ]

એક નાનકડી હાટડીમાંથી ખંત, ઉત્સાહ અને આત્મબળને પરિણામે એક નામાંકિત વ્યાપારી તરીકે નામના કાઢનાર સ્વ. શેઠ કેશવજી નથુ સેલરનો જન્મ સંવત ૧૯૦૨ માં કચ્છ મુદ્રામાં થયો હતો.

સ્વ. કેશવજીભાઇનું સારૂંય જીવન સાહસ, શૌર્ય અને પુરૂષાર્થથી તરબોળ છે. એ વ્યાપારી હતો, છતાં તેણે વ્યાપારના કુંડાળામાંજ પુરાવાનું યોગ્ય ન્હોતું માન્યું, એ ધંધાર્થી હતો, છતાં ધંધાનેજ તેણે જીવનધ્યેય ન્હોતું માન્યું. એણે કેટલાં સાહસકર્મો, સખાવતો કરી, ઉપરાંત તેની સેવા અને બાહોશી તવારીખને ચોપડે સદાય નોંધાયલી રહેશે.

રાજદરબારે તેમનું અતિ માન હતું, જે. પી.નો માનવંતો ખીતાબ સરકારે તેમને આપ્યો હતો, અને જ્ઞાતિના દ્વારે તેમણે કરેલા સેવાકાર્યો પણ ઉજ્વલ હતા.

તેમની સખાવતો તેમને સખાવતશૂર કહેવડાવવાને પુરતી છે. કચ્છ મુદ્રામાં દશ હજાર રૂપિયાને ખર્ચે તેમણે મહાજનવાડો બંધાવી, વાવ, કુવા, અવેડો અને સ્મશાન બંધાવ્યું, પાંજરાપોળમાં રૂપીયા પાંચ હજાર જેવી રકમ આપી, કાંદાવાડીમાં આચાર્યની વાડીમાં પોતાનાં ધર્મપત્નિ સ્વ. કેશરબાઇના નામે એક ધર્મશાળા બંધાવી છે, ત્યાં સદાવ્રત પણ અપાય છે. રૂપીયા પાંચ હજારને ખર્ચે ગોદી બાજુ ફુવારો બંધાવ્યો છે, લેડી નોર્થકોર્ટ હિન્દુ ઓર્ફનેજને પોતાનું કાંદાવાડીનું મકાન અર્પણ કર્યું છે. પ્રથમ પરિષદમાં તેમનો ફાળો રૂ. ૫૦૦ નો હતો, માંડવીની પરિષદમાં રૂા. પાંચહજાર અને મઝગાંવ કચ્છી લોહાણા નિવાસમાં રૂા. પાંચ હજાર તેમણે અર્પણ કર્યા હતા.

★ ★ ★ ★

ભારતવર્ષ જ્યારે ઘોરતું હતું, જાગૃતિની જ્યોતિ જાગી ન્હોતી, ત્યારે એણે રાષ્ટ્રને ચરણે તન, મન, ધન અર્પ્યું.

# સ્વ. શેઠ દામોદર ગોરધનદાસ સુખડવાળા

[ જે. પી. ]

જ્યાં જ્યાં શુભ કાર્ય થતું નિહાળ્યું ત્યાં ત્યાં સર્વત્ર ખોબા ભરી ભરીને ધન ફગાવ્યું.

સ્વ. દામોદર ગોરધનદાસ સુખડવાળાનું સ્મરણ કરતાં હૃદયમાં શીતળ લાગણીનો સંચાર થાય છે!

એણે જ્યાં જ્યાં નજર નાંખી ને શુભ કાર્ય થતું નિહાળ્યું ત્યાં ત્યાં ખોબા ભરી ભરીને ધન આપ્યું છે. અનેક સંસ્થાઓની સ્થાપના કરી છે. એણે ધનની ચોકી કરી નહિ, અને ધનનો સુવ્યય કરી જાણ્યો.

કાઠિયાવાડના આટકોટ ગામમાં સંવત ૧૯૦૩ ના શ્રાવણ શુદ ૩ ના દિને તેમનો જન્મ થયો હતો. તેમના વડીલો સુખડનો વેપાર કરતા હતા.

પ્રથમ તો તેમણે સુખડના ધંધામાંજ ઝંપલાવ્યું હતું, સાથે સાથે રૂનો વ્યાપાર પણ ખેડતા, તેમનો રૂનો વ્યાપાર જાપાન અને ઇંગ્લાંડની જાણીતી પેઢીઓ સાથે હતો. એમાં અદભૂત બાહોશી બતાવી લક્ષ્યાધિપતિ બન્યા હતા. કોલાબા કોટન એકચેંજના ડાયરેકટર પણ હતા.

સ્વર્ગસ્થે યુરોપનો પ્રવાસ ખેડયો હતો. ત્યાંય પ્યારી માતૃભૂમિનાં સ્મરણો મૂકતા આવ્યાનું ચુકયા ન્હોતા, અને જે કાળે પરદેશગમન 'પાપ' મનાતું તે કાળે એ 'પાપ'ને સળગાવી મૂકવાની હીંમત બતાવી હતી.

### 'મનોબળ અથાક તો નહિ અશકય કાંઇ દીસે'

કાળોથી કચડાયલાં અસ્પૃશ્યોની ચળવળમાં તેમણે અત્યંત રસ લીધો હતો, અને મૂઠીયો ને મૂઠીયો ધન પણ આપ્યું હતું, એ કાળે ગાંધીજીએ પણ હિન્દમાં પગ ન્હોતો મૂકયો !

ડૉ૦ દાદાભાઇ નવરોજી, મી૦ કામા, મી૦ મલબારી, સ્વ. કરસનદાસ મૂળજી જેવા માનનિય પુરૂષોનું મિત્રત્વ તેઓ મેળવી શકયા હતા.

લાખો રૂપિયા ખર્ચી તેમણે 'ધી પીપલ્સ લાયબ્રેરી' સ્થાપી, માથેરાનમાં કરસનદાસ મુળજી લાયબ્રેરી સ્થાપી, વીસ હજાર રૂપિયા અને બીજી ઘણી મદદ કામા ઇન્સ્ટીટયુટને આપી, મુંબઇમાં દાદાભાઇ નવરોજી પુઅર બોઇઝ લાયબ્રેરી, અને બીજી ઘણી લાયબ્રેરીઓ તેમજ કરાંચી ધી ઓનર્સ કલાર્ક ફ્રી રીડીંગ રૂમ, ભરૂચ લાયબ્રેરી, માટે તેમણે ઉત્તમ સહાય કરી હતી. દસ હજાર રૂપિયા ભુરચ કેળવણી બોર્ડિંગને આપ્યા, 'ઘોઘારી બાળાશ્રમ' ને કીંમતી સહાય કરી. આવી આવી તો સંખ્યાબંધ સખાવતો તેમણે જાહેર અને ગુપ્ત કરી છે.

સરકારે તેમને જે. પી. નો માનવંતો ઇલકાબ તેમજ ઓ. માજીસ્ટ્રેટનું પદ અર્પણ કર્યું હતું. બીજા માનનો અસ્વીકાર કર્યો હતો.

મુંબઇમાં ભરાયલી પ્રથમ લોહાણા પરિષદ્‌ના તેઓ સ્વાગત પ્રમુખ હતા. લોહાણા જ્ઞાતિની ઉન્નતી માટેની તેમની ઝંખના ઘેરી હતી.

આવા વીર નરનું ઇ. સ. ૧૯૧૭ માં અવસાન થયું, અને સંખ્યાબંધ માનવીઓએ 'શિરછત્ર' ગુમાવ્યું હોય એમ આંસુ સાર્યાં.

## દયા, દાન અને માનવપ્રેમનો અજબ હીમાયતી

# સ્વ. શેઠ ખીમજી દયાળ

સોળ વર્ષની ઉમરે સ્વ. શેઠ ખીમજી દયાળે જોડીમાથી ખીસામાં પચીસ રૂપિયા નાંખી મુંબઇનો માર્ગ પકડયો, રસ્તામાં એક ગરીબ બાઇ અને અનાથ બાળકનો ભેટો થતાં તેમાંની વધુ ભાગની રકમ તો તેમને આપી દીધી, આ પ્રસંગ તેમના દયાળુ હૃદયની ઝાંખી કરાવે છે, એક અજાણ્યા દૂર દૂરના શહેરમાં જવું છે, કોઇ પ્રકારનો આધાર નથી, તેની વિચારણા તેનું હૈયું હચમચાવી શકી નહિં, પીડિતોની પીડા તેણે પારખી.

ખીમજીભાઇએ અલબેલી મુંબઇ નગરીમાં પગ મૂકયો, સદ્‌ભાગ્યે એક ભાટીયાની દુકાને બાર રૂપિયાના પગારે નોકરી મળી ગઇ, પરંતુ પુરૂષાર્થ માનવીનું ભાગ્ય ઘડે છે, એજ દુકાનની ભાગીદારી મેળવી શકયા, પછી તો મેસર્સ વોલેસની કું. માં જોડાયા, સાથે સાથે રૂનો વેપાર પણ કરતા. એમ સંવત ૧૯૪૧-૪૨ માં તો તેમણે 'ખીમજી વીઆમ' ની પેઢીનો પાયો નાંખ્યો, તેમાં તેમનું ભાગ્ય અતિ ઉઘડયું.

આવા પુરૂષાર્થી પુરૂષનો જન્મ સંવત ૧૯૦૯ વૈશાખ માસમાં થયો હતો.

લોહાણા જ્ઞાતિને પરિષદ્‌ની ભેટ કરનારા થોડા પરિશ્રમીઓમાં સ્વ. ખીમજી દયાળ પણ હતા. રાજકોટ ખાતે મળેલા બીજા અધિવેશનનું તો તેમણે પ્રમુખપદ શોભાવ્યું હતું.

કપરી ગરીબીમાં પણ જે વ્યકિતએ લક્ષ્મીની આળપંપાળ ન્હોતી કરી, તેવા આ મહાનુભાવ પુરૂષે 'બે પૈસા' પ્રાપ્ત થતાં ચોતરફ દાનપ્રવાહ વહેતો કર્યો. વડીલોએ જોડીયામાં બંધાવેલા રામચંદ્રજીના મંદિરનો અને દરીયાસ્થાનનનો જીર્ણોદ્ધાર કરાવ્યો, પચાસ હજારના ખર્ચે 'રામ રક્ષા

હોસ્પિટલ' જોડીયામાં સ્થાપી, નાતજાતના ભેદ વગર દર્દીઓને દિલાસા આપ્યા, કન્યાશાળામાં ચેરીટી ફંડ સ્થાપ્યું.

રાજકોટ લોહાણા બોર્ડીંગમાં પચાસ હજાર રૂપિયા આપીને મકાન બંધાવી આપનાર પણ ખીમજી શેઠજ હતા, આ ઉપરાંત તેમણે બોર્ડિંગના નિભાવ માટે પણ એટલીજ રકમ અર્પણ કરેલી તેમજ બોર્ડિંગના વિદ્યાર્થીઓને સ્કોલરશીપો, ફી, પુસ્તકોની મદદ પણ કરતા. હાયર એજ્યુકેશન બોર્ડીંગમાં પણ તેમણે રૂા. અઢી હજારની મદદ કરી છે. તેમજ કરાંચીની ઉદ્યોગશાળાને બે હજાર, મુંબઇની કચ્છી લોહાણા બંધુઓની સસ્તા ભાડાની ચાલીમાં દસહજાર, ઉપરાંત નાની મોટી તમામ બોર્ડીંગોમાં તેમણે કંઇને કંઇ આપ્યું જ છે.

છપ્પનિયાના ભાષણ દુષ્કાળ વખતે તેમણે જબરી સહાય કરી હતી. જોડીયાની પાંજરાપોળમાં પણ મોટી રકમ આપી હતી. દેશની દરેક વખતની જરૂરિઆતમાં તેમનો હિસ્સો હંમેશાં નોંધનીય રહેતો. દુષ્કાળ જેવા પ્રસંગે તો વગર વિચાર્યે નાણાંના ઝરા વહાવતા.

અનેકના તેઓ સાચા સલાહકાર હતા, વ્યાપારી જગત પણ તેમની સલાહ ઇચ્છતું, અને જ્ઞાતિ તો અવશ્ય.

અત્યંત ગરીબીમાંથી શ્રીમંત બનીને જ્ઞાતિ, સમાજ અને દેશને ઉપયોગી થઇ પડનાર આ લાડીલો લક્ષ્મીનંદન તા૦ ૨૮-૨-૧૯૫૮ ના દિને જ્ઞાતિની દુનિયાના દારૂણ દુઃખ વચ્ચે અવસાન પામ્યો.

સર પુરૂષોતમદાસ ઠાકોરદાસના પ્રમુખપદે મુંબઇમાં શોકસભા મળી. તેમાં 'સ્મારક ફંડ' ઉભું થયું, એક લાખના એ ફંડમાં રાજકોટ લોહાણા બોર્ડિંગના વિદ્યાર્થીઓને સ્કોલરશીપો અને બીજા વિદ્યાર્થીઓને વ્યાપાર ઉદ્યોગમાં આગળ વધારવા ઉપયોગ કરવાનું નક્કી થયેલું.

જ્ઞાતિ આકાશમાં આવા તારાઓ વીરલ હોય છે. જેમનું અવસાન કારી ઘા થઇ પડે છે.

# સ્વ. શેઠ નારણદાસ કાનજી એલચીવાળા

## વાર્ષિક પંદરસો રૂપિયાની એલચીની લ્હાણી કરતા!

સંવત ૧૯૧૧ ના કારતક માસમાં મુંબઇ શહેરમાં કચ્છ મસ્કાના એક કુટુંબમાં સ્વ. શેઠ નારણદાસ કાનજી એલચીવાળાનો જન્મ થયો હતો. હજુ સમજણ પ્રાપ્ત ન્હોતી કરી, એવા છેક બાલ્યકાળમાં માતા અવસાન પામ્યાં હતાં.

થોડો ઘણો ગુજરાતી અભ્યાસ કરી તેમણે એલચીના વ્યાપારમાં ઝંપલાવ્યું હતું. પ્રબળ પુરૂષાર્થે તેમાં પ્રાણ પૂર્યા હતા. અને વ્યાપારને ઉન્નત બનાવ્યો હતો. વ્યાપારી જગતમાં 'નારણદાસ શેઠ' ની નામના ગવાતી હતી. અને નારણદાસ શેઠ અનેક કોકડા ઉકેલનારા સાબીત થયા હતા.

નારણદાસ શેઠ એક અદ્‌ભૂત વ્યાપારી હોવા ઉપરાંત અજબ સ્નેહિજન હતા. તેનને મન સ્નેહની કીંમત મોટી હતી. તેમના ખીસા સદાકાળ એલચીથી લચોલચ રહેતા. મળવા આવનાર કોઇ એલચીના 'શુકન' વિના પાછું ફરી શકતું નહિ, મુઠ્ઠા ભરીને ભરીને તેમણે એલચીની લ્હાણી કરી છે. એક નાનામાં નાના મજુરથી માંડીને મોટા અમલદારો અને સરનાઇટો સુધી તેમની એલચીના લ્હાણાં થતાં, કહે છે કે વાર્ષિક પંદરસો રૂપીયાની એલચીતી તેઓ આમને આમ 'લ્હાણી'જ કરી નાખતા! એવા આ સ્નેહાળ હૃદયે નાણાંની પણ પુષ્કળ લ્હાણી કરી છે.

પાંચ હજાર રૂપિયા કચ્છી મહાજનને, એક હજાર રણછોડદાસ ચત્રભુજ ઓર્ફનેજ અને પાંચ હજાર મમ્માદેવી સ્થાનક ફંડમાં તેમણે આપ્યા હતા. માંડવીમાં મળેલી લોહાણા પરિષદ્ વખતે ગંભીર માંદગીના બીછાને પડયા પડયા પણ તેમણે સ્વાગત મંડળને પાંચસો રૂપીઆની બક્ષીસ કરી હતી.

આવા એક ઔદાર્યવાન આત્મા સંવત ૧૯૭૭ માં આપણી વચ્ચેથી પરધામ પરવાર્યા.

દાનની નદીઓ વહેવડાવનાર
મહાન દાનેશ્વરી

# સ્વ. શેઠ ચન્નાભાઇ પેરાજ



શેઠ પેરાજ પદમશીના કુટુંબની જ્ઞાતિસેવા લોહાણા જ્ઞાતિની તવારીખમાં સોનેરી અક્ષરે લખાશે. તેમના પુત્રોએ જ્ઞાતિજગત્‌માં વહાવેલો અદ્‌ભૂત દાનપ્રવાહ સદાસર્વદા ચિરસ્મરણિય રહેશે.

જ્ઞાતિમાં જ્યાં જ્યાં નજર નાખો ત્યાં ત્યાં તેમના કુટુંબનું દાન નજરે ચડશે. એ પુણ્યશાળી કુટુંબને હાથે અનેક સંસ્થાઓના પાયા નંખાયા છે, અનેક સંસ્થાઓ પોષણ પામી છે, અનેક સંસ્થાઓએ તેમની ઓથેજ જીવન ટકાવ્યું છે. તેમાંય સ્વ. ચન્નાભાઇ પેરાજ અને શ્રી. વીરજી પેરાજની રામ લક્ષ્મણની જોડલીએ તો ખરેખર રંગ રાખ્યો છે.

સ્વ. શેઠ ચન્નાભાઇનો જન્મ કચ્છના માંડવી પાસેના મસ્કા ગામમાં સંવત ૧૯૧૧ માં થયો હતો.

પ્રથમ તેમના વડીલ બંધુ સ્વ. પ્રાગજીભાઇ મુંબઇ આવ્યા હતા. અને નોકરીના તબક્કો વીતાવીને બારદાનનો વેપાર શરૂ કર્યો હતો. ચન્નાભાઈ તેમના તેડાવ્યા મુંબઇ આવ્યા, અને વડીલ બંધુના વ્યાપારમાંજ લાગી ગયા. સંવત ૧૯૪૪ માં પ્રાગજી શેઠનું અવસાન થતાં ચન્નાભાઇ પર દુકાનનો બધો બોજો આવી પડયો.

સાથે સાથે તેમણે છુટે હાથે જ્ઞાતિ હિતના કાર્યોમાં નાણાંની રેલ વહાવવા માંડી, તેમણે સ્થાપેલી સંસ્થાઓ, તેમણે આપેલા દાનો અને તેમણે કરેલી સહાયોની યાદી કરવા બેસીએ તો પૃષ્ઠોના પૃષ્ઠો ભરાય.

મસ્કામાં શાળા બંધાવી, માંડવીમાં બાળાશ્રમ માટે વીસ હજાર રૂપિઆ આપ્યા, દ્વારકામાં બોર્ડીંગ શરૂ કરવા આઠ હજાર રૂપિઆ આપ્યા. મહીરેવા બોર્ડીંગમાં આઠ હજાર આપ્યા, અમરેલી બોર્ડીંગમાં ચાર હજાર રૂપિઆ આપ્યા, કરાંચીમાં ઓર્ફનેજ ખોલવા વીસ હજાર આપ્યા, માંડવી લત્તામાં કન્યાશાળા સ્થાપવા તેર હજાર રૂપિઆ આપ્યા, રાજકોટ બોર્ડિંગમાં કુવો બંધાવી આપ્યો, અંજારમાં ગરીબ વિદ્યાર્થીઓને પુસ્તકોની સહાય માટે કાયમી વ્યવસ્થા કરી આપી, રૂપિયા પાંચ હજારના ખર્ચે અમરેલીમાં શ્રી હુન્નર શાળા શરૂ કરી, સાત હજાર રૂપિયાના ખર્ચે સ્વ. મુળજી પેરાજના સ્મરણાર્થે કચ્છ ગઢસીસામાં દવાખાનું શરૂ કર્યું, માંડવી લત્તામાં દવાખાનું શરૂ કરવા વીસ હજાર રૂપિયા આપ્યા, પુત્ર સ્વ. શીવજીના સ્મરણાર્થે મસ્કામાં વિશાળ ધર્મશાળા અને મહાજનવાડી બંધાવી. પોતાના વડીલભાઇના પુત્ર રણછોડદાસ પાસે મુંબઇમાં કચ્છી લોહાણા ઓર્ફનેજ શરૂ કરાવી. આવી આવી તો ગણી ગણાય નહિ ને કાગળમાં સમાય નહિ, એટલી તેમની સખાવતો છે.

> તેમણે
> અદ્‌ભુત દાનપ્રવાહ
> વહાવ્યો છે!

છપ્પનિયાના ઘોર દુષ્કાળમાં સેંકડો વહાણ ભરીને કચ્છમાં ચન્નાભાઇએ અનાજ મોકલ્યું હતું. એ બધું એટલું ચિરસ્મરણીય રહેવા સર્જાયું છે કે જ્ઞાતિની તવારીખમાં તેના અક્ષરો સોનાની શાહીથી લખાઇ ચુકયા છે.

સ્વ. ચન્નાભાઇની મહત્તા તો એ હતી કે એ પોતે ન ખાતા, ખવડાવતા. પોતે ન પહેરતા, પહેરાવતા. લક્ષ્મીની છોળો ઉડતી હોવા છતાં સાદાઇ તેમનું લક્ષણ હતું.

જ્ઞાતિનું આવું અણમુલું ને વીરલરત્ન સંવત ૧૯૭૧ ના કારતક શુદ ૧૩ ના રોજ ખરી પડયું. અને ચોમેર આંસુની નદીઓ વહી!

★ 'પ્રભો મારે તાપે તપી અવરની શાંતિ સૃજવી' ★

# •સ્વ. શેઠ ગીરધરદાસ જેઠાભાઈ•

[ જે. પી. ]

**•જનતાના કલેજામાં•**

કાઠિઆવાડના એક અંધારા કિનારે કારમી કંગાલિયતમાં અવતરેલા આ બાળકે માનવજીવનને મુક્તિના પાઠ પઢાવ્યા, રાજદરબારે અને જનતાના કલેજાનાં આદર પામી, 'જીવન' શી ચીજ છે એ શીખવ્યું !

જગપ્રસિદ્ધ દ્વારકા નગરી નજીક વરવાળા ગામમાં સ્વ. ગીરધરદાસ જેઠાભાઈનો જન્મ સંવત ૧૯૧૪ ના શ્રાવણ માસમાં થયો હતો.

માતાપિતા ગરીબ હતા. વધુ અભ્યાસ પરવડે તેમ ન્હોતો. સંવત ૧૯૩૫ માં તેમણે મુંબઈ બંદરમાં પગ મુક્યો. ટુંકા પગારની એક નોકરી મળી ગઈ પણ પુરૂષાર્થની પ્રતિભા ક્યાંઈ છુપાઈ શકી છે ? તેમના પુરૂષાર્થની કીંમત થઈ, શેઠે તેમને ભાગીદાર બનાવ્યા. સ્વ. ગીરધરદાસભાઈના પુરૂષાર્થી આત્માએ એ ભાગીદારી દીપાવી. ધન મેળવ્યું અને મેળવી આપ્યું.

જેના હૃદયમાં ભુતકાળની ગરીબીનાં ભણકારાં સદા ગાજતા હતાં. એવા ગીરધરભાઈએ ગરીબોને છુટે હાથે મદદ કરવા માંડી. ભયંકર એવા છપ્પનિયામાં તેમણે ત્રણ હજારની સખાવત કરી અને ભરૂચ તેમજ સુરતથી ઘાસ મંગાવી પુરૂં પાડ્યું. સંવત ૧૯૬૦ માં ગાયકવાડ સરકારને નામે બે સ્કોલરશીપો વિદ્યાભ્યાસ માટે શરૂ કરી. આ ઉપરાંત કેળવણી માટેની તેમની છુટક છુટક સખાવતો ચાલુજ રહેતી. કોઈ વિદ્યાર્થી તેમને બારણેથી નિરાશ વદને પાછો ન ફરતો, કોઈ બેકાર તેમને આંગણેથી વિષાદભર્યા ચહેરે ન નીકળતો, દ્વારકાની બોર્ડિંગ પણ સ્વ. ગીરધરભાઈના પરિશ્રમનું ફળ છે. તેમાં તેમની સખાવત મોટી છે.

સંવત ૧૯૬૪ માં વરવાળામાં તેમને માનપત્ર અપાયું, ત્યારે જવાબમાં તેમણે નવી પાંચ સ્કોલરશિપો જાહેર કરી હતી. શ્રીમદ્ શંકરાચાર્યે તેમને 'સુનીતિ ભાસ્કર'નું બહુમુલું પદ આપ્યું હતું. સરકારે જે. પી. બનાવ્યા હતા, મુંબઈના દેશી કાપડ વેપારી મંડળના પાંચ વર્ષ સુધીની મંત્રી તરીકેની તેમની સેવા અતિ નોંધનીય ગણાઈ છે.

ઈ. સ. ૧૯૧૭ એપ્રિલ માસની ૯ મી તારીખે તેમનું અવસાન થયું. ત્યારે તેમના વીલમાં પણ મોટી સખાવતો તેઓ જાહેર કરતા ગયા. મુંબઈ અગર મલાડમાં સેનિટોરીયમ માટે પચીસ હજાર રૂપિયા આપવાના જાહેર કર્યા, તેનો પ્રથમ લાભ લોહાણા જ્ઞાતિનો સુચવાયો છે. દ્વારકાના અન્નક્ષેત્રમાં વ્યાજના ઉપયોગ માટે દસ હજાર વધાર્યા, ૭ હજાર હાલાઈ લોહાણા વિદ્યોતેજક મંડળને અર્પણ કર્યા, પુસ્તકો માટે પાંચ હજાર યુનીવર્સીટીમાં વધારાની ભાષામાં ઉંચે નંબરે પાસ થાય તે વિદ્યાર્થીને વ્યાજમાંથી સ્કોલરશિપ આપવા, પંદરસો રૂપિયા દ્વારકાની ગાયકવાડ સ્કોલરશિપમાં વધાર્યા, એક હજાર સંસ્કૃતમાં ઉંચે નંબરે પાસ થનાર સારસ્વત વિદ્યાર્થીને સ્કોલરશિપ આપવાના ઉપયોગ માટે. આવી તો અનેક સખાવતો તેમની જાહેર ઉપરાંત ગુપ્ત છે.

સ્વ. ગીરધરભાઈએ ગરીબીમાંથી ધન મેળવી જાણ્યું, અને ખર્ચી પણ જાણ્યું.

## સાક્ષાત સાહિત્ય સમા

# સ્વ. મૂળજી નથુ પાંધી

સ્વ. મુળજીભાઈનું આખું જીવન સાહિત્યમય છે. જાણે મુળજીભાઈ એટલે સાક્ષાત સાહિત્ય. તેમના જીવનના તાણાવાણા સાથે વિદ્વતા સંકળાઈ ગઈ હતી એવું ગૌરવવંતુ જીવન તેઓ જીવ્યા હતા.

તેમનો જન્મ સંવત ૧૯૧૫ ના માગશર શુદ ૩ નાં રોજ કચ્છ દેશળપુરમાં થયો હતો. ત્રણ વર્ષની ઉંમરે માતા પિતા ગભરૂ બાળકને છોડી સ્વર્ગે સંચર્યા હતા. આ શીળી છાંય ગુમાવી અનાથ બનવા છતાં તેઓ મેટ્રીકનો અભ્યાસ કરી શકયા. સંસ્કૃત પર અજબ કાબુ મેળવ્યો, અને સંસ્કૃત સાહિત્યનો ગાઢ પરિચય સાધ્યો હતો.

તેઓ થીઓસોફીકલ સોસાયટીમાં જોડાયા હતા. આર્યસમાજ, પ્રાર્થના સમાજમાં પણ ભાગ લેતા હતા. આ ઉપરાંત જ્ઞાતિસેવાના ક્ષેત્રમાં પણ ફાળો આપતા હતા. જ્ઞાતિની સુધારણા કાજે તેમણે ઘણા અગત્યના લેખો લખ્યા હતા.

આવું વિદ્વતામય જીવન જીવીને સંવત ૧૯૬૫ ના કારતક વદ ૭ રવીવારે તેમણે દેહ છોડયો.

## ઈન્સાફના સાથીદાર

# સ્વ. શેઠ નારાયણજી ઇબજી

લોહાણા જ્ઞાતિની રત્નગર્ભા સમી 'ઉચ્ચ કેળવણી લોહાણા બોર્ડિંગ–મુંબઈ' ની સાથે જેમનું નામ જોડાયલું છે, તે પુણ્ય પુરૂષ શેઠ નારાયણજી ઇબજી કચ્છ અંજાર પ્રદેશના વાગુરાના વતની હતા.

ત્રણ વર્ષની બાલ્યવયમાં પિતા સ્વર્ગે સંચરવાને કારણે કુટુંબનો બધો બોજો માતાપર આવી પડયો હતો. સંસ્કારી સુશીલ માતાએ બન્ને ભાઈઓ સ્વ. નારણજી અને સ્વ. રામજીભાઈને પોતાના આત્માની કેળવણી આપી સંસ્કારી બનાવી ધંધે લગાડયા હતા.

ઉમર અતિ નાની હતી, ટુંકા પગારની નોકરી મળી. પરંતુ પુરૂષાર્થ નિષ્ફળ નીવડતો નથી. સ્વ. જેઠા ધનજી સાથે તેમણે ભાગીદારી સાધી, દલાલીના એ ધંધામાં તેમનું નસીબ ખુલ્લી ગયું.

સ્વ. નારાયણજીભાઈ શકિતસભર જીવન જીવી જાણ્યા. જ્ઞાતિનાં નાના મોટા દરેક પ્રશ્નમાં તેમનો સાથ હોયજ, જ્ઞાતિજનોને તેમની સલાહ–સુચનાઓ કીંમતી થઈ પડતી. જ્ઞાતિ પટેલોને હાથે કોઈને જરાપણ અન્યાય થયેલો જણાતાં તેઓ તેમની સાથે ઝગડીને પણ ઇન્સાફનું ત્રાજવું સરખું કરતાં, એવા એ ગરીબોના બેલી હતા. ગુપ્તદાન તેમને મન પરમ દાન હતું. તેમના વડીલ બંધુ રામજીભાઈમાં પણ એજ ગુણો ખીલ્યા હતા.

સંવત ૧૯૬૩ માં શેઠ નારાયણજી ઇબજીનું દુઃખદ અવસાન થયું.

સ્વ. રામજીભાઈનાં સુપુત્રો ગોપાળજીભાઈ અને વલ્લભજીભાઈએ પણ પીતા અને કાકાનો સેવા વારસો લીધો. ગોપાળજીભાઈએ તો એવીજ ઉજવળ કારકિર્દિ વચ્ચે જીવન સંકેલી લીધું છે.

શ્રી. વલ્લભજીભાઈએ આજે એ સેવાદિપને સદાકાળ જાગતો રાખ્યો છે.

તેમના આ ભત્રિજાઓએ ઈ. સ. ૧૯૧૦ માં મળેલી પરિષદ વખતે રૂપિયા ત્રીસ હજાર આપીને મુંબઈમાં ઉચ્ચ કેળવણી બોર્ડિંગ શરૂ કરાવી હતી. તે બોર્ડિંગના ઉત્કર્ષમાં શ્રી. વલ્લભભાઈનો પણ ફાળો રહ્યો છે.

 મશહુર સખાવતી 

# સ્વ. શેઠ નથુભાઇ ગોવિંદજી

કચ્છના અબડાસા તાલુકાના સાંધાણુ ગામમાં ઇ. સ. ૧૮૫૦ માં સ્વ. શેઠ નથુભાઇનો જન્મ થયો હતો.

કુટુંબની સ્થિતિ સારી ન્હોતી, એટલે ખપપુરતો અભ્યાસ કરી મુંબઇ આવ્યા. અને નોકરીમાં જોડાયા.

પણ પુરૂષાર્થીઓને નસીબે મોટે ભાગે 'નોકરી' હોતી નથી, તેઓએ ભાગીદારીમાં કરીયાણાની એક દુકાન શરૂ કરી, તે પછી રંગના વ્યાપારમાં પડયા, એ ધંધાએ તેમને યારી આપી.

તેમની સખાવતોની યાદી લાંબી લાંબી છે. અનેક સ્થળે છુટે હાથે તેમણે નાણાંની થેલીઓ અર્પણ કરી છે. ધર્મશાળાઓ, વાડીઓ, મંદિરો, સદાવ્રતો અને કેળવણી પાછળ તેમણે લાખો રૂપિયા વેર્યા છે.

ઇ. સ. ૧૯૦૪ માં તેમનું અવસાન થયું. તેમની પાછળ તેમના પત્નિએ પણ અથાગ દાનપ્રવાહ વહાવ્યો.

 

# સ્વ. શેઠ ગોરધનદાસ ગોવિંદજી

## અઠંગ વ્યાપારી, બાહોશ નરવીર

 અથાક કાર્યકર 

મુંબઇની મંગળદાસ મારકીટમાં 'ગોવિંદજી ભાણજીની ગલી' નો સીક્કો પડાવી જનાર શેઠ ગોવિંદજી ભાણજીને ત્યાં સવંત ૧૯૨૨ ના જેઠ શુદ ૭ ના રોજ એક પુત્ર રત્નનો જન્મ થયો.

એ પુત્રને જન્મ આપી, થોડાજ મહીનામાં માતા અવસાન પામી, બાળકની ત્રણ વર્ષની ઉંમરે પિતાએ પણ પરલોકગમન કર્યું. માતાપિતા-વિહોણા આ બાળકે જરૂર પુરતો અભ્યાસ કરી પિતાનો ધંધો સંભાળી લીધો.

આ બાળકે કેટલાક વર્ષ વીતતાં એક અઠંગ વ્યાપારી, દયાળુ દાનેશ્વરી, બાહોશ નરવીર, અથાક કાર્યકર તરીકે નામના કાઢી અને 'ગોરધનદાસ ગોવિંદજીના નામની છાપ સર્વત્ર પડવા માંડી.

ધનના ભંડાર હોવા છતાં એને એનો મદ ન્હોતો. એની નમ્રતા, મીઠાશ, અને સૌજન્યતા સર્વત્ર શાંતિ પ્રસરાવતી હતી.

ગરીબ વિદ્યાર્થીઓને મદદ, જ્ઞાતિબંધુઓને સહાય અને દાનપુણ્યમાં એમને લક્ષ્મી વહેતી મૂકી દીધી.

ઠાકુરદ્વાર પરની મહાજનવાડીમાં પોતે આઠ હજાર આપી, ચોતરફથી ત્રીસ હજારની રકમ લાવી આપનાર એજ હતા, માધવપુરનાં બોર્ડિંગ માટે પાંચ હજાર પોતે આપી, તેની સ્થાપનામાં મોટો હીસ્સો આપનાર એજ હતા, ભાવનગર પરિષદ વખતે આઠ હજારની સખાવત કરનાર એજ હતા, માંડવી પરિષદ્દ વખતે એક હજાર આપનાર એજ હતા, તેમની સખાવતોની લાંબી યાદી બને એમ છે.

ભાવનગરમાં મળેલા જ્ઞાતિ પરિષદ્દના ચોથા અધિવેશનના પ્રમુખ તરીકે તેમણે લીધેલો પરિશ્રમ નજ ભુલાય, મુંબઇ હાલાઇ લોહાણા મહાજનના પ્રમુખ તરીકે સતત ૧૯ વર્ષ અને ટ્રસ્ટી તરીકે ૨૦ વર્ષ તેમણે ઉત્તમ સેવા બજાવી હતી. એ ઉપરાંત સંખ્યાબંધ સંસ્થાઓના તેઓ ટ્રસ્ટી હતા.

આ વીરલ આત્માનું અવસાન સંવત ૧૯૮૮ ના વૈશાખ વદી ૨ ના રોજ થયું, અને જ્ઞાતિ જગતનો એક ચમકતો સીતારો ખરી પડયો!



# જીવનસંગ્રામનો વીરલ લડવૈયો

# સ્વ. શેઠ અર્જુન ખીમજી

આપણી પરીકથાઓ કલ્પનાના આભમાંથી ભલે ખરી પડી હોય, પણ જીવતા જાગતા જગતમાં ઘણી વખત પરીકથાઓ સર્જાય છે. એક નાના છોકરાને પરી રાણીએ કંઈક રત્ન આપ્યું, એ રત્નને પરિણામે છોકરો લાખોપતિ બની ગયો, એવું એવું આપણી પરીકથાઓમાં વાંચીએ છીએ.

જેણે હજુ નિશાળનો કક્કો પણ પુરો ઘુંટયો ન્હોતો, જેણે હજુ જગત જાણ્યું ન્હોતુ, એના હોઠપરથી માતાનું ધાવણ પણ સુકાયું ન્હોતું એવા બાર વર્ષની ઉમરના એક બાળકે એક વેપારીને ત્યાં નોકરી નોંધાવી.

બાર, તેર, ચૌદ, પંદર એમ એક પછી એક વધુ ને વધુ વર્ષની ઉમર એ બાળક મેળવતો જતો હતો, આટલા વર્ષની નોકરી પછી એને 'સ્વતંત્ર' વેપારી થવાના કોડ જાગ્યા. અને સોળ વર્ષની ઉમરના એ કીશોરે હરડા અને ગુંદરનો વેપાર શરૂ કર્યો.

આ કીશોર તે સ્વ. શેઠ અર્જુન ખીમજી, જેમનો જન્મ સવત ૧૯૨૬ ના વૈશાખ માસમાં થયો હતો.

સોળ વર્ષના આ ઉગતા વ્યાપારીએ અતિ ચપળતાથી વ્યાપાર ખેડવા મંડયો, માર્ગમાં મુશ્કેલીઓનો કોઇ પાર ન્હોતો, અનેક ડરામણો તેને ડરાવી રહી હતી, અકળાવી રહી, મુંઝાવી રહી હતી. પણ એ હીંમત ન હાર્યો.

સંવત ૧૯૫૨ માં એક મિત્ર સાથે ભાગીદારી કરી, એ. કે. માર્કાના હરડા ઠેઠ યુરોપના ઝાંપા સુધી પહોંચતા હતા. અને હરડાની ખરીદી માટે તેમના પ્રતિનિધિઓ ભારતવર્ષના ખુણે ખુણામાં ઘુમતા હતા. એના પ્રબળ પુરૂષાર્થનું એ પરિણામ હતું.

જેણે જીવનનું પ્રભાત ભારે પુરૂષાર્થ વચ્ચે વિતાવ્યું હતું, એવા સ્વ. શેઠ અર્જુન ખીમજીની સાડત્રીસ વર્ષની ઉંમરે વીજળીનો કડાકો થયો, તેમનાં પત્નિનું અકાળ અવસાન થયું.

પૈસો હતો, સમૃદ્ધિ હતી, સુખ અને સાહ્યબી હતી, સગાંઓએ આગ્રહ કર્યો કે 'અર્જુનભાઇ આમ જીંદગી કેમ વીતશે?' પણ અર્જુનભાઇ એકના બે ન થયા. તેમણે જીંદગી એમજ વીતાવી.

વ્યાપારીઓમાં પણ અર્જુનભાઈની ગણના અગત્યની હતી. ઘણી વ્યાપારી સંસ્થામાં તેમના 'મગજ'ની કીંમત હતી. 'રણછોડદાસ ચત્રભુજ કચ્છી લોહાણા બાળાશ્રમ, 'ઉચ્ચ કેળવણી બોર્ડિંગ; સાકરભાઇ સહાયકારી ફંડ, શેઠ ચંદારામજી સસ્તા ભાડાની ચાલ, વગેરે અનેક સંસ્થાના બાહોશ ટ્રસ્ટી હતા.

ઉપરાંત તેમની સખાવત હજારોની હતી, તેમનાં અવસાન પછી પચ્ચીસ હજારની સખાવત તેમના સ્મરણાર્થે થઇ હતી.

## 'પરીકથાનું પાત્ર'



જેણે હજુ નિશાળનો કક્કો પણ પુરો ઘૂંટયો નહોતો, જેણે હજુ જગત જાણ્યું ન્હોતું, એના હોઠ પરથી માતાનું ધાવણ પણ સુકાયું ન્હોતું. એવા બાર વર્ષના બાળકે એક વેપારીને ત્યાં નોકરી નોંધાવી. સોળ વર્ષની ઉંમરે વ્યાપારી બન્યો.........અને પછી તો એ જીવન સંગ્રામનો વીરલ લડવૈયો નીવડયો.

# સ્વ. શેઠ અમરશી કાનજી

**સ્વ.** શેઠ અમરશી કાનજી સામાણીના વડીલો એ ત્રણ પેઢીથી કલ્યાણીમાં આવી વસ્યા હતા અને કાપડના ધંધામાં પડયા હતા, અમરશીભાઇનો જન્મ ભીમડીમાં સંવત ૧૯૨૬ માં થયો હતો.

માતા માત્ર બાર વર્ષની વયના અમરશીભાઇને મુકી અવસાન પામેલાં. જરૂર પુરતો ગુજરાતી અભ્યાસ કરી પિતાના વેપારમાં અમરશીભાઇ જોડાઇ ગયા. સંવંત ૧૯૪૯ માં મુંબઇ આવ્યા. નોકરીમાં રહ્યા. તે પછી સ્વતંત્ર ધંધો શરૂ કર્યો. થોડા વખતમાં તો મુળજી જેઠા મારકીટમાં 'ફેન્સી ચેક' ના રાજા તરીકે નામના કાઢી, પ્રબળ પુરુષાર્થી તરીકે પૂજાવા લાગ્યા. ઉપરાંત સંવત ૧૯૬૭ માં એલ્ફીસ્ટન મીલના કાપડની એજન્સી તેમણે મેળવી હતી.

**સોટી ભરનાર**

**માંથી લખેસરી થનાર આ બંધુએલડાએ જ્ઞાતિ ચરણે તન, મન, અને ધન અર્પ્યું !**

સ્વ. અમરશીભાઇનો આત્મા કેટલો ઉચ્ચ હતો, તેનો દાખલો તેમણે પુત્રપ્રાપ્તિની ઝંખના હોવા છતાં બીજી પત્નિ ન કરી તેમાંથીજ મળી રહે છે.

તેમને દ્વારેથી કોઇ પણ વિદ્યાર્થી નીરાશ થયો નથી, નોકરોને પગારથી દોઢા બોનસ આપનાર અમરશીભાઇ જેવા શેઠો પણ મુળજી જેઠા મારકીટમાં જોયા કે જાણ્યા નથી.

તેમની સખાવત પણ નાની નથી, 'મુંબઇ હાલાઇ લોહાણા બાળાશ્રમ, સાથે તેમનું નામ જોડાયલું છે. રૂપિયા એકવીસ હજારની નાદર રકમની ભેટ તેમણે બાળાશ્રમને કરી હતી.

એક વખતની પંઢરપુરની જાત્રા વખતે ત્યાંના જાત્રાળુઓને ઉતારા માટે પડતી હાડમારી નિહાળી તરતજ નિશ્ચય કરી, એજ ઘડીએ તેમણે બારસો વાર જમીન ખરીદી તેમાં સાંઇઠ હજારના ખર્ચે 'વિશ્રામ સ્થાન' નામે ભવ્ય ધર્મશાળા બંધાવી છે. એનો એક ભાગ હિંદુઓ માટે અને બીજો કોઇ પણ કોમ માટે સદા સર્વદા ખુલ્લો રહે છે.

આવા વીરલ આત્માની સંવત ૧૯૭૭ માં ખોટ પડી. તેમની યાદી જ્ઞાતિ શે ભુલશે ?

# સ્વ. શેઠ મોરારજી કાનજી

**સ્વ.** શેઠ મોરારજી કાનજીનો જન્મ સંવત ૧૯૩૩ ના વૈશાખ શુદ ૬ ને ગુરૂવાર ના વારના દિને દેથાઇદાવલામાં થયો હતો.

સાધારણ અભ્યાસ પછી મુંબઇ આવી કાપડ બજારની એક દુકાનમાં નોકરી પર ચડયા હતા, તે દુકાનમાં સોટી ભરનારા સાધારણ માનવીથી માંડી સેલ્સમેન સુધીની પ્રગતિ કર્યા પછી તેમણે પોતાની દુકાન સ્થાપી હતી. તેમાં સંપૂર્ણ યશ પ્રાપ્ત કર્યો હતો, ને અઢળક ધન પ્રાપ્તી કરી હતી.

સ્વ. મોરારજીભાઇની જ્ઞાતિ ધગશ પ્રસંશાને પાત્ર હતી, તેમની સેવા પણ નોંધનિય હતી. મુંબઇ હાલાઇ લોહાણા મહાજન ના ઉપપ્રમુખ અને પછી પ્રમુખ તરીકેની તેમની સેવાઓ યાદગાર રહેશે. તેમણે ઘણી વખત બે પક્ષોના તુટેલા હ્રદયના તારોને સાંધી આપવામાં સફળતા પ્રાપ્ત કરી જાણી હતી. ઉપરાંત અનેક સંસ્થાના તેઓ ટ્રસ્ટી હતા.

હાલાઇ લોહાણા બાળાશ્રમમાં સ્વર્ગસ્થે મોટી રકમની ભેટ કરી હતી. ઉપરાંત પોતાની બધી મિલ્કત તેમણે મહાજનશ્રીને અર્પણ કરેલી છે.

એમની બુદ્ધિમત્તા, અને સંસ્કાર માટે આજે અનેક જીભો તેમને યાદ કરી રહી છે.

સંવત ૧૮૮૯ ના જેઠ ૧૫ ને ગુરૂવારે તેમનું અવસાન થતાં જ્ઞાતિએ તેમની પાછળ આંસું સાર્યાં.

## સ્વ. શેઠ તુલસીદાસ કુંવરજી

સ્વ. શેઠ તુલસીદાસ કુંવરજી કચ્છ તુણાના વતની હતા. અભ્યાસ પછી અઢાર વર્ષની ઉંમરે તેઓ મુંબઇમાં નસીબ અજમાવવા આવ્યા. શરૂઆતની પંદર રૂપિયાના પગારની એક નોકરીમાંથી ઉત્તરોત્તર પ્રગતિ કર્યા બાદ તેમણે રૂનો સ્વતંત્ર ધંધો ખેડયો હતો. આ ધંધાએ તેમને યારી આપી.

સ્વ. શેઠ તુલસીદાસ કુંવરજીનું હૈયું સદાય દયા અને દાન પ્રત્યે વળેલું રહેતું. અનેક ગુપ્ત સખાવતો ઉપરાંત ૫૦ થી ૬૦ હજારની તેમની પરચુરણ સખાવત કહેવાય છે. મઝગાંવના કચ્છી લોહાણા નિવાસ ગૃહમાં તેમણે રૂ. પીસ્તાલીસ હજારની સખાવત કરી હતી. હમણાંજ તેમના ટ્રસ્ટમાંથી ભરૂચ સેવાશ્રમને રૂ. વીસ હજારની સખાવત જાહેર કરી છે.

આવા આ સખાવતી પુરૂષ સંવત ૧૯૯૦ ના ભાદરવા વદી ૧૧ ના રોજ અવસાન પામ્યા.

## સ્વ. રાધાબાઇ

પતિના અવસાન પછી મિલ્કતને કેદ ન કરતાં તેના સ્મરણાર્થે શુભ કાર્યોમાં વહેરી દેનાર અનેક સુપુત્રીઓ જ્ઞાતિનૈયાંને સાંપડી છે, તેમાંનાં એક સ્વ. રાધાબાઇ હતાં.

સ્વ. શેઠ તુલસીદાસ કુંવરજીના તે વિધવા હતાં. તેમનો જન્મ મલબારના કાલીકટમાં થયો હતો.

તેમણે પતિની પાછળ જ્યાં જ્યાં યોગ્ય લાગ્યું ત્યાં ત્યાં લક્ષ્મી વહેવડાવી. ઘાટકોપરમાં એંસી હજારના ખર્ચે 'તુલસીદાસ કુંવરજી લોહાણા સેનેટેરિયમ' સ્થાપ્યું, સર હરકીશનદાસ હોસ્પીટલમાં પચાસ હજાર રૂપિયાની સખાવત કરી, ઘાટકોપરના પાંજરાપોળમાં અગિયાર હજાર રૂપિયા ભેટ આપ્યા, કચ્છી લોહાણા સ્વયંસેવક મંડળ હસ્તક 'તુલસીદાસ કુંવરજી ફરતું પુસ્તકાલય' પાંચ હજાર રૂપિયાને ખર્ચે શરૂ કરાવ્યું, અંજારનું બીલ્ડીંગ જ્ઞાતિ ચરણે મુક્યું. આ ઉપરાંત જુદી જુદી જ્ઞાતિસંસ્થાઓમાં તેમણે એક લાખ પચાસ હજાર જેટલી રકમ ભેટ કરી છે. તેમની કુલ સખાવત ત્રણ લાખ કરતાંય વધુ હશે.

જ્ઞાતિના આવા ભાવનાશાળી સુપુત્રી સંવત ૧૯૯૪ ના કાર્તિક શુદ ૨ ના રોજ પચાસ વરસની વયે અવસાન પામ્યા.

### આ દંપતી

**એ લાખો રૂપિયાનો દાનપ્રવાહ વહેતો કરી જનસેવાની ઝંખના કરી.**

## સ્વ. શેઠ ડોસા જીવણ

પોતાની બધી મિલ્કત જ્ઞાતિને ચરણે અર્પણ કરી અમર નામના પ્રાપ્ત કરનાર શેઠ ડોસા જીવનનો જન્મ સંવત ૧૮૯૭ માં થયો હતો.

આપબળે તેમણે ધન મેળવ્યું હતું. અને તેનો સદ્‌ઉપયોગ કર્યો હતો. તેમના વતન જામનગરમાં તેમણે સ્થાપેલી 'લોહાણા બોર્ડિંગ' આજે ચોત્રીસ વરસથી સખ્યાબંધ વિદ્યાર્થીઓને કેળવણીનાં અમી પાઇ રહી છે. એ બોર્ડિંગ તેમનું સ્મારક છે.

ઉપરાંત તેમની સખાવતો પણ અતિ મોટી છે. મુંબઇમાં નવી હનુમાનગલીનો તેમનો વિશાળ માળો બોર્ડિંગ તેમજ બીજી મદદો માટે ટ્રસ્ટને સોંપી દીધો છે. આ મદદથી સેંકડો ગરીબોના આશિર્વાદ સ્વર્ગસ્થના આત્માને મળી રહ્યા હશે.

આવા પરગજુ આત્માનું સંવત ૧૯૭૧ ના કારતક વદ અમાસને દિને અવસાન થયું.

# સ્વ. શેઠ ગોપાળજી રામજી

## લોહાણા જ્ઞાતિના પ્રેરક પુરુષ

એ પહાડી શરીર, ભવ્ય ચહેરો અને પડછંદ અવાજનાં આજેય ભણકારા વાગે છે. સંસ્કારની સાક્ષાત મૂર્તિ સમા, સ્નેહની પ્રતિમા સરીખા, ઉત્સાહ, ઉમંગ, અને ઉત્કટતાના આબેહુબ અવતાર જેવા, કાર્યદક્ષતાની જલતી જ્યોત જેવા, એ સ્વ. ગોપાળજી રામજીનું પ્રતાપી જીવન પામીને પુણ્યશાળી કરે એવુ હતું.

મુંબઈની અનેક સંસ્થાઓમાં તેમનો તન, મન અને ધનનો ફાળો હતો. અનેક વ્યકિતના સંસ્કાર જીવનના એ ઘડવૈયા હતા અને અનેક આશિષદાયી પ્રવૃત્તિના એ સ્થાપક અને સંચાલક હતા.

મિત્રમંડળને ડરાવી ડરાવીને પણ એમણે સ્નેહ મેળવ્યો હતો. એવા એ અનેક ગુણોની ખાણ હતા.

તેમનો જન્મ કચ્છ મુદ્રાના વાઘેરા ગામમાં સંવત ૧૯૨૯ માં થયો હતો. તેમના વડીલો વર્ષો જુના મુંબઈના વતની બન્યા હતા.

અભ્યાસ પછી તેઓ વડીલોના વ્યાપારમાં પડ્યા, તે પછી પોતાનો સ્વતંત્ર રૂનો વ્યાપાર શરૂ કર્યો હતો. આ વ્યાપારે અનેક વખત તાંડવલીલા આદરી હતી, અનેક વખત સ્વ. ગોપાળજીભાઈને 'જાકારો' દેવાના પ્રયત્ન કર્યા હતા, પણ તેમણે તો તેમનું જીવન વ્હેણ ન પલટયું. આકરામાં આકરી પરિસ્થિતિમાંય એ ધીર યોધ્ધો સદાય હસતો રહ્યો, જીવનપ્રવૃત્તિમાં સદાય ગુલતાન રહ્યો.

જ્ઞાતિની ઝંખનાથી તો એનું હૃદય સદાય ઉભરાયલું રહેતું. દરેક પરિષદોમાં, સંમેલનોમાં, સભાઓમાં અને મંડળોની કાર્યવાહીમાં સ્વ. ગોપાલજીભાઈની હાજરી તરી આવતી. તેમનો રમુજી સ્વભાવ સૌને પુલકીત કરતો. જે જે સંસ્થામાં તેમણે સેવા આપી ત્યાં ત્યાં તેમણે સંસ્થાની નાનામાં નાની બાબતમાં પણ ઝીણવટભરી સંભાળ રાખી હતી.

તેમનું હૃદય દયાળુ હતું, અનેક ગરીબ જ્ઞાતિબંધુઓ તેમને આંગણેથી મદદ મેળવતા, અનેક વિદ્યાર્થીઓને સ્કોલરશિપો આપતા હતા. આજે એ વિદ્યાર્થીઓ સમાજમાં ગૌરવભર્યું સ્થાન પ્રાપ્ત કરી તેમને દીલની દુવા દે છે.

ધંધાની સદાયની ઉપાધી અને પ્રવૃત્તિની વિશાળતા છતાં સાહિત્યના તેઓ અભ્યાસ હતા, કવિ નાનાલાલથી માંડીને અનેક સાહિત્યકારો તેમના મિત્રો હતા. અને સૌને તેમની મીઠી છાંય હતી.

તેમની ખાનગી સખાવતો ઉપરાંત જાહેર સખાવતોની યાદી પણ અતી લાંબી છે. કચ્છ માંડવીની પરિષદ વખતે તેમણે જુદા જુદા ફંડમાં રૂપિયા ચોપન હજાર ભર્યા હતા. અને કચ્છ જનરલ ફંડમાં રૂપિયા પચીસ હજારની રકમ આપી હતી. આ ઉપરાંત પાંચ હજાર રૂપિયા જુદી જુદી બોર્ડીંગમાં તેમની મદદ છે. વીસ હજાર કચ્છ અંજાર ઉદ્યોગશાળામાં તેમની સહાય છે. એ સિવાય સંવત ૧૯૭૪ માં ૩૧ હજાર, ૧૯૭૫ માં ૧૧ હજાર અને ૧૯૭૬ માં ૮ હજાર રૂપિયાની રકમ તેમણે જ્ઞાતિના, સમાજના અને રાષ્ટ્રના ફંડમાં ભરી હતી. તેમાં જલીયાનવાળા બાગ ફંડ, તીલક સ્વરાજ ફંડ, ખીલાફત ફંડ વગેરેમાં મોટી રકમો ભરેલી છે.

આજની આપણી રત્નગર્ભા સંસ્થા–મુંબઈની ઉચ્ચ કેળવણી બોર્ડીંગની સ્થાપનામાં અને સંચાલનમાં સ્વ. ગોપાળજીભાઈનો સૌથી વિશેષ હિસ્સો હતો. તેમના કાકા સ્વ. શેઠ ના. ધ. ના નામે રૂપિયા ત્રીસ હજારની રકમ તેમના ભાઈ શ્રી. વલ્લભજી રામજી સાથે મળીને આપી હતી.

આવી સખાવતશુર, સદાય તન, મન ધનથી જ્ઞાતિ સેવામાં રચી પચી રહેતી વ્યકિતઓ આજે વીરલ છે. સ્વ. ગોપાળજીભાઈ પોતાની જીવન સૌરભ ચોતરફ પ્રસરાવી જ્ઞાતિની ઉજવળ કીતાબમાં સુવર્ણાક્ષરે નામ કોતરાવી સંવત ૧૯૮૭ માં ચિરશાંતિમાં પોઢયા.

......છતાંય હજુ તેઓ જીવે છે.

## સ્વ. શેઠ ખેરાજ ઓધાભાઈ

**પો**રબંદર પાસેના મેઢવાડામાં તેમનો જન્મ સંવત ૧૯૩૦ ના કાર્તિક શુદ ૧૧ ના રોજ થયો હતો. પિતા મેઢવાડામાં માનનિય પુરૂષ તરીકે પૂજાતા. પંદર વર્ષના બાળક ખેરાજભાઈને મુકી તેઓ અવસાન પામ્યા.

પંદર વર્ષના આ બાળકે વેપાર ખેડયો. પણ ચડ્યો અવળા ફર્યા–ઉછીના પૈસે ખોટ ચુકવી તેઓ પોરબંદરના એક પથ્થરના વેપારીને ત્યાં દસ રૂપિયાના પગારે નોકરી રહ્યા. દુકાનની એક શાખા સુરત હતી. ખેરાજભાઈને વહાણ ભરી સુરત મોકલ્યા. સુરતની શાખામાં એ સૌના પ્રિય થઈ પડયા. દેશમાં ખરચી મોકલતા મોકલતા આ ટુંક પગારમાંથી તેમણે કરજ તો ફીટાડયું, પરંતુ તેમનું હૃદય ગગનગામી હતું.

શેઠે મુંબઈની પેઢીમાં મોકલ્યા. આ શેઠની પાંચ વર્ષની નોકરીમાં સાંઠ સુધીના પગારે તેઓ પહોંચ્યા પછી મુંબઈમાં એક બીજાની ભાગીદારીમાં શાહબાદી પથ્થરની એજન્સી લીધી. ને પછી તેમણે સ્વતંત્ર દુકાન કરી.

## સ્વ. શેઠ ત્રિકમદાસ રવજી

**સ્વ.** ત્રિકમદાસ રવજી એક અઠંગ વ્યાપારી હતા, તેમના હૃદયમાં જ્ઞાતિપ્રેમ સદાય જાગતો રહેતો.

સંવત ૧૯૩૦ ની સાલમાં મુંબઈમાં એક પોરબંદરી કુટુંબમાં તેમનો જન્મ થયો હતો.

જરૂર જોગા અભ્યાસ પછી તેમણે પોતાનો વ્યાપાર સંભાળ્યો હતો. અને તેમાં બાહોશી દાખવી

તેઓ ઓછું બોલતા, કાર્ય વધુ કરી જાણતા, જાહેર દાનો કરતાં તેમનાં ગુપ્તદાનો અનેકની સંખ્યામાં હોવાનું બોલાય છે.

પોરબંદર લોહાણા બોર્ડિંગ સાથે તેમનું નામ જોડાયલું છે. ભાવનગરની સુપ્રસિદ્ધ 'દક્ષિણામૂર્તિ'માં દસ હજાર રૂપિયાને ખર્ચે એક મકાન બંધાવી આપ્યું હતું.

ધનનો તેમણે સદ્‌વ્યય કર્યો હતો. અનેક ફંડફાળામાં તેમનો અગત્યનો હિસ્સો હતો.

સંવત ૧૯૮૬ ના મહા શુદ ૧૧ ના રોજ તેમનું અવસાન થયું, તેમના સુપુત્ર શ્રી. જમનાદાસભાઈ આજે એજ વ્યાપારક્ષેત્ર ખેડે છે.

### ❋ દસ વર્ષના બાળનોકરે જીવન ઉજાળ્યું...............

## ❋ સ્વ૦ લવજી મેઘજી

જે. પી.

**સા**હસશુરી કચ્છી પ્રજા મુંબઈની રીતેજ કરાંચી જઈને વસી છે. તેમાં લોહાણા જ્ઞાતિનો વિશાળ સમુદાય છે. સ્વ. લવજીભાઈના પિતા પણ વ્યાપાર માટે કરાંચી જઈ વસેલા. લવજીભાઈનો જન્મ કરાંચીમાંજ સંવત ૧૯૩૦ ની સાલમાં થયો હતો. ત્યારે પિતાનો ધીકતો ધંધો ચાલતો હતો

પરંતુ કદીક કદીક કાળ રૂઠે છે. ત્યારે તે કોઈનો થતો નથી. સ્વ. લવજીભાઈની ૬–૭ વર્ષની વયમાં પિતાના વેપારમાં જબરી ખોટ આવી. પિતા હતી એટલી બધી મીલ્કત દેણદારોને સુપ્રત કરી–કરજ ફેડી બાળ લવજીભાઈને આંગળીએ લઈ મુંબઈ આવ્યા અને નોકરી શોધી.

આવા આ કાળમાં લવજીભાઈએ અભ્યાસ શરૂ કર્યો. પરંતુ પિતાની કારમી પરિસ્થિતિ તેને ડંખતી, તેમનું મન અભ્યાસે વળ્યું નહિ. થોડોક અભ્યાસ કરી માત્ર દસ વર્ષની વયે આઠ રૂપિયાના પગારે આ બાળકે નોકરી નોંધાવી.

બે ત્રણ વર્ષમાં આ બાળ નોકરે અજબ ચાતુર્ય પ્રાપ્ત કર્યું. સ્વ. કરમસી દામજી તેમના તરફ આકર્ષાયા અને પોતાની દીકરી સાથે તેનું ભાગ્ય જોડી પોતાની કુંફમાં લીધા.

સમય વીતતા સ્વ. લવજીભાઇ મહાન મુત્સદી, બાહોશ વ્યાપારી અને અઠંગ કાર્યદક્ષ વીરલી નામના પામ્યા. અનેક જોખમી કામો તેમને હાથે પાર ઉતર્યા. સન ૧૯૨૧ માં તો કોટન કોન્ટ્રાકટ બોર્ડના ડાયરેકટર તરીકે ગવર્નરની કાઉન્સીલે તેમની નીમણૂક કરી, તે પછી ઇસ્ટ ઇન્ડીયા કોટન એસોસિએશનના સ્વરૂપમાં પલટાતા, તેના ડીરેકટર તરીકે તેમની ચુંટણી થઇ.

અનેક સેવા સત્કાર્યોને કારણે બ્રિટીશ સરકારે સંવત ૧૯૧૮ માં તેમને 'જે. પી.' નો ખીતાબ બક્ષ્યો હતો. આ ખીતાબનો ઉપયોગ તેમણે ગરીબોના હીત ખાતરજ કર્યો છે. તેઓ 'ઓનરરી માજીસ્ટ્રેટ' નું બહુમૂલ્ય સ્થાન પણ પ્રાપ્ત કરી શકયા હતા.

તેમણે પિતતુલ્ય શ્વસરાની અનેક સત્કાર્યની ઇચ્છાઓ પાર પાડી હતી. પાચનડા મહાજન ઉપરાંત અનેક સંસ્થાના તેઓ ટ્રસ્ટી હતા. ચાલીસ વર્ષની તેમની સેવાજ્યોત અતિ ઉજવલ છે.

સ્વ. લાવજીભાઇના જીવન પર દ્રષ્ટિ ફેંકતા મસ્તક માનથી નમી પડે છે. એક ઓછું ભણેલો અને દસ વર્ષની ઉંમરે 'રોટલાની પીડામાં' ઝંપડાઇ જનારો ગભરૂ બાળક બુધ્ધી, ધીરજ, હીંમત અને સાહસથી માનભર્યું સ્થાન પ્રાપ્ત કરી શકયો. આવી ધન્ય જીંદગાની જીવી તે ૧૯૭૭ ના ડીસેમ્બરની ૨૬ મી તારીખે અવસાન પામ્યા.

## સ્વ. શેઠ માધવજી જેશંગ

સોહણા જ્ઞાતિના સ્મરણપટ પર જેમની છબી સદાય ચિતરાઇ રહેશે. એવા દાનવીર સ્વ. શેઠ માધવજી જેશિંગનો જન્મ દ્વારકા પાસેના વરવાળા ગામમાં થયો હતો.

ગુજરાતી પાંચ ધોરણનો અભ્યાસ કરીને બાવીસ વર્ષની વયે તેમણે મુંબઇમાં પગ મુકયો.

શરૂઆતમાં મહીને પચીસ રૂપિયા ઉપાડવા એ શરતે એક દુકાનમાં તેઓ ભાગીદાર બન્યા. એ દુકાનમાં સ્વર્ગસ્થ માધવજી શેઠે પુરુષાર્થનો પરચો કરાવ્યો અને દુકાનના નામના વધારી.

એ પછી કાપડની સ્વતંત્ર દુકાન કરી જે આજે પણ ચાલે છે.

વેપારીમંડળમાં સ્વ. માધવજી શેઠની ઉત્તમ ગણના હતી, તેમની સલાહ લેવાતી.

જ્ઞાતિસેવા તો તેમની રગેરગમાં વણાઇ ગઇ હતી. જ્ઞાતિસેવાની ઝંખના સદા તેમના હૃદય ઘેરાયલી રહેલી. તેમને આંગણેથી ગરીબ જ્ઞાતિબંધુ કે મદદ યાચતો વિદ્યાર્થી પાછો ન ફરતો. તેમના ગુપ્તદાનો કોણ જાણે કેટલાંય હશે?

સ્વ. માધવજીભાઇનું વ્યકિતત્વ પણ અજબ હતું. તેમના અવસાને જ્ઞાતિને પડેલી ખોટ કદી પુરાશે નહિ.

સંવત ૧૯૯૫ માં તેમનું અવસાન થયું. અને જ્ઞાતિને કાળજે કારી ઘા પડયો.

## સ્વ. શેઠ કેશવજી દામજી

તેમનો જન્મ સંવત ૧૯૩૫ ના જેઠ શુદ ૨ ના રોજ કચ્છ ગુંદીયારીમાં થયો હતો. પિતા મુંબઇમાં બારદાનનો વ્યાપાર કરતા. જરૂર પુરતા અભ્યાસ પછી તેમણે પણ પિતાના વ્યાપારમાં ઝંપલાવ્યું.

સ્વ. કેશવજીભાઇની સખાવતો બહોળી છે. ગુંદરીયા માં દવાખાનું, સદાવ્રત, કન્યાશાળા, મુંબઇ માંડવી લત્તાનું સુપ્રસિદ્ધ દવાખાનું, વગેરે તેમના સખાવતી હૃદયની સાક્ષી પુરી રહ્યા છે. માંડવી લત્તના તેમના નામથી ચાલતા દવાખાનાને તેમણે બત્રીસ હજાર રૂપિયાની ભેટ આપી છે. ૧૯૬૭ના દુકાળ વખતે વતનમાં તેમણે બાર હજાર રૂપિયા ખર્ચ્યા હતા, માંડવીમાં જુદે જુદે સ્થળે ત્રીસ હજાર આપ્યા હતા. અને મઝગાંવ નિવાસમાં દશ હજારની ભેટ કરી હતી.

કન્યા કેળવણી પ્રત્યે તેમને અત્યંત અનુરાગ હતો, ગુંદીયારી કન્યાશાળામાં હાજરી વધારવા અને કેળવણીનો બહોળો પ્રચાર કરવા તેઓ સ્લેટ, પેન, પુસ્તકો આપીને કન્યાઓને અભ્યાસ કરાવતા.

ઇ. સ. ૧૯૩૭ ના એપ્રીલ માસની ૧૭ મી તારીખે તેમનું અવસાન થયું.

## 'બીડીના બાદશાહ'



## સ્વ. શેઠ મૂળજી સીક્કા

સ્વ. મૂળજી સીકકાના નામનું સ્મરણ કરતાં મુંબઈમાં વીઠલભાઈ પટેલ રોડ પર આવેલું બાદશાહી 'સીક્કાનગર' દૃષ્ટિ સમક્ષ ખડું થાય છે. આધુનિક ઢબની સુંદર બાંધણીવાળા એ આલીશાન અને ઉંચા માળાઓ ખરેખર ભવ્ય અને ભભકર્યા છે. નાનકડા શહેર જેવા આ 'સીક્કાનગર' માં હજારો માનવીઓ વસવાટ કરે છે. એવા આ નગરના નગરપતિ એક લોહાણા છે, એ જાણી કોનું હૃદય ગર્વાંત ન બને?

સ્વ. મૂળજી શેઠ કોણ હતા? એ કોઈ મહારાજા ન્હોતા, રાજા ન્હોતા, ન્હોતા કોઈ જાગીરદાર, એતો હતા સામાન્ય ફેરીવાળામાંથી સ્વાશ્રયે લક્ષ્મીપતિ થનાર એક વ્યાપારી.

તેમનો જન્મ સંવત ૧૯૩૯ માં થયો હતો. તે વખતે તેમના પિતાની મુંબઈમાં એક પેઢી ચાલતી હતી. પણ બાળ મૂળજીભાઈને મૂકીને પિતા સ્વર્ગે સંચર્યા, પાછળથી તેમની પરિસ્થિતિ અતિ નાજુક બની ગઈ. ગરીબી આવી પડી. પરિણામે વધુ અભ્યાસ પણ થઈ શકયો નહિ. અને બાળપણમાંજ ટુંકા પગારે નોકરીમા લાગી જવું પડયું. કદીક કદીક નાની નાની વસ્તુઓની ફેરી કરવાનો પણ પ્રસંગ આવતો.

એક સમે તેમને કલકત્તા જવાનો વિચાર સ્ફુર્યો અને ઉછીના પૈસા લઈ કલકત્તાની ટીકીટ કઢાવી. શરૂઆતના કલકત્તામાં જેમ તેમ કાઢયા. પરંતુ વ્યકિતની શકિત જેવું ભાગ્ય ઘડે છે. ઇ. સ. ૧૯૧૦ માં એક ભાગીદાર સાથે તેમણે તમાકુનો વેપાર શરૂ કર્યો, પણ એ ભાગીદારી વધુ ટકી નહિ. ઇ. સ. ૧૯૧૩ માં બીજા ગૃહસ્થ સાથે ભાગીદારીમાં જોડાયા. ઓરીસાના જંગલોમાં રખડી રવડીને તેઓ ખરીદી કરતા. ધીમે ધીમે તેમનો વેપાર એટલો વધ્યો કે કલકત્તાના એક મહાન વેપારી તરીકે તેમણે નામના કાઢી. અને સમસ્ત બંગાળમાં તેમની આણ વર્તવા લાગી. એ પરિણામ હતું તેમનાં પુરુષાર્થનું.

ઇ. સ. ૧૯૩૪ માં તેમણે મુંબઈમાં બાર લાખની કીંમતે જમીન વેચાતી લઈ 'સીક્કા-નગરી' ની સ્થાપના કરી.

સ્વ. મુળજીભાઈ ચુસ્ત રાષ્ટ્રવાદી અને ગાંધીજીના અનન્ય ભકત હતા. ગાંધીજી સાથે તેનને ગાઢો પરિચય હતો.

તેમની સખાવતો પણ મોટી છે. નેપાણીમાં ક્ષયાલય માટે પચીસ હજાર રૂપિયા અને વીસ હજાર રૂપિયા ગોન્દીઆમાં સ્ત્રીઓની હોસ્પીટલ માટે આપેલા છે. ઉપરાંત સેવાગામ મહાસભા વખતે રસોડાનો બધો ખર્ચ પોતે ઉપાડી લીધો હતો.

ઓરીસાના ગાંધી આશ્રમના તેઓ ટ્રસ્ટી હતા. મુંબઈ કચ્છી પાંચતડા મહાજનના સભ્ય હતા. ઉપરાંત જ્ઞાતિની સંસ્થાઓ પર અવાર નવાર દૃષ્ટિ ફેંકતા હતા.

સ્વ. મુળજીભાઈ સદા શાંત, નિરાભિમાની, નિર્ગંડબરી અને નમ્ર સ્વસ્વભાના અમીર પુરૂષ હતા. લાખોની મિલ્કત હોવા છતાં એમણે એનું અભિમાન રાખ્યું ન્હોતું, તેમણે રૂવાબ સાચવ્યો ન્હોતો અને ઠાઠ જાળવ્યો ન્હોતો.

આવા આ 'બીડીના બાદશાહ' તરીકે નામના કાઢનાર સાહસિક, ઉદ્યોગી અને દેશભક્તને ઇ. સ. ૧૯૩૮ માર્ચની ૧૫ મી તારીખે કુદરતે ઝુંટવી લીધા. માત્ર લોહાણા જ્ઞાતિજ નહિ પણ કરોડો માનવીઓ દુઃખના સાગરમાં ગરકાવ થયા.

## પાણી પાનાર માંથી

## પ્રખર સેવામૂર્તિ અને સખાવતી

# સ્વ. શેઠ રુગનાથ લાલજી

કોણ કલ્પી શકે કે પાંચ રૂપિયાના પગારે 'પાણી પાનાર' તરીકે નોકરી કરનાર એક સામાન્ય છોકરો સમસ્ત જ્ઞાતિનું ગૌરવ બનશે?

તેમનો જન્મ ઈ. સ. ૧૮૭૧ માં પોરબંદરમાં થયો હતો.

સ્વ. શેઠ રુગનાથ લાલજીએ પાંચ રૂપિયાના પગારે પોતાના ધંધાદારી જીવનનો પહેલો તંતણો કાંત્યો હતો. એમાંથી એજ દુકાને સેલ્સમેન જેવી જવાબદારીભરી જગ્યા મેળવી હતી. ત્યારપછી તો જુદા જુદા ભાગીદારો સાથે સ્વતંત્ર વ્યાપાર કરી શેઠ અબુબકર અબ્દુલ રહેમાન સાથે રૂના વ્યાપારમાં જોડાયા હતા.

ધીખતા વ્યાપારમાં સહાય રચ્યાપચ્યા રહેનાર સ્વર્ગસ્થ રુગનાથભાઈ જ્ઞાતિને વીસરી નહોતા શક્યા. તેમણે મુંબઈ હાલાઈ લોહાણા મહાજનના 'મંત્રી' તરીકે વર્ષો સુધી અનન્ય ફરજ બજાવી હતી. અને ૧૯૧૦ માં મળેલી પ્રથમ લોહાણા પરિષદની જનરલ સેક્રેટરી જેવી જવાબદારીભર્યા અને અત્યંત પરિશ્રમ માગી લેનારા સ્થાનને પણ તેમણે યોગ્ય રીતે દીપાવ્યું હતું.

તેમના હૃદયમાં જ્ઞાત માટેની લાગણી સદાકાળ જાગૃત રહેતી. તન, મન અને ધનથી તેમણે કરેલી સેવા કદી વીસરી શકાશે નહિ. અને તેમણે કરેલી સખાવતો પણ નોંધનીય છે, ઠાકુરદ્વાર પર ઉભેલું 'હાલાઈ લોહાણા નિવાસ' તેમની કીર્તિની યશગાથા ગાઈ રહ્યું છે. પાંચ લાખના ખર્ચે એ આલીશાન 'લોહાણા નગર' તૈયાર થયું છે. મુંબઈ જેવા શહેરમાં ભાડાની મોંઘવારીમાં ચગદાઈ રહેલા સેંકડો કુટુંબોને રાહત આપવાનું પુણ્ય તેમણે હાંસલ કર્યું છે.

આ ઉપરાંત બોરીવલીની જગા અને મકાન આરોગ્ય ભુવન તરીકે, ચાર હજાર રૂપિયા તેના ફર્નીચરો અને વાસણો ખરીદવા, ચાર હજાર રૂપિયા એ આરોગ્ય ભુવનના બીજા ફંડમાં, ત્રીસ હજાર રૂપિયાની સાડાત્રણ ટકાની ગવર્મેન્ટ સીક્યોરીટી રીઝર્વ ફંડ તરીકે તેમજ મલાડની જમીન ટ્રસ્ટીઓને યોગ્ય જણાય તે રીતે વેચીને રકમને ઉપયોગ કરવા આપી ગયા છે. આ ઉપરાંત ૪૧ હજારની ઉપરાંતની બીજી સખાવત જનઉપયોગી કાર્ય માટે ભેટ આપી ગયા છે.

આવા વીરલ આત્મા ઈ. સ. ૧૯૨૬ માં અનેક પ્રસંશકોને તરછોડી સદાની વસમી વિદાય લઈ ગયા પણ પૃથ્વી પર અમર નામના મુક્તા ગયા.

## અડગ આત્મબળ, અજબ શાંતિ, નક્કર નિરાભિમાનતાની વીરલ પ્રતિમા

# સ્વ. શેઠ મગનલાલ બરફીવાળા

કેટલાક આત્માઓ એવા વીરલ હોય છે કે ગમે તેવી, ગમે તેટલી અફતો પણ તેમને અકળાવી શકતી નથી. એવા એક વીરલ આત્મા સ્વ. શેઠ મગનલાલ કીમતલાલ બરફીવાળા હતા. જેણે જીવનભર ઝુઝ્યા કર્યું, અને સાચો વિજય પ્રાપ્ત કર્યો હતો.

તેમનો જન્મ સુરતમાં સંવત ૧૯૪૩ ના ભાદરવા વદી ૧૨ ના રોજ શહેરના એક સુપ્રસિદ્ધ દુધના વેપારીને ત્યાં થયો હતો.

સ્વ. મગનભાઈના પિતામહ તેમના કાકા 'ગોપાળદાસ' સાથે મુંબઈમાં આવેલા, અને બરફીની દુકાન સ્થાપેલી.

પાંચ વર્ષના બાળક મગનલાલને મુકીને જનનીએ વસમી વીદાય લીધી. સાવકી માતાને પનારે પુલસમું

બાળક પડયું, સાવકી માતાએ માનવતા મુકીને બાળ મગનલાલના આત્માને કચડવા પ્રયત્ન આદર્યા, પણ એનો આત્મા ન ડગ્યો તે નજ ડગ્યો. બાર વર્ષની ઉંમરે તો પિતા પણ આ ફાની દુનિયા છોડી ચાલ્યા ગયા. આ અવનીમાં સ્વ. મગનભાઇ એકલા અટુલા થઇ પડયા, તેમની હાલત વિષમ થઇ પડી. સાવકી માતા સાથે મિલ્કતનાં ઝઘડા ચાલુ થયા. સ્વ. મગનભાઇ એ બધું શાંત ચિત્તે સહન કરતા હતા. મીઠાઇની દુકાન પાચ વર્ષની પાઘડીએ ચલાવવા માટે આપી દીધી.

સાવકી માતા સાથેનો ઝગડો કાયદે અને કોર્ટે પણ ચડયો. પરંતુ શાંતિપ્રિય સ્વ. મગનભાઇને આ બધું રૂચતું ન્હોતું. તેમણે રૂા. ૩૫૦૦ આપી માતાને મનાવ્યા, પરંતુ માતાનું અવસાન થયું, મગનભાઇ 'વચન'માં મક્કમ રહ્યા. તેમણે સાવકી માતાની પુત્રીઓને પાંત્રીસસોને બદલે ચાર હજારની રકમ આપીને પોતાના વિશાળ અને ઉદાર આત્માનો પરાચય કરાવ્યો.

સ્વ. મગનભાઇના જીવનમાંથી આ રીતે ઘણું શિખવા જેવું છે. તેમની સખાવતો પણ ઘણી છે. હાલાઇ લોહાણા બાળાશ્રમમાં રૂ પંદર હજાર, જામનગર રાજ્યના હરીયાણા ગામની લાયબ્રેરીને મકાન બંધાવી આપવા ઉપરાંત ઉમદા પુસ્તકો, ધોરાજીમાં કુવો, સુરતની વાડીનો જીર્ણોદ્ધાર, બે હજાર રૂપિયા વાલકેશ્વર પાઠશાળામાં, રૂ. ૫૦૧ સિદ્ધપુર બ્રહ્મચારી આશ્રમમાં એમ ટુંકી જીંદગીમાં તેમણે કરેલી મહાન સખાવતોથી મસ્તક નમે છે,

કોઇ પણ સંસ્થા હોય, દરેકને સ્વર્ગસ્થની મદદ હંમેશા મળતી. સી. પી. ટેન્ક પરનું પોતાનું વિશાળ મકાન તેમણે હાલાઇ લોહાણા મહાજનશ્રીને અર્પણ કરેલું છે.

સંવત ૧૯૭૩ ના ફાગણ વદી ૨ ના રોજ ૩૦ વર્ષની યુવાન વયમાં અનેક શુભ કાર્યો કરી, ચોતરફ પોતાની નમ્રતા સરળતાથી શિતલતા પ્રસરાવી એ વીરલ આત્માએ સ્વર્ગની વાટ લીધી.

## સ્વર્ગસ્થ સાહિત્યકાર

# નારાયણ વિ. ઠક્કુર

કુચ્છ નખત્રાના સ્વ. શેઠ ચત્રભુંજ હંસરાજ સખાવતી તરીકે જાહેર છે. તેમણે લાખોનો વેપાર ખેડેલો અને હજારોની સખાવત કરેલી. એ શેઠ ચતુર્ભુજના પુત્ર વીસનજી પણ એવાજ બાહોશ નીકળ્યા. તેમણે પણ લાખોનો વેપાર માંડયો, પણ સંસાર ક્ષણભંગુર છે, એવી ભાવના સાથે તેઓ 'યોગીરાજ' બન્યા, આ યોગીરાજે અનેક ગ્રંથોનું સર્જન કર્યું હતું.

ગુજરાતી સાહિત્યની દુનિયામાં અજબ રસપ્રવાહ વહેવડાવવાને કારણે સાહિત્યરસિકોની હૈયે ઉંડે સુધી પહોંચી જાય એવી સંખ્યાબંધ નવલકથાઓના સેવક તરીકે સુપ્રસિદ્ધ બનનાર સ્વ. નારાયણ વિસનજી ઠક્કુર તે સ્વ. વિસનજી ઠકકુરના સુપુત્ર હતા.

સ્વ. નારાયણજીએ ઉગતી ઉંમરથીજ સાહિત્ય ક્ષેત્રોમાં ઝંપલાવેલું. ગુજરાતની ચિંતા તેમણે કરી ન્હોતી. અને જીવનભર કલમની તાકાત પર મુસ્તાક રહીને જીવન જીવી જાણ્યા હતા.

ઇ. સ. ૧૯૦૪ માં તેઓ 'ગુજરાતી' પત્રમાં નવલકથાઓ લખવા માટે રહ્યા હતા. 'ગુજરાતી' ના ભેટ પુસ્તકો એ એની વિશિષ્ટતા હતી, અને એ વિશિષ્ટતા સ્વ. ઠકકુરને આભારી હતી.

તે પછી તેમણે 'હિંદ જ્યોતિ' વગેરે પત્રોનું પ્રકાશન કરેલું. ઉપરાંત ૧૫૫ ગ્રંથોનું તેમનું સર્જન છે. નવલકથા ઉપરાંત નાટકો અને રીલ્મ કથાઓ પણ તેમની કલમે આપી છે.

તેમના સંખ્યાબંધ ભાષા સાથેના સંબંધે પણ તેમને યારી આપી હતી. આજે તેની અંગત લાયબ્રેરીના પુસ્તકોની કીંમત અર્ધા લાખની ગણાય છે.

જ્ઞાતિ સેવા માટે પણ તેમનું હૃદય સદા તૈયાર



રહેલું પ્રથમ લોહાણા પરિષદની તેમની સેવા નોંધનીય હતી. કચ્છમાં મળેલા પ્રથમ લોહાણા લેખક સંમેલનના પ્રમુખ અને મુંબઈમાં તેના દ્વિતીય અધિવેશનના સ્વાગત પ્રમુખ હતા. આ ઉપરાંત વારંવાર તેમણે જ્ઞાતિપુસ્તકો અને અભ્યાસી લેખો લખ્યા હતા.

છેલ્લે છેલ્લે 'સૂર્યવંશ વિજય વૈજયન્તિ' નામે લોહાણા જ્ઞાતિનો અભ્યાસમય ગ્રંથ લખી રહ્યા હતા. આ ગ્રંથની સામગ્રી મેળવવા તેઓ શહેર શહેર અને ગામે ગામ ભટક્યા હતા. પરંતુ તેમની એ ઇચ્છા પૂર્ણ થાય એ પહેલાં ઈ. સ. ૧૯૩૮ના ફેબ્રુઆરીની ૧૭ મી તારીખે તેમનું અવસાન થયું.

તેમના અવસાનથી ગુજરાતી સાહિત્ય જગતે એક સિતારો ખોયો, લોહાણા જ્ઞાતિએ એક અભ્યાસી ગુમાવ્યો.



સ્વ. શેઠ નારણદાસ જીવરાજ



સ્વ. શેઠ મથુરાદાસ દેવરામ



સ્વ. શેઠ નારણદાસ કરસનદાસ

## લોહાણા કોમનો તવારીખ પુરૂષ

# સ્વ. કરમશી રણમલ

**સ્વ.** કરમશી રણમલના કાળમાં મુંબઇ દુધ પીતું હતું, હિંદની ભુમિ પર અંગ્રેજોનાં ટાંટીયા ધ્રુજતા હતા. અને મુંબઇ પર ઇસ્ટ ઇન્ડીયા કંપનીનો વાવટો ફરકતો હતો. હજુ તેના આજના સ્વરૂપનો સ્પર્શ ન્હોતો થયો, એ કાળમાં સ્વ. કરમશી રણમલે એક તવારીખ પુરૂષ તરીકે નામના કાઢી હતી, મુંબઇના આગેવાન તરીકે તેમનું અગત્યનું સ્થાન હતું. તેમની પ્રતિભા, તેમની મુત્સદ્દગીરી, અને તેમના અવાજે મુંબઇની આલમ ગાજતી હતી. સ્વ. કરમશી રણમલને હાથે એવા અનેક કાર્યો બની ગયા છે કે આજે પણ તેના સ્મરણો જાગે છે! અને કરમશી રણમલનું નામ લોહાણા જ્ઞાતિને કાળજે ચંપાઇ ગયું છે કેમકે એમને હાથે મુંબઇની લોહાણા જ્ઞાતિના જાહેર-જીવનનો શુભ પાયો નંખાયો હતો.

અને તેમને હાથે થયેલી સખાવતોય ઓછી ન્હોતી, ધારાપુરીમાં બંદરથી ઠેઠ ગુફાઓ સુધી તેમણે બંધાવેલા પગથીયાં આજે પણ પ્રવાસીઓને તેમના નામના ગુણગાન ગાવાની ફરજ પાડે છે.

સ્વ. કરમશી રણમલનું સ્થાન મુંબઇની લોહાણા જ્ઞાતિને ચોપડે સોનાના અક્ષરે કોતરાયલું રહેશે; સદાને માટે!



## સ્વ. શેઠ

# વેલજી ભીમજી

**સ્વ.** શેઠ વેલજી ભીમજીનો જન્મ સંવત ૧૯૨૫ ના ચૈત્ર શુદ ૯ ને શનિવારે થયો હતો. તેઓ કચ્છ કોટડાના વતની હતા.

મુંબઇમાં અત્યંત ટુંકા પગારે તેમણે નોકરીની શરૂઆત કરી હતી. તેમાંથી મીલ માલીક બની શકયા હતા. તે તેમની કાર્યદક્ષતા બતાવે છે.

પૈસા મેળવીને તેમણે તેનો ઉપયોગ જનહિતાર્થે કર્યો. તેમના અવસાન પછી તેમના ધર્મપતિન ગં. સ્વ. વેલાબેને કાંદીવલીમાં સેનિટેરિયમ બંધાવ્યું, ઇડર સ્ટેટના ચિત્રોડામાં 'શેઠ વેલજી ભીમજી મીડલ સ્કુલ'ના નવા મકાનના બાંધકામ માટે મોટી રકમ આપી, ગીરગામ લત્તામાં કચ્છી લોહાણા કુટુંબો માટે સસ્તા ભાડાનું નિવાસ ગૃહ બંધાવી રહ્યા છે, કચ્છમાં વાંઢ ગામમાં વાવ અને હવાડો બંધાવ્યો છે. હવાડો જોડવાનો ખર્ચ તેમના તરફથી અપાય છે. બોરીવલીમાં કુવો બંધાવેલ છે. ખજુરગેટ લત્તામાં આવેલા એક મકાનની સઘળી આવક ગરીબોને અપાય છે.

સંવત ૧૯૯૧ ના જેઠ શુદ ૨ ના રોજ વેલજી શેઠનું અવસાન થયું. તેમની પાછળ પતિના આત્માને પરમ શાંતિ થાય, એવી જન ઉપયોગી સખાવતો કરીને ગં. સ્વ. વેલાબાઇએ મહાપુણ્ય હાંસલ કર્યું છે.





## સેવાનો સંગાથી—સૈનિકોનો સરદાર

# સ્વ. સી. વી. વકીલ



**સ્વ.** સી. વી. વકીલના સેવાકાર્યના સ્મરણો લોહાણા જ્ઞાતિની અમર કીર્તાઓમાંથી કોઇ કાળે ભુંસાશે નહિ.

તેઓ ભાવનગરના વતની હતા. તેમના પિતા ઠા. વિઠલદાસ વનમાળીદાસ મશરાણી ભાવનગરમાં વકીલાત કરતા હતા. તેથી તેઓ વકીલ કહેવાયા.

જીવનની શરૂઆત તેમણે ટેલીગ્રાફ અને પોસ્ટ લાઇનની નોકરીથી કરી અને એજ નોકરીમાં આફ્રિકા પણ ખેડયું. ત્યાંથી મુંબઇ આવી જુદા જુદા ક્ષેત્રો ઉપરાંત ભાવનગરમાં તાર શિખવવાની શાળા

પણ સ્થાપી પછી દામોદર રતનશીની ગ્રામોફોનની દુકાનમાં જોડાયા. શેઠનો પ્રેમ સંપાદન કર્યો, છેવટ શેઠે તે દુકાન તેમને સોંપી હતી.

સ્વ. હીંડોચા સાથે હાથમાં હાથ મીલાવી, પ્રથમ પરિષદના પનોતા પગલાં પડાવનાર સ્વ. વકીલ મુખ્ય હતા. તે પછી તેમણે એક કાયમી વોલીયન્ટર કોર સ્થાપી હતી.



સ્વ. સી. વી. વકીલ

દરેક પરિષદની વ્યવસ્થામાં તેમનો અત્યંત શ્રમ રહેતો. તેને અંગે તેમને અનેક સુવર્ણચંદ્રકો અને રૌપ્યચંદ્રકો પણ મળ્યા હતા.

જીવનના છેલ્લા કાળ સુધી જ્ઞાતિસેવાની ઝંખના કરતો લોહાણા જ્ઞાતિનો એ શુરો સરદાર તા. ૧૨–૩–૨૪ ના દિને સ્વર્ગે સીધાવ્યો !

## સ્વ. શેઠ હીરજી મૂળજી

લાખોની સખાવત કરનાર સ્વ. હીરજી મુળજી કચ્છ વાંકુના વતની હતા. અને તેમનો જન્મ સંવત ૧૯૨૭ માં થયો હતો.

તેમના પિતા મુંબઈમાં વ્યાપાર કરતા હતા. સ્વ. હીરજીભાઈ પણ જરૂરજોગા અભ્યાસ પછી પારસી નાનજીની પેઢીમાં જોડાઈને દાણાબંદરના પ્રતિભાશાળી વ્યાપારી ગણાયા હતા. અનેક માલદાર કંપનીઓ સાથેની એમની હરીફાઈ હતી. તેમના અજબ બુદ્ધિબળે તેમને યારી આપી હતી.

કચ્છી લોહાણા બાળાશ્રમને તેમણે એક લાખની ગંજાવર સખાવત કરી હતી. તેમજ નળીયાના બાળાશ્રમમાં પણ એક લાખ રૂપીઆ આપ્યા હતા. વાંકુમાં એક કન્યાશાળા તથા કોઠારામાં આશ્રીત માટે રહેવા જમવાની સગવડ સાથેની પાઠશાળાની સ્થાપના તેમણે કરી હતી. વાંકુ તથા તેલજાપુરમાં મંદીરોના જીર્ણોદ્ધાર મોટી રકમના ભોગે તેમણે કરાવ્યા હતા.

## સ્વ. શેઠ નારણદાસ જીવરાજ

તેઓ જામખંભાળીયાના વતની હતા. સંવત ૧૯૩૦ માં તેમનો જન્મ થયો હતો. જરૂરજોગા અભ્યાસ પછી તેઓ એક વ્યાપારી પેઢીમાં જોડાયા. તેના મેનેજર થયા–તે પછી કે. એમ. નારાયણજીની કું. ની સ્થાપના કરી.

અનેક સાહસો ખેડી, શાંતી, નમ્રતા અને સુશિલતાથી સર્વત્ર સુનામના પ્રસરાવી, લાખો કમાઈને દયાદાનમાં પ્રવૃત્ત રહેનાર શેઠ નારણદાસનું સંવત ૧૯૭૬ ના ચૈત્ર વદ અમાસના દિને અવસાન થયું.

તેમનાં સુશિલ ધર્મપત્નિ ગં. સ્વ. હાંસુબાઈએ તેમની પાછળ અનેક પુણ્યદાન કર્યા, જનસેવાના અનેક કાર્યો પણ કર્યાં છે, જામખંભાળીયામાં લોહાણા સેનિટેરીયમ નારણવાડી મોટા ખર્ચે બંધાવી, કુવાહવાડા પણ બંધાવ્યા અને તેમની બીજી નાની મોટી સખાવતોની યાદી લાંબી છે.

ગં. સ્વ. હાંસુબાઈ સ્વ. મથુરાદાસ દેવરામનાં ભગિની છે, એ આખા કુટુંબે પોતાની ધનદોલતનો સુંદર સદ્વ્યય કરી બતાવ્યો છે.

## સ્વ. શેઠ વીસનજી જીવણદાસ જે. પી.

**સ્વ.** વીસનજી જીવણદાસે પોતાના સ્વ. કાકા ખીમજી દયાળને પગલે પ્રયાણ કરી તેમના કીર્તિસ્થંભને વધુ ગૌરવ અર્પ્યું છે. તેમણે પોતાને હાથે અનેક સત્કાર્યો કર્યા હતાં. જોડીયામાં ખીમજી દયાળ હાઇસ્કુલ, મઝગાંવ સસ્તા ભાડાની ચાલમાં રૂા. પંદર હજાર, અને પ્રસંગે પ્રસંગે તેમનો તન, મન, ધનનો કીંમતી ફાળો હતો. માંડવી પરિષદમાં જામનગરથી કચ્છને કિનારે સેંકડો જ્ઞાતિબંધુઓને તેમણે પોતાના ખર્ચે પહોંચાડયા હતા.

જામસાહેબે ગવર્નરને હાથે તેમને "ફર્સ્ટ ક્લાસ ઓર્ડર ઓફ ધી મેરિટ્સનો ઇલ્કાબ આપ્યા પછી પોતાના જન્મ દિવસે ખાસ મુંબઇથી બોલાવી 'તાઝમે સરદાર'નો માનવંતો ખીતાબ આપ્યો હતો, અને 'સ્ટેટના સલાહકાર બોર્ડમાં નીમ્યા હતા. બ્રીટીશ સરકારે તેમને જે. પી. બનાવ્યા હતા. જામસાહેબે તેમની સેવાની પ્રસંશા કરી જોડીયામાં લોહાણા તેમજ જ્ઞાતિ પરનો ધરવેરો માફ કર્યો હતો.

આવા પ્રતાપી પુરૂષ સ્વ. વીસનજીભાઇનો જન્મ સંવત ૧૯૩૯ ના આસો માસમાં થયો હતો, અને અનેરો કીર્તિધ્વજ ફરકાવી તેઓ અવસાન પામ્યા.

## સ્વ. શેઠ મથુરાદાસ દેવરામ

**સ્વ.** શેઠ મથુરાદાસનો જન્મ સં. ૧૯૩૮ માં થયો હતો. તેઓ દ્વારકા પાસેના એક ગામના વતની હતા. નવ વરસની કુમળી વયે માત-પિતાનું અવસાન થયું. મામાને ત્યાં ઉછરી તેમણે પુરૂષાર્થમય જીવનની શરૂઆત કરી.

તેમનું બાળપણ અને જીવનની શરૂઆતની કારકીર્દી, બુધ્ધી, બાહોશી અને સાહસથી ભરપુર હતું. છેવટે તેઓ કે. એમ. નારણજીની ધીખતી પેઢીના ભાગીદાર બન્યા હતા. ગરીબો પ્રત્યે તેમને ભાવ હતો. તેમની નાની મોટી, ગુપ્ત અને જાહેર સખાવતો પણ છે.

ઇ. સ. ૧૯૨૮ ના જાન્યુઆરીની ૨૮ મી તારીખે તેમનું અવસાન થયું. તેમની પાછળ તેમનાં ધર્મપત્નિ ગં. સ્વ. પ્રેમકુંવરબેને અથાક ધનપ્રવાહ દયાદાનમાં વહાવ્યો છે, જામખંભાળીયામાં વોટર વર્કસ સાડી સાડત્રીસ હજારને ખર્ચે તૈયાર કરાવી પ્રજાનું પાણીનું કષ્ટ ટાળ્યું છે, બીજી નાની મોટી અનેક સખાવત કરી છે.

## સ્વ. શેઠ કાનજી જાદવજી

**સ્વ.** કાનજી જાદવજી મોનાણીનો જન્મ સંવત ૧૯૩૮ માં કચ્છ કોટડીમાં થયો હતો.

સાધારણ અભ્યાસ પછી બાર ચૌદ વર્ષની કુમળી વયે મુંબઇ આવી પાંચ રૂપિયાના પગારે નોકરીની શરૂઆત કરી એક સ્ટીમર કંપનીના દલાલ અને મુખ્ય કોન્ટ્રાકટર થઇ લાખો કમાયા હતા.

પરંતુ લક્ષ્મીને તેમણે ઝકડી રાખી નહિ, જ્યાં જ્યાં યોગ્ય લાગ્યુ ત્યાં ત્યાં તેમણે લક્ષ્મી ફેંકી અનેક ગરીબોને મદદ આપવા ઉપરાંત સંસ્થાઓમાં મોટી સહાય કરી, સ્કુલો, સેનિટેરીયમો, દવાખાના, બોર્ડિંગ, સદાવ્રત ધર્મશાળા, પાઠશાળા, ગૌચર વગેરે અનેક સંસ્થાઓમાં તેમની બાદશાહી સખાવત છે.

મુંબઇના ભાગીરથી બાગના તેઓ સ્થાપક હતા. આવા લાખોનું દાન કરનારા વીરલ દાનેશ્વરીનું અવસાન ઇ. સ. ૧૯૩૧ ના માર્ચની ૬ ઠ્ઠી તારીખે તેમના વતનમાં થયું. લોહાણા જ્ઞાતિએ આકરૂં દુઃખ અનુભવ્યું !



## સ્વ. શેઠ
# મોનજી સુંદરજી

સ્વ. શેઠ મોનજી સુંદરજીનો જન્મ સંવત ૧૯૨૯ માં થયો હતો. તેઓ કચ્છ પધરના વતની હતા.

સંવત ૧૯૪૬ માં મુંબઇ આવીને નોકરી નોંધાવી. ત્રણ વર્ષમાં તો સ્વતંત્ર ધંધાદારી બન્યા.

તેમની સેવાઓ અગત્યની હતી. તેમનો આત્મા દુઃખીઓનાં દુઃખ દેખીને દ્રવતો. અનેક નાના મોટા ટ્રસ્ટના તેઓ ટ્રસ્ટી હતા. ઉપરાંત મુંબઇના મહાલક્ષ્મી મંદિરના પણ ટ્રસ્ટી હતા. કચ્છી લોહાણા ઓર્ફનેજની ત્રણ વર્ષ સુધી સેક્રેટરી તરીકે સેવા બજાવી હતી. ઓર્ફનેજમાં કપડાં તથા ડૉકટરની સારવારની તેમણે શરૂઆત કરી હતી.

કચ્છ લોહાણા બે તડા મહાજનના પ્રથમ પ્રમુખ તેઓ હતા. કચ્છ લોહાણા સાતતડા મહાજનના આગેવાન સભ્ય હતા.

વ્યાપાર જગતમાં તેમનો ડંકો વાગતો હતો. અનેક દેશી રજવાડાઓને તેઓ કાપડ પુરૂં પાડતા હતા. રાધનપુર સ્ટેટના એજન્ટ તરીકે લાંબા સમય સુધી કામ કર્યું હતું. આજે પણ મોનજી સુંદરજીનું નામ વ્યાપારી આલમની જીભે રમી રહ્યું છે.

તેમનું દુઃખદ અવસાન સંવત ૧૯૮૦ ના આસો શુદ ૫ ના દિને થયું.

★

## સેવાવીર
# સ્વ. ભીમભાઇ

લોહાણા સમાજના આ અકાળે અસ્ત થયેલા તેજસ્વી સીતારામાં ભાવનાના ધોધ વહેતા હતા, મહાન સ્વપ્નોની સરો ફુટતી હતી, કાર્યનો ગજબ ઉત્સાહ તેમનામાં હતો.

ગર્ભ શ્રીમંત હોવા છતાં જનસેવા તેમણે કર્તવ્ય માન્યું હતું. અને વિકટોરીયાવાળાનું સંગઠ્ઠન કરી તેમના મંડળના પ્રમુખ તરીકે યાદગાર સેવાઓ બજાવી હતી. ઉપરાંત લોહાણા વ્યાયામશાળા અને હાલાઇ લો. વો. કોરના સ્થાપક હતા. તેમનાં સ્વપ્નો એ વિષે અતિ ઉન્નત હતા. તેઓ સુંદર શરીરબળ ધરાવતા હોવાને કારણે 'ભીમભાઇ' ના લાડકા નામે પીછાણાતા હતા. તેમનું નામ નારણદાસ કરસનદાસ ગોવિંદજી હતું.

ઓગણત્રીસ વર્ષની વયે ઇ. સ. ૧૯૨૯ ની સપ્ટેમ્બર માસની ૨૧ મી તારીખે તેમનું અકાળ દુઃખદ અવસાન થયું. આટલી ટુંકી જીંદગાનીમાં તેમણે પોતાના વીરલ જીવનો ઇતિહાસ રચ્યો. તેમણે પોતાના વડીલ બંધુ અપુત્ર મરણ પામતાં તેમની બધી મીલકત લોનાવલા ખાતે સેનિટરીયમાં ખર્ચી હતી.

તેઓ અનેક સંસ્થાના કાર્યવાહક ઉપરાંત હાલાઇ લોહાણા મહાજનના ટ્રસ્ટી હતા.

★

## લોહાણા ઇતિહાસકાર
# સ્વ. ઉદ્ધવજી તુલસીદાસ ઠક્કુર

'લોહાણા જ્ઞાતિની ઉત્પત્તી અને તેના ઇતિહાસ' ની ભેટ કરનાર સ્વ. ઉદ્ધવજી તુલસીદાસ એક થનગતા હૈયાવાળા જાણીતા લોહાણા સાહિત્યકાર હતા. તેમણે 'પાપ અને પશ્ચાતાપ' (બે ભાગ) 'કથા વિનોદ', 'ચારૂ શીલા', 'વસન્ત કુમારી' વગેરે અનેક પુસ્તકો લખ્યા હતા અને સુપ્રસિદ્ધ થયેલ 'ગુજરાત' માસિકની શરૂઆત તેમણે 'ગરવી ગુજરાત'ના નામે કરી હતી.

## જેમણે લોકસાહિત્યને કંઠમાં પરોવ્યું હતું

# સ્વ. ભગવાનજી ઓધવજી રામભરોસેવાળા

મુંબઇગરાઓના દિલમાં વસી ગયેલી 'રામભરોસે'ની એ જુદી જુદી વિશાળ અને ભવ્ય હોટલોની યાદી સાથે તેના સ્થાપક અને માલીક સ્વ. ભગવાનજી ઓધવજી મજીઠીયાનું સ્મરણ ખડું થાય છે.

જ્ઞાતિનો કોઇ મેળાવડો હોય, સભા હોય ને એ ભગવાનજીભાઇની ગેરહાજરી સાલતી દેખાય છે.

બાળકથી વૃદ્ધનાં હૈયાં સુધી પહોંચી ગયેલા એ સ્વ. ભગવાનજીભાઇના રમઝટ બોલાવતા. શૌર્યના ચમકાર પ્રસરાવતા, લોકગીતો અને દુહાની લહરીઓ ઉછાળતા, હાસ્યગંગાના નીર વહાવતા મીઠા હલકભર્યા અવાજના આજેય ભણકારા વાગે છે!

સંવત ૧૯૫૭ ના શ્રાવણ માસમાં કાઠિયાવાડના ભાણવડ નામે નાનકડા ગામમાં જન્મીને પિતૃસુખથી વંચીત બની મોસાળમાં ઉછળી-જેમ તેમ અભ્યાસ કરી મુંબઇની તેમણે વાટ પકડેલી.

જુગજાણીતી એ મંગળદાસ મારકીટના અંધારા ખુણાઓમાં કાપડના સેંકડો તાકા વચ્ચે નજીવા પગારે તેમને દટાઇ જવું પડયું.

સં. ૧૯૮૮ની વિજયાદશમીના દીને 'રામભરોસે'ને વિજયાપ્રસ્થાન કરાવ્યું. નાના પાયા પર ઉભી કરેલી આ રામભરોસે આજે વડલા સમાન થઇ પડી છે. મુંબઇની હોટલોમાં તે અગ્રગણ્ય ગણાય છે. અને એવીજ બીજી બે ત્રણ શાખાઓ તે હોટલ ધરાવે છે.

હોટલના કપરા ધંધા છતાં જ્ઞાતિને ન વીસારી, સાહિત્યને ન વિસાર્યું, જ્ઞાતિના અનેક કાર્યમાં આગળ પડતો ભાગ લેતા, સાથ આપતા. મુંબઇ હાલાઇ લોહાણા મહાજન. મેનેજીંગ કમિટીના સભ્ય હતા. અને બીજી સંસ્થાઓમાં ફાળો હતો. અનેક સમારંભોમાં 'રામભરોસે' પ્રેમથી મીજબાની આપતું. કાઠીયાવાડી દુહા, સોરઠા લોક ગીતો અને હાસ્ય કહાણીઓ તેમણે કંઠમાં પરોવી હતી.

આવા આ સેવાભાવી ઉછળતા હૈયાના યુવકનું તા. ૨૮-૮-૩૯ ના રોજ કેન્સરના દર્દથી અવસાન થયું. ★

## જેણે સખાવત કરી—પ્યારા પ્રાણની!

# સ્વ. વીર વીઠ્ઠલ ચંદન

લોહાણા જ્ઞાતિની નસેનસમાં ખુમારીનું લોહી વહે છે. લોહાણા જ્ઞાતિના હાડેહાડમાં સ્વાભિમાનતાની હવા છુપાયલી છે. લોહાણો ગુલામ ન હોય. એનો આત્મા પરાધીન ન હોય, એનું મસ્તક નમેલું ન હોય. આઝાદીને ખાતર એના વડવાંઓએ શરીરો ઢાળ્યા છે ને મસ્તકો કપાવ્યા છે. એ લોહાણાઓનું રકત આજે પણ ઠંડુ પડયું. નથી. વખત આવ્યે એની ક્ષત્રિયવટ ઝળકી ઉઠે છે!

મુંબઇનો એ કુમળો કીશોર વીર વીઠ્ઠલ કોઇ મુત્સદી ન્હોતો, કોઇ રાજદ્વારી ન્હોતો, એના શબ્દે સભાઓ ગાજતી ન્હોતી, એના નામની જય પોકારાતી ન્હોતી, એ તો હતું આઝાદીને ખાતર 'યે શીર જાવે તો જાવે' ની તમન્નાથી રણયજ્ઞમાં ઝુકેલું કુમળું ફુલ.

ઇ. સ. ૧૯૧૦ ના ડીસેમ્બરની ૨૭ તારીખે કચ્છના એક ગામડામાં એક ગરીબ માતા પિતાને ત્યાં એણે જન્મ ધરેલો.

તે પછી પિતાએ મુંબઇના દાણાબંદરમાં ચોખાનો વેપાર માંડયો હતો, અને બાળક વીઠ્ઠલ હાઇસ્કુલના બાંકડા ભાંગતો હતો. એના હાડેહાડમાં ચેતન, તોફાન અને મસ્તી ભર્યાં હતાં તેને 'ગુલામી' ના પાઠ પઢવા પરવડતા ન્હોતા. એ ભણ્યો ન ભણ્યો અને નિશાળને નવગજના નમસ્કાર કર્યા.

ભાતબજારના વ્યાપાર ક્ષેત્રમાં ડુબી ગયો.

એ ભણ્યો નહિ, સેવાના પાઠ તો ભણ્યોજ હતો. શ્રી કચ્છ લોહાણા સ્વયંસેવક મંડળનો સભ્ય હતો. સ્વયંસેવક તરીકેની તેની વીરતા સૌને આંજતી હતી. માન પયદા કરતી હતી.

## મૃત્યુ શોભે રણમેદાને..............ખાટલે પડવું વ્યર્થ !

ઇ. સ. ૧૯૩૦ નું ભારતવર્ષનું એ પુનિત વર્ષ હતું. દેશમાં સંગ્રામના બ્યુગલો ફુંકાયા. સ્વાધિનતાની ઝંખના જાગી, અનેક નવલોહીયા માતા, પિતા, બ્હેન અને પત્નિ બાળકોની વસમી વિદાય લઇને માતાની કુમકે દોડયા.

આવો આ કાળ હતો, ભીરૂઓને સળગાવી મૂકે એવો. આપણો વીર વીઠલ આવા યશની ઘડીએ ઝાલ્યો પણ રહે ? સુપ્રસિધ્ધ વડાલાની મીઠાની ધાડમાં તેણે બહાદુરી ભર્યો ભાગ લીધો, બીજી ધાડમાં તો તેના કુમળા પીંજર પર લાઠીઓની ઝડીઓ વરસવા છતાં ન હાર્યો, માતાનો એ લાડકવાયો સૈનિક !



મસ્જીદ બંદર પરની એ જંગી સભામાં એ વ્યવસ્થાનું કામ કરતો હતો. એ સમયની સભાઓ શાંતિકાળની સભાઓ ન્હોતી, શમશેરની ધાર પર એ સભાઓ મળતી. પોલીસની રાક્ષસી લાઠીઓના ઘાવ શરૂ થયા, વીર વીઠલને સેંકડો ઘાવ પડયાં, છતાં એ શુરો સૈનિક ન ડગ્યો.

એક. બે, પાંચ, પચીસ ને પચાસ, સાંઠય, ઘા એણે હસતે મોંયે ઝીલી લીધા. પરંતુ મસ્જીદબંદર સ્ટેશન નજીક તેનું કુમળું શરીર કડુડડુડ ભુસ કરતું ધરતીમાતાને ભેટી પડયું. અને 'ઇન્કીલાબ ઇન્કીલાબ'ની ઝંખના કરતો એ વીર–આપણો ભીષ્મ રણશૈયા પર સદાની શાંતિમાં પોઢયો !

એ દિન હતો તા. ૧૯–૫–૩૦ નો !

મુંબઇની જનતાએ એના દેહને પ્રેમથી નીતરતા આંસુઓથી નવાજ્યો. લોહાણા કોમે એનું નાનુંશું સ્મારક કર્યું. આજેય 'કચ્છ લોહાણા સ્વયંસેવક મંડળ'ના આશ્રયે દરીયાસ્થાનમાં 'વીર વીઠલ વ્યાયામ શાળા' એ ભડવીરની યાદને તાજી કરતી ઉભી છે.

સ્વ. વીઠલદાસ વલ્લભદાસ ચંદન લોહાણા જ્ઞાતિનો અમર સિતારો બન્યો. જ્ઞાતિની યશગાથામાં એણે પ્રાણની આહુતી આપીને પણ ઉમેરો કર્યો. એણે સર્વોત્તમ સખાવત કરી છે, પ્યારા પ્રાણની ! 

### આપણી એ વીરભગીની

## સ્વ. લક્ષ્મીબ્હેન (સ્નાતિકા)

સદા ખુશ મીજાજ, સદા હસતાં સદા તરવરાટ દાખવતાં બ્હેન લક્ષ્મીદેવી મુંબઇના રાજકિય-ક્ષેત્રે અગત્યની નોંધ કરાવી ગયાં છે. એક સ્વયં-સેવીકાની અદાથી તેમણે પ્રસંગે પ્રસંગે અદ્ભુત ઉત્સાહ દાખવ્યો હતો.

મુમ્બેશ્વર જીલ્લા મહાસભાસમીતીની કાર્યવાહી સમિતીનાં સભ્ય તરીકે, સ્વદેશી પ્રચાર સમિતીના મંત્રી તરીકે, આર્યસમાજના મંત્રી તરીકે તેમણે નારીજાતિનું ગૌરવ વધાર્યું છે.

તેમનો જન્મ ઇ. સ. ૧૯૧૦ માં થયો હતો.

ગુજરાતી અભ્યાસ પછી તેમણે ઇ. સ. ૧૯૨૮ માં જાલંધર આર્ય કન્યા મહાવિદ્યાલયના 'સ્નાતિકા'ની પદવી પ્રાપ્ત કરી હતી. તે પછી ઇટોલા આર્ય કન્યા વિદ્યાલય, વડોદરા આર્ય કન્યા વિદ્યાલય અને મુંબઇની એક શાળામાં શિક્ષીકા તરીકે સુંદર કાર્ય કર્યું હતું.

બેન લક્ષ્મીદેવીમાં કાર્યનું અજબ જોશ હતું, તા. ૩૦-૧૦-૩૯ ના રોજ તેમનું દુઃખદ અવસાન થયું, પણ છેલ્લા શ્વાસ સુધી આગામી લડતનાં સ્વપ્નો તેમની મનોસૃષ્ટિમાં ચમકતાં હતા. દેશની આઝાદીની ઝંખના કરતી આપણી આ વીર ભગીનીને કુદરતે અકાળે ઝડપી લીધી !



## સ્વ. શેઠ હરજી ઝીણા બોઘા

**સ્વ.** શેઠ હરજી ઝીણા બોઘા મજીઠીયા ધોલેરાના વતની હતા. તેમના પિતા સ્વ. ઝીણા બોઘા એક આદર્શ પુરૂષ હતા. તેમના અવસાનકાળે તેમણે પુત્રને જ્ઞાતિસેવાની દીક્ષા આપી હતી. એ પ્રમાણે સ્વ. શેઠ હરજી ઝીણાએ મુંબઈ, ધોલેરા અને ભાવનગર એમ ત્રણે સ્થળે જ્ઞાતિજનોને સહાય કરતા હતા.

વખત જતાં તેઓની કિર્તી ઉદાર અને પ્રમાણીક વેપારી તરીકે બહુજ પંકાઇ. ઝીણા બોઘાની વાડી સંવત ૧૯૫૪ માં એક વીલ કરી તેમણે મહાજનના હસ્તક મુકી હતી.

સ્વ. હરજી શેઠની સુકીર્તિ નવલખા તરીકે ચોતરફ ફેલાઇ હતી, અને તેમણે જ્ઞાતિહિતાર્થે ઠેર-ઠેર પોતાના પિતાના સ્મારકો ખડાં કર્યાં હતાં.

તેમની ઉદારતાની અનેક વાતો થાય છે, તેમની લક્ષ્મી સદાય જ્ઞાતિના અને ગરીબોના હીતાર્થે વહેતી બની હતી.

સ્વ. હરજી શેઠ અમર નામના મુકતા ગયા છે.



## સ્વ. શ્યામજી જીવણદાસ

**સ્વ.** શ્યામજી જીવણદાસ પોપટ કચ્છ ભુજના વતની હતા, સત્તર વર્ષની વયે મુંબઇ આવી આપ બળે આગળ વધી એક બાહોશ વ્યાપારી તરીકે પંકાયા હતા.

તેમના પુત્ર શ્રી. ખીમજી શ્યામજી પોપટ જાણીતા સેવાભાવી કાર્યકર છે. તેઓ કચ્છ લોહાણા સ્વયંસેવકના માજી પ્રમુખ છે.

સંવત ૧૯૮૧ ના શ્રાવણ સુદ ૧૧ ના દિને ૪૮ વર્ષની ઉમરે શ્યામજી શેઠનું દુઃખદ અવસાન થયું.



## સ્વ. શેઠ શીવજી રાઘવજી કોટક

**સ્વ.** શેઠ શીવજી રાઘવજી કોટક કચ્છ કોટડી (મહાદેવપુરી)ના વતની હતાં. માત્ર ચાર ગુજરાતીના અભ્યાસ પછી કેટલાક ક્ષેત્રનો અનુભવ મેળવી ચોખા–બારદાન–હેશીઅન–સીડઝ વગેરેના કમિશન એજન્ટ તરીકે કામ કરતા હતા.

ધંધાની શરૂઆત રંગુનથી કરી, તે પછી ઠા. ધારશી નાનજીની કું. માં જોડાયા હતા. એ કંપનીની મુંબઇની પેઢીના ભાગીદાર બન્યા હતા, આ કંપનીમાં તેમણે તેમની હાથ નીચે કામ કરનારા ૨૨ માણસોને તો ભાગીદાર બનાવ્યા હતા. તે પછી સંવત ૧૯૭૬ માં ઠા. રણછોડદાસ જયરામની કું.ની સ્થાપના કરી હતી.

સ્વ. શીવજી શેઠ ખૂબજ દયાળુ અને ઉદાર આત્મા હતા દયાદાનમાં છુટે હાથે નાણાં વેરતાં. તેમની સખાવતોમાં રૂપિયા–ચાલીસ–બેતાલીસ હજારને ખર્ચે મઝગામ લોહાણા નિવાસગૃહમાં એક ચાલ બંધાવી આપી છે, તેમજ જામનગરના શ્રી. મહંતરામ પ્રસાદજીના ક્ષયારોગ્ય સેનેટરીઅમમાં રૂા. દસ હજારને ખર્ચે એક બ્લોક બંધાવી આપ્યો છે, આ ઉપરાંત તેમની ખાનગી મદદો પણ હતી.

સંવત ૧૯૯૪ ના શ્રાવણ વદ ૬ ના દિવસે આશરે ૬૫ વર્ષની વયે તેમનું અવસાન થયું.



## સ્વ. રામજી સુંદરજી

**સ્વ.** રામજી સુંદરજી કચ્છ પધરના વતની હતા. સંવત ૧૯૪૧ માં તેમનો જન્મ થયો હતો.

ગુજરાતી અભ્યાસ પછી તેઓ મુંબઇની દુકાનમાં સંવત ૧૯૫૨ થી જોડાયા હતા.

કાપડના બ્યાપાર ક્ષેત્રે તેઓ લોકપ્રિય હતા, તેમનું અવસાન સંવત ૧૯૯૪ ના ચૈત્ર વદ ૩ ના રોજ થયું.





# સફળ માનવજીવન

**જી**વન તે શી ચિજ છે? માનવી જન્મીને-ઉછરીને ધંધે વળગે છે, ધંધામાં સદાય રચ્યો પચ્યો રહીને એક અવસરે અનંતકાળની ગોદમાં સમાઈ જાય છે. અવતારથી અવસાન સુધી તે 'પેટની આધીવ્યાધી'માં અટવાયલો રહે, સવારના ઉઠીને સૂતા સુધી 'રોટલાની રામાયણ' જ જપ્યા કરે, તો જીવનની સાર્થકતા શી છે?

**ના,** **માનવ જીવનમાં** અનેક સાર્થકતા પડી છે. તેના જીવનમાં અદ્દભુત શકિત અને શકયતા ભરી છે, માનવજીવનમાં બુદ્ધિ છે, ભાવના છે, તનમનાટ છે, કુશળતા છે એ ગુણોનો ઉપયોગ વિરાટ સ્વરૂપે થાય તો?

**લોહાણા** જ્ઞાતિનો ભૂતકાળ ભવ્ય છે, એની તવારીખ હીંમત, ધૈર્ય, સાહસ, તાકાત, અથાકતા ને અડગતાથી છલોછલ ભરેલી છે,

**આજે** પણ લોહાણા જ્ઞાતિને ખોળે લક્ષ્મીનંદનો છે, દાનેશ્વરીઓ છે, દીવાનો છે, રાજદ્વારીઓ છે, બાહોશ વ્યાપારીઓ છે, ઉદ્યોગપતિઓ છે, સમાજસેવકો છે, સાહીત્યકારો છે. સાહસવીરો છે, અને પ્રગતિપંથીઓ છે, લોહાણા જ્ઞાતિનું એ ગૌરવ છે કે તેને ખોળો આવા સીતારાઓથી વાંઝીયો નથી!

**ધન** મેળવીને ધનને 'લોઢાની દીવાલો'માં કેદ કરવામાં માનવતા નથી, એ ધનની કીંમત પણ કશીજ નથી! જ્ઞાન-વિદ્યા-બુદ્ધિ મેળવીને તેના માત્ર વેચાણ કરવામાં ગૌરવ નથી, એ તો પામરતા છે! શકિતશાળી બનીને શકિતનો લાભ સમાજને ન આપવામાં નરી નિર્માલ્યતા છે. માનવ જીવનની આખી ફીલ્સુફી અહીં મળી રહે છે! સફળ માનવજીવનની કક્ષા અહીં સમજાય જાય છે!

**લોહાણા** જ્ઞાતિને સદ્દભાગ્યે આવા સફળ માનવજીવનો સાંપડયા છે. જે જીંદાદીલીપૂર્વક જીવનને 'જ્ઞાતિ,'-'સમાજ' કે રાષ્ટ્ર' કાજે ખરચવામાં સદાય આનંદ માનતા રહ્યા છે!

...તેમને વંદન હો!

---*---

## જ્ઞાતિસેવામાં મોખરે રહેનાર

# દીવાનો

જે એ રાજખટપટની આકરી જંજાળોમાંય જ્ઞાતિને વિસર્યા નથી!

મહાન કાઠિયાવાડી દીવાન

ચાણકયમૂર્તિ

# રાવબહાદુર કોટક

માત્ર દીવાન તરીકેજ નહી, એક ઉત્તમ રાજદ્વારી મુત્સદી અને વીદ્વાન તરીકે–તેમજ લોહાણા જ્ઞાતિના સેવાવીર તરીકે અને નેતા તરીકે શ્રી. હરજીવનભાઇ ભવાનભાઇ કોટકને સૌ પીછાણે છે.

તેમનું અસલ વતન ગોંડળ. સંવત ૧૯૨૮ માં તેમનો જન્મ સાધારણ સ્થીતિના પીતાને ત્યાં થયો હતો. પરંતુ પીતાને વ્યાપારમાં મદદ કરતાં 'ટયુશનો' મેળવીને, ફી માફી કરાવીને, સ્કોલરશીપો મેળવીને તેમણે છેક સુધી અભ્યાસ જારી રાખ્યો. મુશ્કેલીઓનો કોઇ સુમાર ન્હોતો, મુસીબતોનો કોઇ આરો ન્હોતો, મુંઝવણોનો કોઇ પાર ન્હોતો. એવી પરીસ્થીતિમાં અનેક વીકટ પ્રસંગોમાં પસાર થઇને તેમણે જીંદાદીલી ભર્યું વીદ્યાર્થીજીવન પસાર કર્યું.

ઇ. સ. ૧૮૯૪ માં બી. એ. થઇ રૂા. ૩૦ ના પગારે એક શાળામાં શીક્ષક બન્યા. અને અભ્યાસ ચાલુ રાખી ઇ. સ. ૧૮૯૭ માં બી. એ. એલ. એલ. બી. થયા. રાજકોટમાં 'લેલેકચરર' તરીકે કામ કર્યું. વકીલાતની સનદ મેળવી વકીલાત શરૂ કરી. ઇ. સ. ૧૯૦૦ માં રૂા. ૪૫૦ ના પગારે વાંકાનેર રાજ્યના સ્પેશીયલ પબ્લીક પ્રેસીટયુટર નીમાયા. તે પછી ત્યાંજ ન્યાયધીશ અને ડેપ્યુટી કારભારીની પદવી મેળવી. રાજાપ્રજામાં પ્રીય થઇ પડયા.

ઇ. સ. ૧૯૦૭ માં સર લાખાજીરાજ રાજકોટની ગાદીએ આવ્યા, તેમણે શ્રી. કોટકસાહેબને દીવાન નીમ્યા. રાજકોટ દીવાન તરીકેની ચૌદ વર્ષની તેમની કારકીર્દી ઉજ્વલ છે. પ્રજામાં ચેતન લાવવા અનેક પ્રયાસો તેમણે કર્યા. અને કાઠીયાવાડના મહાન દીવાન તરીકે પ્રસીધ્ધ થયા. તે પછી ઇ. સ. ૧૯૨૧ માં મુંબઇની ધી ઇસ્ટર્ન કોટન એસોસીએશનના સેક્રેટરી તરીકે અને ત્યારપછી ઇડર વગેરે રાજ્યોમાં દીવાન તરીકે કામ કરી હાલમાં તેઓ જંજીરા રાજ્યના દીવાન તરીકેનો હોદ્દો ભોગવી રહ્યા છે. શ્રી. કોટકસાહેબની દીવાનગીરીએ જંજીરાને ઉન્નત બનાવ્યું છે.

શ્રી. કોટક સાહેબના કાર્યથી સૌ કોઈ આકર્ષાયા છે. અંગ્રેજો, રાજા મહારાજાઓ અને પ્રજા. બ્રીટીશ સરકારે ઇ. સ. ૧૯૨૦ માં તેમને રાવબહાદુરનો ઇલકાબ પણ બક્ષ્યો છે.

આંટીઘુંટીભરી રાજદ્વારી શતરંજમાં અટવાયા છતાં તેઓ જ્ઞાતિને નથી ભૂલ્યા. જ્ઞાતિના દરેક પ્રસંગોમાં તેમણે અગ્રભાગ લીધો છે. જ્ઞાતિના સમસ્યામય સવાલોમાં તેમણે તેમની શકતીનો લાભ આપ્યો છે. અને જ્ઞાતિ સેવાની ઝંખના સદાય જાગતી રાખી છે. તેમનું આખુંય જીવન અનુકરણીય છે, માન પેદા કરે એવું છે.

## દીવાળીને દિને પ્રગટેલો દીપક

# શ્રી. ત્રિભુવન રાજા

સંવત ૧૯૪૯ ની દીવાળીને દિને જુનાગઢના એક સુપ્રસીદ્ધ કુટુંબમાં એક બાળકનો જન્મ થયો. આ બાળક લોહાણા જ્ઞાતિનો દીપક નીવડયો.

શ્રી. રાજા સાહેબનું વ્યકતીત્વ કોનાથી અજાણ્યું છે? વીસ વર્ષની ઉમરે બી. એ. થઇ એક વર્ષમાં એમ. એ, થઇ એજ વર્ષમાં એલ. એલ. બી, ની ડીગ્રી પ્રાપ્ત કરી, વીલ્સન કોલેજમાં 'લેકચરર' તરીકે જોડાયા હતા. ત્યાં તેમણે પ્રીન્સીપાલનો ચાહ મેળવી પોતે જે સંસ્થાં થકી આગળ વધ્યા તે સંસ્થા શેઠ ના, ઇ. તથા ભૂ મે, બોડીંગના વીધાથીઓની ૧ | ૩ ફીનો ભાગ કાયમ માટે માફ કરાવ્યો હતો,

વીલ્સન કોલેજમાંથી છુટા થયા પછી રાજકોટમાં વકીલાત શરૂ કરી ઇ. સ. ૧૯૧૭માં રૂા. ૧૫૦ ના પગારે વાંકાનેર સ્ટેટના નાયબ દીવાન અને સર ન્યાયાધીશની જગાએ નીમાયા. ઇ. સ. ૧૯૨૦ માં રૂાં. ૩૦૦ ના પગારે જુનાગઢ સ્ટેટના ડેપ્યુટી રેવન્યુ કમીશ્નર નીમાયા. તે પછી રૂા. ૩૫૦ ના પગારે લીમડી હજુર પર્સનલ એસીસ્ટન તરીકે કામ કરી, રેવન્યુ કારભારી પણ નીમાયા. તે બાદ લુણાવાડા પોરબંદર જેવા રાજ્યના દીવાન તરીકે પણ લાંબો સમય કામ કર્યું. હાલ તેઓ પ્રતાપગઢ સ્ટેટના દીવાન નીમાયા છે.

તેમણે મુંબઇમાં બંગલો બંધાવી સ્થાયી નીવાસસ્થાન મુંબઇને બનાવ્યું છે.

જ્ઞાતિની દરેક પ્રવૃતીમાં તેઓ ઉંડો રસ લયે છે. મુંબઇ, ભાવનગર અને માંડવીની પરીષદના કાઠીયાવાડ વીભાગના સેક્રેટરી પણ હતા. ઉપરાંત સંસ્થાઓમાં તન, મન, ધનનો ફાળો આપતા રહે છે.

શ્રી. રાજા જેવા બાહોશ અને પ્રબળ પુરૂષાર્થી જ્ઞાતીસેવક માટે જ્ઞાતી મગરૂર છે.

## પત્રકારમાંથી પ્રધાનપદ

## પ્રાપ્ત કરનાર પુરૂષાર્થી પુરૂષ

# શ્રી. જયકૃષ્ણ વર્મા

શ્રી. વર્માની જીવન તવારીખ ઉજવળ છે. એક દીવાન તરીકે, બેરિસ્ટર તરીકે, પત્રકાર તરીકે, સાહિત્યકાર તરીકે અને જ્ઞાતિસેવક તરીકે તેમણે અજબ સફળતા પ્રાપ્ત કરી છે.

તેમનો જન્મ ઇ. સ. ૧૮૯૪ ના મે માસની ૨૬ મી તારીખે ભરૂચના એક કુટુંબમાં થયો હતો.

ઇ. સ. ૧૯૧૬ માં બી. એ. ઓનર્સ થયા, ઇ. સ. ૧૯૧૯ માં એલ. એલ. બી. થયા, તે પછી લંડન જઇ ઈ. સ. ૧૯૧૨ માં એમ. એસ. સી. ની ડીગ્રી પ્રાપ્ત કરી બેરીસ્ટર બન્યા.

ઇ. સ. ૧૯૨૩ થી ૧૯૩૬ સુધીની મુંબઇ હાઇકોર્ટમાં બેરીસ્ટર તરીકેની તેમની ઝળકતી કારકિર્દી આપણી સામે પડી છે.

ઇ. સ. ૧૯૧૭ થી ૧૯૧૯ સુધી 'હીન્દુસ્તાન' દૈનીક અને સાપ્તાહીકના તંત્રી હતા. તે પછી તેમણે એક ઉત્તમ લેખક તરીકે નામના કાઢી, તેમના પુસ્તકો હોંસે હોંસે વંચાય છે. ઇ. સ. ૧૯૨૩ થી ૧૯૩૬ સુધી 'ગુણસુંદરી' માસીકના તંત્રી તરીકે

પણ સુંદર કાર્ય કર્યું હતું. 'ગુણસુંદરી'એ એ કાળમાં ઉત્તમ સ્ત્રી માસિકનું સ્થાન પ્રાપ્ત કરેલું ઉપરાંત થોડો સમય તેમણે 'લોહાણા સેવક' પણ ચલાવ્યું હતું.

ઇ. સ. ૧૯૨૨–૨૩ માં ધી એીરમે ઇન્ડસ્ટ્રીઅલ મીલ્સ લી૦ અને તુલસીદાસ મીલ્સ લી૦ ના સેક્રેટરી તરીકે કામ કર્યું હતું.

બેરીસ્ટરી જેવી ઉપાધીભરી જીંદગી ગાળતાંય તેમણે સેવાવૃત્તિ જરાય દૂર નહોતી કરી. ગુજરાતી હીન્દુ સ્ત્રી મંડળની તેમની સેવા જાણીતી છે. સુપ્રસિધ્ધ સાહીત્ય સંસદના સહમંત્રી હતા, હાલાઇ લોહાણા સહાયકારી મંડળના પ્રમુખ તરીકેની તેમની જવલંત જ્ઞાતિ સેવા શે વીસરાશે? અને હાલાઇ લોહાણા મહાજનમાં અગત્યનું સ્થાન પ્રાપ્ત કરી તેના બંધારણમાં સુધારા કરાવવામાં અગ્ર હીસ્સો તેમનો હતો. બીજા લોહાણા લેખક સંમેલનના પ્રમુખસ્થાનેથી તેમણે આપેલી દોરવણી ઉજ્વલ હતી. જ્ઞાતિની દરેક પરીષદ્ અને પ્રવૃત્તિમાં તેમનો આગેવાનીભર્યો ફાળો રહ્યો છે.

તેઓ ઇ. સ. ૧૯૩૬ થી લુણાવાડાના દીવાન નીમાયા છે. શ્રી. વર્માની સેવાએ મુંબઇની લોહાણા જ્ઞાતિને ઉજાળી છે.

'શહેરી બાવા' | મહાસભાવાદી

નું બીરૂદ પામેલા

# મ્યુનિસીપલ કોરપોરેટરો

## શ્રી. શીવદાસ ચાંપશી

**શ્રી.** શીવદાસ 'ભા' એટલે મુત્સદ્દગીરી, શૌર્ય, અને સેવાની સદા જલતી જવલંત જ્યોત.

કચ્છી પાંચતડા મહાજનના મોવડી તરીકે, જ્ઞાતીનેતા તરીકે, મહાસભાવાદી તરીકે, અઠંગ કાર્યકર તરીકે, વકતા અને લેખક તરીકેની તેમની શકતીઓનો પરચો આપણે પામ્યા છીએ,

એ ભવ્ય દેહધારી–ભવ્ય જબાન ધરાવતા વકતા સભાઓ ગજાવી શકે છે, સભાને લીન કરી શકે છે, તેમના અભ્યાસી લેખો–તેમના ઉંડા અભ્યાસ માટે માન પેદા કરે છે. કચ્છી મહાજનના કુસુંપના કપરા કાળમાં પાંચ તડા કચ્છી મહાજનના મંત્રી તરીકે તેમણે જે બાહોશી અને ધૈર્ય બતાવ્યાં છે. એ પણ કેમ ભૂલી શકીએ? ઉપરાંત તેઓ મુંબઇના જાણીતા મહાસભાવાદી છે. મુંબઇ મ્યુનીસીપાલીટીમાં મહાસભાના ઉમેદવાર તરીકે ચૂંટાઇને ગયા છે. મ્યુનિસીપાલીટીમાં પણ માત્ર આંગળી ઉંચી કરી જાણી નથી, તેમના તરફથી ઠરાવો, દરખાસ્તો, અને સુધારાઓ મૂકાતાંજ હોય છે. પ્રજા સેવાની તેમની ધગશ પ્રસંશાને પાત્ર છે. ગીરગામ બેકરોડને 'વીઠલભાઇ પટેલ રોડ'નું નામ આપવાની દરખાસ્ત મૂકનાર શ્રી. શીવદાસભાઇ જ હતા.

આવા આપણા આ નરવીરનો જન્મ સંવત ૧૯૪૪ ના ફાગણ વદ ૧૧ ને દિને થયો હતો. તેમના પીતા જમીનદાર હતા. ગુજરાતી ૫–૬ ચોપડીના અભ્યાસ પછી તેમણે સત્તર વર્ષની નાની ઉંમરે વડીલોની મીલ્કતનો વહીવટ સંભાળ્યો હતો.

છેક નાની વયથી જ તેમનામાં સેવાવૃત્તીનો અજબ ગુણ ખીલ્યો હતો. સંવત ૧૯૭૦માં કચ્છ નળીયા દેશ મહાજનમાં સામાજીક ધારાધોરણ સુધારાવ્યા હતા, સંવત ૧૯૭૩માં મુંબઇના કચ્છી લોહાણા મહાજનમાં ધારાધોરણ સુધરાવ્યા હતા. કચ્છ નેત્રામાં તેમના પીતાશ્રીના નામનું 'સ્વ. ચાંપશી ભીમજી ઔષધાલય' તેમના કુટુંબ તરફથી ચાલે છે.

ઉપરાંત આર્યસમાજ, હીન્દુ મહાસભામાં પણ તેમણે સેવા અર્પી છે. મુંબઈ આર્યસમાજ, કચ્છી લો. પાંચતડા મહાજનના ઉપપ્રમુખ, કચ્છી લો. નીવાસ ગૃહ વગેરેના ટ્રસ્ટી છે.

મહાપરીષદમાં પ્રથમ બેઠકથી જ તેમનો ફાળો હતો. પાંચમી બેઠકના તો તેઓ સેક્રેટરી હતા, અને મહાપરીષદને ઝંખનારાઓમાં તેઓ પણ છે.

રાષ્ટ્ર, સમાજ, ધર્મ, અને જ્ઞાતિની સદાય ખંતથી સેવા બજાવતા આપણા આ 'હકીકતની ખાણ' સમા અભ્યાસી સેવાવીરની સેવા શે ભુલાય ?

## શ્રી. રતિલાલ ત્રિ. ઠક્કર

લોહાણા જ્ઞાતિની દરેક પ્રવૃત્તિમાં સદાય મોખરે રહી જ્ઞાતિ સેવામાં તન, મન, ધનનો ભોગ આપનાર શ્રી. શેઠ રતિલાલ ત્રિભુવન ઠક્કરની રાષ્ટ્ર, સમાજ અને વ્યાપારક્ષેત્રની સેવાઓ જાણીતી છે.

ઈ. સ. ૧૯૩૦ ના સત્યાગ્રહ સમયની તેમની સેવા કોણ વીસરી શકયું છે? જ્યારે જ્યારે મુંબઇને આંગણે રાષ્ટ્રનો કોઇ પ્રસંગ આવે છે, ત્યારે ત્યારે તે કાર્યની વ્યવસ્થામાં શ્રી. રતિલાલ શેઠનો ફાળો અગત્યનો હોય છે.

તેઓ હાલાઇ લોહાણા મહાજનના ટ્રસ્ટી છે, ઇસ્ટ ઇન્ડીયા કોટન એસોસિએશનના ડીરેકટર છે, બી. પી. સી. સી. ના ચૂંટાયલા મેમ્બર છે, મર્ચન્ટસ કલબના સેક્રેટરી છે. હાલાઇ લોહાણા સહાયકારી મંડળના મુરબ્બી સભ્ય છે. છેલ્લી મ્યુનિસિપલ ચૂંટણીમાં મહાસભાએ સી. વોર્ડમાંથી પોતાના ઉમેદવાર તરીકે ઉભા રાખીને મ્યુનિસિપાલીટીમાં મોકલ્યા છે.

જ્ઞાતિની દરેક સંસ્થાઓ, જ્ઞાતિની દરેક પ્રવૃત્તિઓ જ્ઞાતિના દરેક પ્રસંગે તેમનો ઉત્કટ ફાળો રહ્યો છે. તેમને આંગણેથી કોઇ જ્ઞાતિજન મદદની ધા નાખતો ગયેલો નિરાશ બની પાછો ફરતો નથી, તેમની સેવાની સૌરભ ચોતરફ ફેલાયલી છે.

સુરતના તેઓ વતની છે.

જ્ઞાતિ અને દેશની ઉત્તમ સેવા બજાવતા આપણા આદર્શ વ્યાપારી છે.

## શ્રી. દેવજી રતનશી

શ્રી. દેવજીભાઇ 'બી' વોર્ડના જાણીતા મહાસભાવાદી કાર્યકર છે. માંડવી કોંગ્રેસ કમીટીના માજી પ્રમુખ છે, અને તેમની રાષ્ટ્રસેવા ઉજળી છે,

તેમનો જન્મ દાનવીર શેઠશ્રી રતનશી હીરજી જે, પી, ને ત્યાં તા, ૨૭-૯-૧૯૧૨ ના રોજ થયો હતો, અંગ્રેજી સાત ધોરણના અભ્યાસ પછી તેઓ પોતાના વ્યાપાર ક્ષેત્રે ગુંથાઇ ગયા હતા.

પરંતુ વ્યાપારમાંજ તેમણે જીવન ફરજની સંપુર્ણતા નથી નીહાળી. દેશ, સમાજ અને જ્ઞાતિ ઉન્નતીની દરેક પ્રવૃતીમાં તેઓ હીસ્સો આપતા રહ્યા છે, ઈ. સ, ૧૯૩૧ માં કચ્છ લોહાણા સ્વયંસેવક મંડળના ઉપપ્રમુખ હતા,

મુંબઇ મ્યુનીસીપાલીટીની છેલ્લી ચૂંટણીમાં તેઓ મહાસભા પક્ષના ઉમેદવાર તરીકે-ઉભા રહી-ચૂંટાયા છે,

## શ્રી. નરભેરામ ન. પોપટ

શ્રી. નરભેરામ ન. પોપટ જવલંત કારકીર્દિ ધરાવનાર જ્ઞાતિના અણમૂલ રત્ન સમાન યુવક છે.

કચ્છ રેહાના તેઓ વતની છે. અને તેમનો જન્મ સંવત ૧૯૬૭ ના જેઠ શુદ ૧૫ ના દિને થયો હતો. અંગ્રેજી સાત ધોરણ સુધી પહોંચ્યા પછી ઇ. સ.

૧૯૨૭ માં અભ્યાસ છોડી. સમાજસેવામાં ગૂંથાયા હતા. પ્રથમ આર્યસમાજમાં સેવા અર્પી, તેના સ્વયંસેવક સેનાના વાઇસ કેપ્ટન હતા.

ઇ. સ. ૧૯૩૦ ના સત્યાગ્રહ સંગ્રામના મુંબઇના તેઓ પ્રથમ 'બલી' બન્યા. મુંબઇમાં સૌથી પહેલાં જેલ મહેલ સ્વીકારનાર તેઓ હતા, અને તે પછી તો ચાર ચાર વખત જેલ નિવાસ વેઠી આવ્યા. તેમણે સંગ્રામ વખતે જે જીંદાદીલીથી કાર્ય કર્યું હતું, તે નોંધનીય બન્યું છે.

માંડવી વોર્ડના તેઓ જાણીતા કાર્યકર્તા છે. ઇ. સ. ૧૯૩૦ થી નીયમીત રીતે બી. પી. સી. સી. માં ચૂંટાઇને જાય છે. આ વર્ષે મ્યુનીસીપાલીટીમાં મહાસભાના ઉમેદવાર તરીકે ચુંટાયા છે.

વતન કચ્છની રાજકીય ઉન્નતિ અર્થેના પ્રયત્નોમાં તેમણે અગ્રહીસ્સો પુરાવ્યો છે. કચ્છ યુવક પરીષદના તેઓ પ્રમુખ છે.

તેમની સામાજીક સેવાઓનું પાસું પણ મોટું છે, પોતે વ્યાપારી હોવા છતાં પોતાની બજારના ગુમાસ્તાઓના સુખદુ:ખમાં સમભાવભર્યો ભાગ લ્યે છે. બજારના ગુમાસ્તા મંડળના પ્રમુખ છે.

# મહાજન-મોવડીઓ

○ જેમણે ○

મહાજન પ્રવૃત્તિ જાગતી રાખી છે

• પરિષદના.................................પયગામધારી •

## શ્રી. મોરારજી આ. તન્ના

આપણા આ બુઝર્ગ આગેવાનના અણુએ અણુમાં જ્ઞાતિ ઉન્નતિની ઝંખના ભરી છે. બુઢાપો આવ્યો છે, છતાં તેમણે વિશ્રાંતિ ચાહી નથી. એજ થનગનતું હૈયું, એજ ચમકતી ભાવના અને એજ કાર્યનો તરવરાટ તેમણે સદાય સાચવી રાખ્યો છે! આજની આ ઉંમરે પણ મહાપરિષદ ભરવાની તેમની તમન્ના અજબ છે!

મુ. તન્નાસાહેબનો જન્મ સંવત ૧૯૨૧માં થયો હતો. અસલ વતની જામનગર સ્ટેટના પીંડારા ગામના.

પાંચ વર્ષની વયે મુંબઇ આવીને અભ્યાસ શરૂ કરેલો. ઇ. સ. ૧૮૮૪ માં ફર્સ્ટ કલાસમાં બી. એ. થયા. અને ઇ. ૧૮૮૭ માં બી. એ. એલ. એલ. બી. થઇ મુંબઇમાં બે વરસ સુધી વકીલાત કરી.

તે પછી ઇ. સ. ૧૮૮૯ માં ભાવનગર રાજ્યમાં સેશ જજ નીમાયા, તે પછી ઇ. સ. ૧૯૦૪ માં એકટીંગ દીવાન અને ઇ. સ, ૧૯૧૨ થી ૧૯૨૦ સુધી ભાવનગરની દીવાનગીરી કરી. ઇ. સ. ૨૫-૨૬ માં પાલણપુર સ્ટેટના દીવાન નીમાયા, ત્યાંથી છુટા થયા ત્યારે નવાબે દોઢરી તાઝીમ તથા છત્રી મશાલનું માન આપ્યું હતું. ઇ. સ. ૧૯૨૬ થી ૩૦ સુધી પન્નાના દીવાન તરીકે કામ કર્યું ઉપરાંત કેટલીક બીજી રીયાસતોના સલાહકાર તરીકે પણ મુ. તન્નાસાહેબે કામ કર્યું છે.

આ રીતે મુ. તન્નાસાહેબે રાજદ્વારોની અનેકવીધ ઉપાધી વહતા વહતા ઉત્તમ જ્ઞાતિસેવા બજાવી છે, પ્રથમ મહાપરીષદનું પ્રમુખપદ તેમણે શોભાવ્યું હતું, આ ઉપરાંત અનેક પરીષદો—સંમેલનો અને પ્રસંગોમાં તેમણે તેમની ઉત્તમ દોરવણી જ્ઞાતિને આપી છે.

આજે મુંબઇની ઘણી જ્ઞાતિસંસ્થાને શ્રી. તન્નાસાહેબની દોરવણી-સલાહ સૂચના મળી રહી છે. અને લગભગ દરેક જ્ઞાતિસંસ્થા તેમની રાહબરી ઇચ્છતી રહી છે, અત્યારે તેઓ હાલાઇ લોહાણા મહાજનના પ્રમુખ અને ટ્રસ્ટી છે, ઉપરાંત અનેક જ્ઞાતિસંસ્થાના પ્રમુખ અને ટ્રસ્ટીપદની જવાબદારી તેઓ આ ઉમરે પણ ઉઠાવી રહ્યા છે,

ઉપરાંત તેઓ મુંબઇની કેટલીક લીમીટેડ કંપનીઓના ડીરેક્ટર છે.

શ્રી. તન્નાસાહેબની જ્ઞાતિસેવા સદાય સૌના સ્મરણે રહેશે.

*

## કચ્છી લોહાણા પાંચતડા મહાજનના પ્રમુખ

# શ્રી. કલ્યાણજી કરમશી દામજી

સ્વ. કરમશી દામજીનો કીર્તીધ્વજ લોહાણા જ્ઞાતીને કાંગરે ફરકી રહ્યો છે, તેમના સુપુત્ર શ્રી. કલ્યાણજીભાઇએ પણ પીતાને પગલે પગલે જ્ઞાતીસેવાની જ્યોત જાગતી રાખી છે.

તેમનો જન્મ ઇ, સ, ૧૮૯૬ ના નવેંબરની ૨૩ મી તારીખે થયો હતો. ઇન્ટર આર્ટસ સુધીના અભ્યાસ પછી ઇ, સ, ૧૯૨૧ થી તેઓ ઇન્સ્યુરન્સ એજન્ટ તરીકેનો ધીખતો બીઝનેસ કરે છે.



જ્ઞાતી પ્રવૃત્તિમાં તેમણે સદા ઉંડો રસ લીધો છે, અને સેવા આપી છે, કચ્છી લોહાણા સ્વયંસેવક મંડળના પ્રમુખ તરીકેની તેમની સેવા જાણીતી છે, એ સંસ્થાના તેઓ પેટ્રન છે. ભુતકાળમાં તેમણે 'ઓનરરી માજીસ્ટ્રેટ' તરીકેની ફરજ બજાવી હતી હાલ તેઓ કચ્છી લોહાણા પાંચતડા મહાજનના પ્રમુખ છે મહાજનના આજના ઝંઝાવાતના કાળમાં બાહોશીભર ધીરજ જાળવી છે.

: મુંબઇ ઘોઘારી મહાજનના પ્રમુખ :

# શ્રી. ત્રિભુવનદાસ ખુશાલદાસ પોપટ



વયોવૃદ્ધ છતાં જ્ઞાતિ સેવાની ભાવનાથી તરબોળ એવા આપણા થોડા આગેવાનોમાંના શ્રી, ત્રીભુવન ભાઇ એક છે, આટલી વય છતાં તેઓએ જ્ઞાતી સેવાની ઝંખના છોડી નથી,

તેમનો જન્મ ઇ, સ, ૧૮૫૦ માં થયો હતો, મેટ્રીક પસાર કર્યા પછી તેઓશ્રી ભાવનગર રાજ્યના રેલ્વેખાતાની નોકરીમાં જોડાયા હતા, તે પછી ભાવનગર સ્ટેટના મહાલેમાં વહીવટદાર તરીકે પણ કામ કર્યું હતું. અને મ્યુનીસીપલ સેક્રેટરીની ફરજ પણ બજાવી હતી, આ પછી મુંબઇમાં ભાવનગર સ્ટેટના એજન્ટ તરીકે ઇ. સ, ૧૯૩૨ સુધી કામ કર્યું હતું,

આ રીતે તેમનું આખુંય જીવન જવાબદારી ભરી અમલદારીમાં વીત્યું છે, છતાં તેઓ જ્ઞાતીસેવા બજાવવાનું ચુકયા નથી, તેઓશ્રી મુંબઇ ઘોઘારી મહાજનના પ્રમુખ છે, તેમની સેવાઓ તો જાણીતી છે.

કચ્છી લોહાણા બે તડા મહાજનના પ્રમુખ

# શ્રી. દેવચંદ ધર્મસિંહ શેઠીયા

જે. પી.

શ્રી. દેવચંદ ધર્મસિંહ શેઠીયા જ્ઞાતિ, સમાજ અને રાષ્ટ્રની સેવા કાજે સદાય તત્પર રહ્યા છે.

વ્યાપારની આકરી જંજાળો છતાં શ્રી. દેવચંદભાઇએ સેવાની ભાવના સદા જાગતી રાખી છે, ઇ, સ, ૧૯૧૦માં

તેમનો જન્મ સંવત ૧૯૪૩ ના ચૈત્ર શુદ ૧ ના દિને થયો હતો, તેઓ કચ્છ અંજારના વતની છે.

અંજારમાં ગુજરાતી અભ્યાસ પછી સત્તર વર્ષની વયે મુંબઇના મોહક કીનારે તેમણે પગ મુકયો, અને એક વર્ષ સુધી નોકરી કર્યા પછી—૧૦—૧૨ વર્ષ કલકત્તામાં ગાળ્યા, ઇ. સ, ૧૯૧૩ માં તેમણે કલકત્તામાં એસ ડી. શેઠીયાને નામે કોલસા, ઝવેરાત વગેરેનો વ્યાપાર શરૂ કર્યો, ઇ. સ. ૧૯૨૫ માં બંગાળ ઓઇલ કંપનીની એજન્સી લીધી, આ ઉપરાંત જુદે જુદે સ્થળે જુદા જુદા વ્યાપારની અનેક દુકાનો તેમણે શરૂ કરી હતી, હાલ તેઓ મુંબઇમાં ઉપરોકત પેઢી ચલાવી રહ્યા છે.

તેમણે કલકત્તામાં 'લેબર્સ' યુનીયનની સ્થાપના કરેલી, તેના તેઓ પ્રમુખ હતા, ઇ. સ. ૧૯૨૯ ના મુંબઇના હુલ્લડ વખતે તેમની મદદ કીંમતી હતી, આ ઉપરાંત અંજારમાં તેમણે વાલકેશ્વર મહાદેવનું મંદિર બંધાવ્યું છે, કચ્છમાં રાજસ્થાની ચળવળમાં સારી સહાય કરી હતી, પ્રજા પરીષદના તેઓ ખજાનચી છે,

ઉપરાંત ઇ, સ, ૧૯૩૪ માં બ્રીટીશ સરકારે તેમને જે. પી. નો ખીતાબ આપ્યો છે,

શ્રી. દેવચંદભાઇ કચ્છી લોહાણા બેતડા મહાજનના પ્રમુખ છે, તેમના હૃદયમાં જ્ઞાતિ સેવાની ઝંખના ઘેરી છે,

—○ : હાલાઇ લોહાણા મહાજનના ઉપપ્રમુખ : ○—

## શ્રી. ડાહ્યાભાઈ અમરશી



મુંબઇની સંખ્યાબંધ જ્ઞાતિ સંસ્થાઓમાં શેઠશ્રી ડાહ્યાભાઇનો તન, મન અને ધનનો ફાળો આજે આપણે નિહાળી શકીએ છીએ. તેઓ અનેક સંસ્થાના કાર્યવાહક અને ટ્રસ્ટી છે. અનેક નિષ્ક્રિય સંસ્થાને તેમણે સક્રિય બનાવ્યાના દાખલા પણ સાંપડયા છે.

તેમનો જન્મ સંવત ૧૯૨૯ ના શ્રાવણ શુદ ૧૩ ના રોજ થયો હતો. અંગ્રેજી પાંચ ધોરણના અભ્યાસ પછી હાલ તેઓ ઇમારતી લાકડાનો જંગી વ્યાપાર ખેડે છે.

લોહાણા જ્ઞાતિમાં ઇમારતી લાકડાના જંગી વ્યાપારના શ્રી. ડાહ્યાભાઇ કદાચ એકજ વ્યાપારી છે. તેમણે સ્વબળે લાખો કમાઇને હજારોની મદદ જ્ઞાતિ સંસ્થાઓમાં કરી છે.

તેઓશ્રી મુંબઇ હાલાઇ લોહાણા મહાજનના ઉપપ્રમુખ છે, અને તેને અંગેના અનેક ટ્રસ્ટોના ટ્રસ્ટી છે, ઉપરાંત સ્વ. કેશરબાઇ દવાખાના અને બીજા ખાનગી ટ્રસ્ટોનાં પણ ટ્રસ્ટી છે, ના. ઇ. તથા મુ. મે. લોહાણા ઉચ્ચ કેળવણી બોર્ડીંગની મેનેજીંગ કમીટીના સભ્ય છે, હાલાઇ લોહાણા સહાયકારી મંડળીના પેટ્રન છે, હાલાઇ લોહાણા બાળાશ્રમના સેક્રેટરી છે, આ રીતે તેમનું સેવાવૃક્ષ ખુબજ ફાલ્યું ફુલ્યું છે.



—• શ્રી. દેવચંદ ધર્મસિંહ શેઠીયા જે. પી. •—

## શ્રી. નેણશી ચાંપશી

શ્રી. નેણશીભાઇ ચાંપશીની જ્ઞાતિસેવા અજાણી નથી. કચ્છ માંડવીમાં મળેલી મહાપરીષદ્‌ના તેઓ સેક્રેટરી હતા. અને પાંચે પાંચ પરીષદ્‌ની કાર્યવાહીમાં તેમણે સેવા અર્પી છે.

તેમનો જન્મ કરાંચીમાં થયો હતો. તેમની ઉંમર ૫૨ વર્ષની છે. તેઓશ્રી ના. ઇ. તથા મૂ. મે. લોહાણા બોર્ડિંગની કાર્યવાહી સમિતિના સભ્ય છે. અને કચ્છી લોહાણા બે તડા મહાજનના સેક્રેટરી છે.

તેમના પીતાશ્રી અને કાકા ઘણા વર્ષો સુધી ઓસ્ટ્રેલીયામાં વેપાર ખેડતા હતા. હાલ શ્રી. નેણશીભાઇ વ્યાપારક્ષેત્ર જ ખેડે છે. તેઓ સેવાક્ષેત્રના જૂનાજોગી છે.

: મુંબઇ ઘોઘારી લોહાણા મહાજનના ઉપપ્રમુખ :

## શ્રી. વૃજલાલ ગોવિંદજી મીઠાઇવાળા



સુપ્રસિદ્ધ 'ગોવિંદાશ્રમ'ની સુનામના ચોતરફ પ્રસરેલી છે. જ્ઞાતિને આંગણે કોઇ પ્રસંગ આવે છે, અને 'ગોવિંદાશ્રમ'નું નામ પણ સાથે સાથે ચમકી ઉઠે છે. જ્ઞાતિના સેવાભાવીઓ અને પ્રગતિમાનોની પ્રગતિને ઉત્તેજવા 'ગોવિંદાશ્રમ' સદા તત્પર રહે છે.

એના સ્થાપક શ્રી. વૃજલાલભાઇનું વતન ભાવનગર પાસેનું નારી ગામ છે. ગુજરાતી એ ધોરણના અભ્યાસ પછી એક વખારમાં ચાર રૂપિયાના પગારે જીવનની શરૂઆત કરી, એક દુકાન સ્થાપી હતી, તે પછી આજના આ ભવ્ય 'ગોવિંદાશ્રમ'નું સર્જન કર્યું. આજે જાણે 'મીઠાઇ અને ગોવિંદાશ્રમ' એ એક શબ્દ બન્યા છે, 'સેવા અને ગોવિંદાશ્રમ' એ પણ એક રૂપ બન્યાં છે.

શ્રી. વૃજલાલ શેઠ ચુસ્ત મહાસભાવાદી છે, અને મહાસભાની પ્રવૃતિમાં તન, મન, ધનથી ફાળો અર્પ્યો છે, તેમની જ્ઞાતિસેવા તો જરાય અજાણી નથી, ઘોઘારી લોહાણા મહાજનના ઉપપ્રમુખ અને ટ્રસ્ટી છે, તેમજ 'ઘોઘારી લોહાણા નિવાસ'ના બાંધકામ માટે તેમણે બાવીસ હજાર રૂપીયા મહાજનને અર્પણ કર્યાં છે.

## શ્રી. ચુનિલાલ ડાહ્યાભાઈ દવાવાળા

શ્રી. શેઠ ચુનિલાલ ડાહ્યાભાઇને કોણ નહી પીછાણતું હોય? તેમણે વર્ષોથી તન, મન, ધનથી જ્ઞાતિસેવા બજાવી છે.

તેઓશ્રી ભાવનગરના વતની છે. તેમની ઉંમર ૫૫ વર્ષની છે. અંગ્રેજી પાંચ ધોરણના અભ્યાસ પછી તેઓશ્રી વ્યાપારક્ષેત્રે ઝુકયા હતા. ઇ. સ. ૧૯૧૨ થી દવાની દુકાન શરૂ કરી, આજે દવા બજારના તેઓ માતબર આગેવાન વેપારી છે. તેમનો વ્યાપાર અતિ બહોળો છે, છતાં તેઓશ્રી ઇ. સ. ૧૯૧૭ થી ઉત્તરોત્તર જ્ઞાતિ-સેવામાં ફાળો આપતા આવ્યા છે.

જીવનની શરૂઆત તેમણે બાર રૂપીયાના પગારદાર તરીકે કરી હતી, પુરૂષાર્થથી ધંધો ખીલવી, ધન મેળવી, જ્ઞાતિને તેનો લાભ આપ્યો છે.

મુંબઇની ઘોઘારી વિભાગની અનેક સંસ્થાના તેઓ-શ્રી ટ્રસ્ટી છે. ઉપરાંત કેટલાક ખાનગી ટ્રસ્ટોના પણ ટ્રસ્ટી છે. અનેક સંસ્થાની કાર્યવાહીમાં રસ લ્યે છે, ઘોઘારી લોહાણા મહાજનના એક આગેવાન છે.

દવા બજાર વેપારી મંડળના પ્રમુખ તરીકે ઇ. સ. ૧૯૩૦ ની રાષ્ટ્રીય લડતમાં સારો ફાળો આપ્યો હતો.

શ્રી. શેઠ ચુનિલાલભાઇની જ્ઞાતિ સેવા સદાય નોંધાયલી રહેશે.

: કચ્છી લોહાણા પાંચતડા મહાજનના ઉપપ્રમુખ :

## શ્રી. પુરૂષોત્તમ ચત્રભુજ મસ્કાઇ



મસ્કાઇ કુટુંબની જ્ઞાતિ સેવા અને સખાવતની સુવાસ ચોતરફ મ્હેક મ્હેક થઇ રહી છે. એ કુટુંબના નબીરા શ્રી. પુરૂષોત્તમભાઇ પણ કુટુંબના ગૌરવને શોભ આપે તેવી કારકિર્દી ધરાવે છે.

તેઓશ્રીનો જન્મ ઈ. સ. ૧૯૦૮ ના ડીસેંબર માસની ૧૫ મી તારીખે થયો હતો. મેટ્રીક સુધીના અભ્યાસ પછી ૨૧ વર્ષની ઉંમરથી તેઓ બેંકીંગના ધંધામાં પડેલા છે.

તેમના કુટુંબની લાખોની સખાવત જાણીતી છે, તેઓશ્રીએ પણ દ્વારકા લોહાણા બોર્ડિંગને તેમના સ્વ૦ ધર્મપત્નિ મણીબાઇના સ્મરણાર્થે પાંચહજાર રૂપિયા આપેલા છે, આ સિવાય અન્ય બોર્ડિંગોમાં પણ અવાર-નવાર તેમની મદદ મળતી રહે છે.

તેમનું સેવાક્ષેત્ર પણ બહોળું છે. શ્રી કચ્છી લોહાણા પાંચતડા મહાજનના ટ્રસ્ટી તથા ઉપપ્રમુખ છે, કચ્છી લોહાણા સ્વયંસેવક મંડળના આજીવન સભ્ય છે, તેમજ બીજી કેટલીક જ્ઞાતિ સંસ્થાઓ અને ધર્માદાખાતા-ઓના ટ્રસ્ટી તરીકે તેઓશ્રી સેવા બજાવતા આવ્યા છે.

શ્રી. પુરૂષોત્તમભાઇ ચત્રભુજ પેરાજ ચુસ્ત કોંગ્રેસવાદી છે, જ્ઞાતિહિતની દ્રષ્ટિ તેમના હૃદયે ઉંચું સ્થાન પામી છે.

: કચ્છી લોહાણા બે તડા મહાજનના ઉપપ્રમુખ :

## શ્રી. સંગજી સુંદરજી



શ્રી કચ્છી લોહાણા બે તડા મહાજનના ઉપ-પ્રમુખ શ્રી. શેઠ સંગજી સુંદરજી સેવાક્ષેત્રમાં અગત્યનો હિસ્સો આપતા રહ્યા છે. તેઓ શેઠ પારપીયા પ્રધાન ચેરીટી ફંડ. શેઠ હંસરાજ કરમશી ટ્રસ્ટ ફંડ, નારાયણ તુલસીદાસ ચેરીટી ટ્રસ્ટ ફંડ, વગેરે અનેક ટ્રસ્ટોના ટ્રસ્ટી છે. મુંબઇ પ્રાંતિય વર્ણાશ્રમ સ્વરાજ સંઘના ઉપપ્રમુખ છે. અને સંવત ૧૯૯૫ ના કારતક શુદ ૧ ને દિને પંડીત સભાકાશી ધર્મ તરફથી 'સ્વધર્મ' ધુરંધુરંનો ઈલ્કાબ અને માનપત્ર તેમજ શંકરાચાર્ય તરફથી 'ધુરંધર' નો ઇલ્કાબ મળેલો છે.

ઉપરાંત શ્રી. સંગજીભાઇ દરેક પ્રવૃતિમાં અગત્યની આર્થિક મદદ આપતા આવ્યા છે. તેમને આંગણેથી કોઇપણ મદદ માગતો માનવી નિરાશ થઇ પાછો ફરતો નથી.

તેમની ઉંમર ૬૫ વર્ષની છે અને મુંબઇમાં ચાલીસ વર્ષથી કાપડનો વ્યાપાર કરે છે. 'મોનજી સુંદરજી'ને નામે ચાલતી તેમની દુકાનો વ્યાપારી આલમમાં સુપ્રસિદ્ધ છે.

## શ્રી. કલ્યાણજી કહાનજી માસ્તર

અથાક કાર્યદક્ષતા, પ્રબળ પરિશ્રમ અને સેવાની ઉન્નત ભાવનાથી જેમનું આખું જીવન રંગાયલું છે તે શ્રી. કલ્યાણજી કહાનજી માસ્તર એટલે સેવાની જીવતી જાગતી સંસ્થા.

તેમનો જન્મ સંવત ૧૯૪૪ના શ્રાવણ શુદ ૧૨ ના દિવસે જુનાગઢ પાસેના કેરાળા ગામે થયો હતો. તેમના પીતામહ લક્ષાધિપતિ હતા. પણ કુદરતના કારમા ચક્રે રૂના વ્યાપારમાં જબરો ફટકો પડવાને કારણે સ્થિતિ અત્યંત નાજુક બની હતી.

માંડ માંડ ગુજરાતી અભ્યાસ પુરો કરી જુનાગઢ

રાજ્યની મદદથી તેઓ રાજકોટની મેઇલ ટ્રેનિંગ કોલેજમાં દાખલ થઇ ઈ. સ. ૧૯૦૬ માં થર્ડઇએર ટ્રેઇન્ડ શિક્ષક બની પોરબંદર સ્ટેટના કેળવણી ખાતામાં કામ કરી, ઈ. સ. ૧૯૦૮ ની શરૂઆતમાં મુંબઇની એક ખાનગી સ્કુલમાં જોડાયા. તે પછી કેટલાક તબક્કા વીતાવી ઇ. સ. ૧૯૦૯ માં મ્યુનિસીપલ કેળવણી ખાતામાં જોડાઇ બાહોશીથી ઉમદા સ્થાન અને માન પ્રાપ્ત કર્યું. ઉપરી વર્ગમાં તેમજ શિક્ષકોમાં તેમની સુવાસ અનેરી છે. શિક્ષકોનાં પ્રતિનિધિ તરીકે તેમનાં અનેક પ્રશ્નો માટે તેઓ ઉપરીઓ સાથે ઝઘડયા પણ છે. શિક્ષકોના મંડળના ઉપપ્રમુખ છે. અનેક સુશીષ્યોના તેઓ ગુરૂ બન્યા છે. અનેકે તેમની શીતળ છાયા તળે શિક્ષણ મેળવી જીવન દીપાવ્યું છે.



માસ્તર સાહેબની સામાજીક અને સંસારીક ભાવનાઓ ખૂબ ખૂબ ઉંચી છે. એ તેમના જીવનના ઘણા પ્રસંગો પરથી સમજી શકાય છે. તેમણે પોતાના વીચારોને ખાતર ઘણી મુશ્કેલીઓની ધીરજથી બરદાસ કરી છે.

જ્ઞાતિસેવાના ક્ષેત્રમાં તો તેઓ મહારથી શા છે. અનેક મંડળોના ઉત્પાદક અને સફળ સંચાલક તરીકે આપણે તેમને પીછાણીએ છીએ. ઉપરાંત અનેક ટ્રસ્ટોના ટ્રસ્ટી છે. સૌરાષ્ટ્ર લોહાણા મીત્રમંડળના શરૂઆતથીજ મંત્રી છે. હાલાઈ લોહાણા મહાજનના મંત્રી તરીકેની તેમની કાર્યદક્ષતાએ સુંદર પરીવર્તન આણ્યું છે, સૌરાષ્ટ્ર લોહાણા મિત્રમંડળના ઇ. સ. ૧૯૯૫ માં ઉજવાયલા રજત મહોત્સવ પ્રસંગે મંડળે તેમને સુવર્ણ ચંદ્રક અર્પણ કર્યો છે. મહાપરિષદની બેઠક ભરવા માટે તેઓ અત્યંત શ્રમ ઉઠાવી રહ્યા છે. નવી સ્ટેન્ડીંગ કમીટીના જનરલ સેક્રેટરી છે. આ ઉપરાંત તેમની નાની, મોટી જાહેર અને ગુપ્ત અનેક સેવાઓ છે.

ભૂતકાળમાં માટુંગા તાલુકા કોંગ્રેસ કમિટીના અને એફ વોર્ડ જીલ્લા સમિતિના સેક્રેટરી તરીકે. બી. પી. સી. સી. ના સભ્ય તરીકેની તેમની કારકિર્દી ઝળકતી છે. તે કાળમાં તેમણે અનેક પ્રદર્શનો બાહોશીથી સફળતાથી પાર પાડયા હતા.

માસ્તર સાહેબની સેવાની અને ઉન્નત જીવનની નોંધ લેતાં તો પુસ્તકોના પુસ્તક ભરાય. તેઓ અનેક સંસ્થાઓ સાથે સંકળાયલા છે. તેમની જીવનજ્યોત સેવાજ્યોત બની ગઇ છે, અને તેઓ છે સેવાની મશાલ.

×



# શ્રી. મોહનલાલ ભીમજી વણઝારા

શ્રી. મોહનલાલ ભીમજી વણઝારાની સેવાઓ પણ સૌ સારી પેઠે પીછાણે છે. તેઓ જુનાગઢ રાજ્યના રાણપુરના વતની છે. તેમનો જન્મ સંવત ૧૯૬૨ ના પોષ વદ ૫ ના દિવસે થયો હતો. તેઓ ૧૨ વર્ષની બાળવયમાં માતાપિતાવિહોણા બન્યા હતા.

અંગ્રેજી સાત ધોરણ સુધી પહોંચીને તેઓએ સંવત ૧૯૭૬ માં મુંબઇ આવીને ઇન્કમટેક્ષના ક્ષેત્રમાં ઝુકાવ્યું હતું. સંવત ૧૯૭૯ માં તો 'મોહનલાલ એન્ડ કું. ની સ્થાપના કરી. આજે ઇન્કમટેક્ષ કાયદાના સલાહકાર તરીકે કામ કરતી તેમની પેઢી સુપ્રસિદ્ધ છે.

તેમણે પ્રસંગે પ્રસંગે અને અનેક સ્થળે સેવા આપી છે. મુંબઇ હાલાઇ લોહાણા મહાજનના સેક્રેટરી અને ટ્રસ્ટી છે, બીજા અનેક ટ્રસ્ટોના ટ્રસ્ટી છે. હાલાઇ લોહાણા નિવાસના પણ ટ્રસ્ટી છે,



# શ્રી. રણછોડદાસ શ્યા. કોટક

શ્રી. રણછોડદાસભાઇએ ધીખતા વ્યાપારક્ષેત્રે ઘૂમતા ઘૂમતા અગત્યની જ્ઞાતિસેવા બજાવી છે.

તેઓશ્રી કચ્છ કોટડી ( મહાદેવપુરી ) ના વતની છે. તેમનો જન્મ ઇ. સ. ૧૯૦૮ ના એપ્રિલ માસની ૧૪-મી તારીખે થયો હતો.

અંગ્રેજી છ ધોરણના અભ્યાસ પછી તેઓએ વ્યાપારક્ષેત્રમાં ઝુકાવ્યું હતું. સંવત ૧૯૮૩ થી શેઠ શીવજીભાઇ રાઘવજી સાથે તેમના ગ્રેન એન્ડ વીટ મરચન્ટસ અને કમીશન એજન્ટ તેમજ ચોખા તથા ખાંડના વ્યાપારમાં જોડાયલા છે. ઉપરાંત તેઓશ્રી ' ધી ગોદાવરી-સુગર મીલ્સ લી. ' ના મેનેજીંગ એજન્ટ છે.

આટલા ધીખતા ધંધા છતાં તેઓ વર્ષોથી કચ્છ પાંચતડા લોહાણા મહાજનની કારોબારીના સભ્ય છે. છેલ્લા ચાર વર્ષથી સંયુકત મંત્રી છે. તેમ ભૂતકાળમાં કચ્છ લોહાણા સ્વયંસેવક મંડળના સહમંત્રી તરીકે ત્રણ વર્ષ સેવા બજાવી હતી. તેની કારોબારીમાં તો વર્ષોથી સેવા આપતા હતા,



## શ્રી. ચીમનલાલ હ. વજાણી

શ્રી. ચીમનલાલ હરજીવનદાસ વજાણી ધોલેરાના વતની છે, તેમનો જન્મ સંવત ૧૯૫૪ ના ચૈત્ર વદ ૬ ના રોજ થયો હતો.

મેટ્રીક પસાર કર્યા પછી શિક્ષકજીવનથી તેમણે જીવનની શરૂઆત કરી. કચ્છી લોહાણા બાળાશ્રમમાં ગૃહપતી તરીકે કામ કરી પ્રાથમીક શાળાના હેડમાસ્તર તરીકે પણ કામ કર્યું તે પછી દવાના વ્યાપારક્ષેત્રે પડી હાલ તેઓ 'જીવા કુકા'ની પ્રખ્યાત દવાની દુકાનના ભાગીદાર છે.

શ્રી. ચીમનલાલભાઇમાં સેવાની વૃતિ સદાય સતેજ રહે છે. દવા બજાર વેપારી મંડળના તેઓ સેક્રેટરી છે. ઘોઘારી લોહાણા મહાજનના સેક્રેટરી તરીકે પેઠેલા કુસુંપને ટાળવા તેમણે ઉઠાવેલી જહેમત જાણીતી છે. તેઓ ચૂસ્ત મહાસભાવાદી છે. અને જ્ઞાતિસેવાની ઝંખના તેમની રગેરગમાં વ્યાપેલી છે.



## શ્રી. મોરારજી કેશવજી

શ્રી. મોરારજીભાઇ હાલાઇ લોહાણા મહાજનના ટ્રસ્ટી છે. અને તેમણે જ્ઞાતિ સેવામાં તન, મન, ધનનો ફાળો આપ્યો છે.

તેઓશ્રી જામખંભાળીયાના વતની છે, અને તેમનો જન્મ સંવત ૧૯૩૩ ના ફાગણ શુદ ૧૫ ના રોજ થયો હતો. ગુજરાતી સાત ધોરણના અભ્યાસ પછી તેઓ મુંબઇ આવ્યા હતા. અને મંગળદાસ મારકીટમાં રૂા. ૩ ના પગારથી નોકરી પર રહ્યા હતા. તે પછી 'હરીભાઇ હંસરાજ'ના નામની દુકાન કરી હતી. પછી મોરારજી હોરમસજી એન્ડ કું. શરુ કરી હતી. એક વખત તેઓ નવ નવ મીલના પ્રખ્યાત એજન્ટ હતા. કાપડના વ્યાપારી બજારમાં તેમના ડંકા પડતા હતા.

તે સમયે તેમણે અખૂટ દાનપ્રવાહ વહાવ્યો હતો. ભાવનગર મોંઘીબાઇ ઉદ્યોગશાળા અને લક્ષ્મીદાસ ચંદા રામજી ધર્મશાળા (મથુરા)માં તેમણે અગત્યનો ફાળો આપ્યો હતો.

હાલ તેઓશ્રી કમીશન એજન્ટ તરીકેનો ધંધો કરે છે.

## શ્રી. જમનાદાસ દેવરામ

શ્રી. જમનાદાસભાઈ મૂંગા જ્ઞાતિ સેવક છે. તેમની સેવા અતી વીશાળ છે. સદાય શાંતીથી મૌન ધારીને તેમણે જ્ઞાતિસેવા બજાવી છે.

તેઓશ્રી જામસલાયાના વતની છે. તેઓ જન્મ સંવત ૧૯૫૩ ના માગશર સુદ ૫ ને બુધવારે થયો હતો. અંગ્રેજી સાત ધોરણના અભ્યાસ પછી માત્ર સત્તર વર્ષની કીશોર વયે તેમણે કોંટ્રાકટર તરીકે જીવનની શરૂઆત કરી હતી. કોંટ્રાકટ અનેક સાહસો માગી લ્યે છે. એ ધંધાના અનેક સાહસો ખેડી પચીસ વર્ષની ઉંમરે તેમણે કાપડના ધંધાની શરૂઆત કરી, તે આજે પણ ધીખતા વેગે ચાલુ છે.

તેઓશ્રી હાલાઇ લોહાણા મહાજનના ચાલુ મેનેજીંગ ટ્રસ્ટી છે. તેને અંગેના અનેક ટ્રસ્ટોના ટ્રસ્ટી પણ છે. અને દરેક જ્ઞાતિસંસ્થામાં અગત્યની સેવા આપતા રહે છે. શ્રી. જમનાદાસભાઇ સાધારણ સ્થિતિમાંથી આજે સંગીન સ્થિતિ પર પહોંચ્યા છતાં શાંત, નિરભિમાની અને જનસેવાની ભાવનાથી સદા રંગાયલા રહ્યા છે.

## શ્રી. રણછોડદાસ ઝીણાભાઇ

શ્રી. રણછોડદાસભાઇની સેવાથી સૌ સારી પેઠે પરીચિત છે. અનેક સંસ્થાનાં કાર્યવાહક અને ટ્રસ્ટી તરીકે તેઓશ્રી વર્ષોથી સેવા આપતા આવ્યા છે.

તેમનું વતન માળીયાહાટીના. તેમનો જન્મ સંવત ૧૯૩૭ ના આશો સુદ ૩ ના દીને થયો હતો. ગુજરાતી સાત ધોરણના અભ્યાસ પછી તેઓશ્રી શીક્ષક બનેલા વ્યાપારી સંસ્કારે તેમને મુંબઇ તરફ આકર્ષ્યાં અને સંવત ૧૯૫૪ માં મુંબઇ આવી નોકરીથી શરૂઆત કરી થોડા વખતમાં છાયલનો સ્વતંત્ર વ્યાપાર ખેડી લક્ષ્યાધિપતિ બન્યા.

સૌરાષ્ટ્ર હાલાઇ લોહાણા મિત્રમંડળના પેટ્રન છે અને ઘણા વર્ષોથી પ્રમુખ તરીકે સેવા આપી રહ્યા છે. હાલાઇ લોહાણા મહાજનની મેનેજીંગ કમિટીમાં સંવત ૧૯૭૩ થી સેવા આપી રહ્યા છે. અને હાલ મહાજનના ટ્રસ્ટી છે. તેને અંગે અનેક ટ્રસ્ટોના ટ્રસ્ટી છે અને કાંદીવલી મીત્રમંડળના આગેવાન કાર્યકર છે. જ્ઞાતિહિતની દરેક પ્રવૃતિમાં અગત્યનો ભાગ લ્યે છે.

## શ્રી. દયાળજી ગીરધર

તેઓ દવાબજારના જાણીતા વેપારી છે. મહુવાના વતની છે. સંવત ૧૯૫૦ માં તેમનો જન્મ થયો હતો.

અંગ્રેજી ચાર ધોરણના અભ્યાસ પછી તેઓ ૧૫ વર્ષથી દવાની લાઇનમાં જોડાયા છે.

તેમના ભાઇ સ્વ. ત્રિભોવન ગીરધર દવાવાળાના સ્મરણાર્થે તેમણે મોટી રકમની જાહેરાત કરી છે.

ઘોઘારી લોહાણા મહાજનના ટ્રસ્ટી છે, સદા શક્ય જ્ઞાતિસેવા બજાવે છે.

## શ્રી. રણછોડદાસ તન્ના

શ્રી. રણછોડદાસ દામોદરદાસ તન્ના ધરમપુરના વતની છે. તેમની ઉંમર ૪૮ વર્ષની છે.

અંગ્રેજી પાંચ ધોરણનો તેમનો અભ્યાસ છે. ઇ. સ. ૧૯૧૫ થી તેઓ વીમા એજન્ટ તરીકે ધીખતો ધંધો કરે છે. તેઓ આપ બળે આગળ વધેલા છે.

તેમનું સેવાપાસું ઠીક ઠીક છે. ઘોઘારી લોહાણા બોર્ડિંગ (ભગતવાળા, સુખડવાળા લો. ઓર્ફનેજ)ના ટ્રસ્ટી છે. ઘોઘારી લોહાણા મહાજનના ટ્રસ્ટી છે, બીજી કેટલીક સંસ્થાઓના ટ્રસ્ટી છે. ભૂતકાળમાં લાગલગાટ ૧૦ વર્ષ સુધી ઘોઘારી મહાજનના સેક્રેટરી તરીકે સેવા આપી છે.

## યુવાનો ! યુવાની સાર્થક કરો !

જ્ઞાતિ માતાના લાડીલા યુવાનો ! તમારી ઉછળતી યુવાની નસેનસમાં જ્ઞાતિ ઉત્કર્ષ માટે વહેતું, ઉષ્ણ લોહી, ઉન્નત ભાવના, ક્રાંતિનાં કાર્યો, થનગનતી તમન્નાઓ, અને આત્મભોગની યાહુતીઓની જ્ઞાતિમૈયા રાહ જુએ છે. અનેક કુરૂઢીઓના અજીત કિલ્લાઓ છાતી કાઢી ઉભા ઉભા તમારી યુવાની પર સ્મિત હાસ્ય કરે છે, સમાજ ચક્રમાં પિશાતી અને અનેક યાતનાઓ વેઠતી, અબળાઓ, તમારી ઉન્નત યુવાની તરફ મીટ માંડી રહી છે, ભયંકર બેકારીના કાતિલ પંજામાં સપડાયેલાં અનેક દરિદ્રનારાયણો, તમારી સાહસિક યુવાની તરફ આશાની દ્રષ્ટિએ ટગરટગર જોઇ રહ્યાં છે. એક તરફ ગરીબીએ જ્ઞાતિને ઘેરી લીધી છે, ભાંડુઓ ભાત વગર ભૂખનાં દુઃખો સહી રહ્યાં છે. ત્યારે બીજી તરફ ઓ! જ્ઞાતિના સ્થંભસમા યુવકો! તમારી સમક્ષ, તમારી હાજરીમાંજ મોટાઇના મોહમાં, દેખાદેખીએ મરણ, પરણ પાછળના લખલૂટ ખર્ચો થઇ રહ્યા છે. ઓ! ક્રાન્તિના ઉપાસક યુવાનો! આ બધું કયાં સૂધી ચલાવી લેવું ? જ્ઞાતિમૈયાનાં અશ્રુઓ લૂછવા ઊઠો, જાગૃત થાઓ, અને કમર કસી રણમેદાને પડો. આ સઘળાં અનિષ્ટોને સંહારવા પરિષદ્માતાને પહેલી તકે પધરાવો અને યુવાની સાર્થક કરો!

કલ્યાણજી કહાનજી માસ્તર.

## શ્રીયુત જાદવજી પિતાંબર ઠક્કર

મુંબઇમાં છાપખાનાંઓનો ઇતિહાસ લખવામાં આવે તો તેમાં શ્રી જાદવજી ભાઇનું નામ પણ અગત્યની જગ્યા રોકે એમ કહેવું અતિશયોક્તિ ભર્યું નથી. એમની ભલમનસાઇએ ઘણાય નિર્ધન પ્રકાશકોને ટેકો આપ્યો છે, અને ઘણાય નિર્ધન લેખકોનાં પુસ્તકો અને પત્રકારોનાં પત્રોને જગતનો પ્રકાશ બતાવ્યો છે, એમની ભલાઇનો દુરૂપયોગ કરીને ન પહોંચી શકતા લેખકો અને પ્રકાશકોએ એમનાં નાણાં ડૂબાડયા હશે, પણ ઇશ્વર એમને સદાય તરતા રાખ્યા છે, એવી ઇશ્વરની એમના પર 'અમીદ્રષ્ટિ' છે, અને ભલું કરનારનું ભલું થાય છે' એનો દાખલો એમનું જીવન પુરૂં પાડે છે.

તેઓ જુનાગઢ તાબાના એક નાનકડા ગામડામાં ગરીબ માતા પિતાને ત્યાં સંવત ૧૯૫૦ માં જન્મેલા, વેરાવળમાં તેમની બાલ્યાવસ્થા પસાર થયેલી. છ વરસની બાલ વયે પિતા વિહોણા થયેલા. આઠ વરસની ઉમરે મુંબઇ આવવાનું બન્યું. લેડી નોર્થ કોટ હિન્દુ ઑર્ફનેજમાં રહીને અભ્યાસ કર્યો, અને એજ ઑર્ફનેજના છાપખાનામાં છાપખાનાના ધંધાના એકડાથી માંડીને મેનેજર સુધીને દરજ્જે પહોંચેલા. સને ૧૯૩૦ થી આનંદ પ્રિન્ટીંગ વર્કસના ભાગીદાર છે.

★



**શ્રીયુત વલ્લભજી સુંદરજી કવિ, કાવ્યભૂષણ**
જાણીતા કવિ, ગ્રંથકાર અને પત્રકાર.

૧૯૧૨ માં મેટ્રિક સુધી અભ્યાસ કરીને લેખનના ધંધામાં ઝંપલાવ્યું. ૧૯૧૮ માં 'રાજનગરનાં રત્નો' અને ૧૯૨૦ માં 'મુંબઇના મહાશયો' નામનાં સામુદાયિક જીવનચરિત્રોનાં બે કિંમતી પુસ્તકો લખીને ગુજરાતી સાહિત્યકારોમાં પોતાનું સ્થાન નક્કી કર્યું. ૧૯૨૦ માં 'વાંચન' નામનું અગ્રગણ્ય માસિક (જેમાં શ્રી કનૈયાલાલ મુનશી, શ્રી શામળદાસ ગાંધી, શ્રી રાયચૂરા, અને શ્રી નટવર તથા ઇશ્વર વીમાવાળા વિગેરે લેખો લખતા) શરૂ કરીને અને ૧૯૨૪ માં 'કાઠીયાવાડી' નામનું નિડર સાપ્તાહિક શરૂ કરીને પત્રકાર જગતમાં સ્થાન મેળવ્યું. ૧૯૨૦ માં રાજકોટમાં પોતાની માલીકીનું સુંદર પ્રેસ ચાલુ કરેલું ૧૯૩૦ માં સસ્તી વાંચનમાળા શરૂ કરીને તેનાં સોળ પુસ્તકો પ્રસિધ્ધ કર્યાં. પોતાની માલેકીના છાપખાનામાં એકી સાથે છ વર્તમાન પત્રોનું અને રાજકોટ રાજ્યની ડીરેકટરીનાં ચાર વૉલ્યુમનું કામ કરીને મુદ્રક તરીકે પણ છાપ પાડી, પ્રેસ ઓવનર્સ એસોસિએશનના મંત્રી અને લોહાણા યુવક મંડળના પ્રમુખ ચુંટાયા. ૧૯૧૨ ની રાજકોટની કોન્ફરન્સ વખતે જ્ઞાતિસેવા પણ કરેલી. ૧૯૩૭ માં પંદર વરસની ઉંમરનો પોતાનો તેજસ્વી પુત્ર નરોત્તમ સ્વર્ગવાસી થતાં તેની યાદગીરીમાં 'નરોત્તમ બાળ ગ્રંથાવળિ' ચાલુ કરીને પુત્રનું નામ ચિરંજીવી કર્યું.

સંવત ૧૯૯૪ ના જન્માષ્ટમીના પવિત્ર દિવસે કાશીના સંસ્કૃત વિદ્યામંદિરે 'કાવ્યભૂષણ' ની પદવીની તેમના પર નવાજેશ કરીને તેમની સાહિત્ય સેવાની કદર કરી છે. સને ૧૯૩૯ ની શરૂઆતથી મુંબઇમાં વસીને 'મુંબઇના મહાશયો' નું બીજું પુસ્તક તૈયાર કર્યું.



**શ્રીયુત વલ્લભદાસ જીવરાજ તન્ના.**
જાણીતા ઇન્કમટેક્ષ કનસલ્ટન્ટ.

જેમની ઑફીસ આજે લગભગ દશ બાર વરસ થયાં કોટ હોર્નબી રોડ પર ચાલે છે, અને એ લાઇનના એક જાણીતા કનસલ્ટન્ટ તરીકે જેમની ગણત્રી થાય છે.







શ્રી. જમનાદાસ દેવરામ

શ્રી. રણછોડદાસ ઝીણાભાઈ

# મહાન સખાવતીઓ અને સેવાવીરો

## મહાન સખાવતી

## શેઠશ્રી વીરજી પેરાજ

લોહાણા જ્ઞાતિના આ યુગના 'ભામાશા' સમા તવારીખ પ્રસિધ્ધ મહાન સખાવતી તરીકે શેઠશ્રી વીરજી પેરાજનું નામ તવારીખના ઉજ્વળ પૃષ્ઠો પર સોનેરી અક્ષરે લખાયલું રહેશે. તેમણે જાણે આંખો વીંચીને ગંજાવર સખાવતો કરી છે, ધનની જાણે તેમને આંગણેથી નીકો વહી છે. 'સેવા' અને 'સખાવત' એ બે શબ્દો તેમના જીવન સાથે ઓતપ્રોત બની ગયા છે. જ્ઞાતિના નાના મોટા દરેક સવાલોમાં તેમણે સદાય ઉંડો ને અગત્યનો રસ લીધો છે.

લોહાણા જ્ઞાતિની આજની તવારીખ તેમની તન, મન. ધનની સેવાઓથી શોભાયમાન બની છે. તેમણે જાણે તવારીખને પોતાને કબજે કરી છે અને જ્ઞાતિના ઉજ્વળ જીવનને ઓપ આપ્યો છે.

ઠેર ઠેર તેમની બહોળી સખાવતોથી સંસ્થાઓ ખડી થઇ છે. મુંબઇ. ગુજરાત, કચ્છ. કાઠિઆવાડ, સિંધ અને જ્યાં જ્યાં નજર નાંખો ત્યાં તેમના 'દાના દીલની' કીર્તિગાથા કહેતો તેમનો કીર્તિધ્વજ ફરકી રહ્યો છે.

સેંકડો, હજારો અને લાખો. સુધીની સંખ્યાએ તેમની સખાવત પહોંચી છે. આજે તેમના કુટુંબની સખાવતોનો આંકડો ચાલીસ લાખનો બોલાય છે.

તેમનું આખુંય કુટુંબ જાણે જ્ઞાતિમૈયાના મુક્તિ-યજ્ઞમાં ભરપુર ફાળો આપતું રહ્યું છે. મસ્કાઇ કુટુંબની એ અમીરાત, પ્રભુતા, અને જ્ઞાતિદાઝ, કદી કોઇ નહિ ભૂલે.

તેમનું કુટુંબ આજે તો એટલું સુપ્રસિદ્ધ છે અને તેમની નામનાના ડંકા આજે દશે દીશામાં વાગી રહ્યા છે. કે તેમનો પરિચય આપવાની જરૂર નથી. અને તેમના દયાળુ, દાના, અને પ્રભુતા ઝરતા પુણ્ય-પવિત્ર પ્રતાપી જીવનની પીછાણ કરાવવાની શકિત પણ નથી.

તેમનું પ્રતિભાશાળી વ્યકિતત્વ, ભવ્ય ચહેરો તેજસ્વી મુખમુદ્રા અને પ્રતાપી જીવન ક્ષત્રિયવટની આબેહુબ ઝાંખી કરાવે છે.

લાખોપતિ હોવા છતાં, તેમણે લક્ષ્મીની બેવના કરી નથી, જ્યારે જ્યારે અને જ્યાં જ્યાં યોગ્ય લાગ્યું ત્યાં ત્યાં તેમણે લાખોની નીકો વહોવી છે. છતાં અભિમાન, મોટાઇ, હુંપદથી તેઓ છેટા રહ્યા છે. તેમનો માયાળુ, આનંદી અને સ્નેહાળ સ્વભાવ ભલ-ભલાને તેમને વંદન કરતો કરી મુકે છે.

જ્ઞાતિની કેળવણી અને સંસ્કારની ઝંખના તેમને હૃદયે ઉંડી છે, તેમણે સ્થાપેલી બોર્ડિંગો, બાળાશ્રમો, શાળાઓ ધર્મશાળાઓ, દવાખાનાઓ, ચાલીઓ, પુસ્તકાલયોની સેંકડોની સંખ્યાની સંસ્થાઓ દેશપરદેશને આંગણે તેમની કીર્તિ ધ્વજા ફરકાવતી ફરફરે છે.

## મુંબઈના મહાન નાગરિક

# શેઠ શ્રી. શુરજી વલ્લભદાસ

શ્રી. શેઠ શુરજી વલ્લભદાસની સુકીર્તિ એક આગેવાન નાગરિક તરીકે, મહાન સમાજ સેવક તરીકે, બાહોશ વ્યાપારી તરીકે અને એક સાહસિક ઉદ્યોગવીર તરીકે ચોતરફ પ્રસરેલી છે. મુંબઇના આગેવાન નાગરિકોમાં તેમની ગણના અગત્યની છે, રાજકારણ, સમાજ તેમજ વ્યાપારક્ષેત્રમાં તેમનું ગૌરવ અનુપમ છે. તેમણે આજસુધીમાં તન, મન, ધનથી કરેલ સેવાકાર્યોનું વીગતવાર આલેખન એટલે એક અનોખો ઇતિહાસ.



કચ્છ સુંથરીના એક સંસ્કારી કુટુંબમાં સંવત ૧૯૪૪ માં તેમનો જન્મ થયો હતો. સુંથરી અને મુંબઇમાં અભ્યાસ કર્યા પછી પંદર વર્ષની ઉંમરે તેમણે ધંધાની શરૂઆત કરી હતી. ઝવેરાત. રંગ વગેરેનાં જંગી વેપારો ખેડયાં હતાં.

ઇ. સ. ૧૯૩૦માં 'શુરજી વલ્લભદાસ સ્વદેશી બજાર લી.' અને તે પછી વહાણવટાના ક્ષેત્રમાં તેમણે ઝંપલાવ્યું છે. અખબારી આલમમાં પણ કેટલાક કીંમતી અખબારોના જન્મમાં તેમનો ફાળો અગત્યનો છે.

તેમની સેવાભાવના વિશાળ છે. રાજકરણ, આર્યસમાજ, કચ્છી રાજકરણ, તેમજ જ્ઞાતિ પ્રવૃતિઓમાં તેઓ સદાય ઉત્કટ ફાળો આપતા આવ્યા છે. કચ્છી પ્રજાકિય પરિષદના પ્રથમ સંમેલનના પ્રમુખ હતા, તે પછી એ સંસ્થાના એક અગ્રગણ્ય—મોવડી તરીકે કચ્છના આજના રાજકરણમાં તેમની ગણના કીંમતી છે. કચડાયલી, દબાયલી, પીડાયલી પ્રજાને ખાતર તેમણે કચ્છના 'રા' સામે અનેક વખત જેહાદ જગાવી છે. અને સફળતા મેળવી છે. ઇ. સ. ૧૯૩૦ અને ૧૯૩૨ ની લડતમાં તેમના આખા કુટુંબનો ઉત્તમ ફાળો હતો, શ્રી. શુરજીભાઇએ પણ જેલ મહેલ સ્વીકાર્યો હતો.

માંડવીમાં મળેલી લોહાણા પરિષદના તેઓશ્રી ખજાનચી હતા, અને એ વખતે તેમણે રૂ. ૫૧૦૦૦ એકાવન હજારની સખાવત કરી 'કચ્છ લોહાણા કેળવણી જનરલ ફંડ' સ્થાપ્યું હતું. આ ફંડની શાળાઓ આજે પણ કચ્છને ગામડે ગામડે શિક્ષણના અમૃતરસ રેલાવી રહી છે.

ઉપરાંત આર્યસમાજમાં પ્રસંગોપાત તેમજ દેશના જુદા જુદા પ્રસંગે તેમણે બાદશાહી સખાવતો કરી છે.

શ્રી. શુરજીભાઇના જીવનમાંથી સેવાભાવનાની સુવાસ ઉઠે છે, બાહોશી અને સાહસિકતા તેમજ કાર્યદક્ષતા બ્હેક બ્હેક થાય છે.

# શ્રી. માવજી ગોવિંદજી શેઠ

શ્રી. માવજી ગોવિંદજી શેઠનું સ્થાન લોહાણા જ્ઞાતિના આજના જાહેર જીવનમાં અગત્યનું છે. એ પીઢ, ધીર, અભ્યાસી અને ઠરેલ નેતાની શક્તિનો લાભ લોહાણા જ્ઞાતિને ઠીક ઠીક મળ્યો છે. તેમનું આખુંય જીવન સેવામય છે, તેમના જીવનના પ્રકરણે પ્રકરણે સેવાપ્રવૃત્તિ છે. જાણે તેમના જીવનની કારકીર્દી એટલે સેવાનો ઈતિહાસ.

દીવાન દેવચંદ શેઠના કુળમાં સંસ્કારી શિક્ષક પિતાને ત્યાં તેમનો જન્મ ઇ. સ. ૧૮૮૩ ના જુન જુન માસની ૧૨ તારીખે ભુજનગરીમાં થયો હતો. મેટ્રીક સુધીના અભ્યાસ પછી રાજ્યની અને જ્ઞાતિની સ્કોલરશીપ મેળવી તેઓએ ભાવનગરની શામળદાસ કોલેજમાં અભ્યાસ આગળ વધાર્યો હતો, પરંતુ તે અધુરોજ રહી ગયો.



પ્રથમ ભુજમાં રેજીમેન્ટલ ઓફીસરોના ઉર્દુ તથા પરશિયન ભાષાના મુનશી બન્યા, પછી અમદાવાદમાં શિક્ષકગીરી કરી. તે સમયે તેમને યુનિવર્સીટીનું 'કરસનદાસ મુળજી પ્રાઇઝ' મળ્યું હતું. તે પછી સને ૧૯૦૫ થી ૧૯૦૯ સુધી રાજકોટમાં 'કાઠિયાવાડ ટાઇમ્સ'ના તંત્રી તરીકે કામ કર્યું હતું. થોડો સમય ધરમપુર યુવરાજના કમ્પેનિયન તરીકે પણ ફરજ બજાવી હતી.

સને ૧૯૦૯માં મુંબઇમાં 'હિન્દ કોઓપરેટીવ સ્વદેશી સ્ટોર્સ'ના ડીરેક્ટર બન્યા, તે પછી જુદા જુદા વ્યાપારક્ષેત્રોનો અનુભવ લીધો. આજે તેઓ જુદી જુદી અનેક કંપનીઓના ડાયરેક્ટર છે.

તેમનું સેવાપાસું વિશાળ છે. પ્રથમ પરિષદના જનરલ સેક્રેટરી હતા, ઉચ્ચ કેળવણી બોર્ડિંગની સ્થાપનામાં અગત્યનો તેમનો હીસ્સો હતો, અને પ્રથમ સેક્રેટરી તેઓ હતા. તે પછી જ્ઞાતિસેવામાં શક્ય ફાળો આપતાજ રહ્યા છે.

રાજકરણમાં તેમનો ઉમદા ફાળો છે. ઇ. સ. ૧૯૧૮ની ખાસ મહાસભાના તેઓ જોઇન્ટ સેક્રેટરી હતા, અખિલ હિન્દ મહાસભા સમિતિ, બોમ્બે પ્રેસીડેન્સી એસોસિએશન, ગુજરાત રાજકિય મંડળ, જી. આઇ. પી. રેલ્વે વર્કસ યુનિયન, પતિત વર્ગ મીશન, કાઠિયાવાડ હીતવર્ધક સભા, ઇન્ડીયન મરચન્ટસ, ચેમ્બર, પેસેન્જર્સ એન્ડ ટ્રાફીક રીલીફ એસોસિએશનની કાર્યવાહી સમિતિઓમાં તેમનું સ્થાન અગત્યનું હતું. અનેક સંસ્થાના સ્થાપક અને સંચાલક તરીકે તેમણે ઉત્તમ સેવા બજાવી છે. 'નેશનલ હોમરૂલ લીગ'ના ઉપપ્રમુખ તરીકે તેઓ દેશને ખુણે ખુણે ફર્યા હતા.

થીઓસોફીસ્ટ સોસાયટીમાં તેમને અત્યંત શ્રદ્ધા છે, 'બ્લેવટસ્કી લોજ' ના ઉપપ્રમુખ હતા, સને ૧૯૨૨માં ગોધરામાં મળેલી અને સને ૧૯૩૨માં વડોદરામાં મળેલા થીઓસોફીકલ ફેડરેશનમાં તેઓશ્રી પ્રમુખ હતા.

ઉપરાંત 'ઓલ ઇન્ડીયા ટ્રેડ યુનિયન'ના ઉપપ્રમુખ તરીકે, પ્રેસ વર્કસ યુનિયનના પ્રમુખ તરીકે અને ઇન્ડીઅન મરચન્ટસ, ચેમ્બરના પ્રતિનિધિ તરીકે ધારાસભાની તેમની કારકિર્દી ઉજ્વળ છે.

તેમણે આજસુધીમાં ઉઠાવેલી જવાબદારીઓ તેમની સેવાની વીગતવાર નોંધ, અને તેમના જીવનમાં આવેલા ચિરસ્મરણીય પ્રસંગો નોંધવા બેસીએ તો પુસ્તકના પુસ્તકો ભરાય. તેમની સેવા મહાન છે, તેમનાં જીવનના તાણાવાણા સેવાભાવનાથીજ વણાયા છે.

એક લેખક, વકતા અને સેવાવીર તરીકે, રાજદ્વારી અને સમાજસેવક તરીકે, તેમજ બાહોશ વ્યાપારી તરીકે લોહાણા જ્ઞાતિની તવારીખમાં તેમનું નામ સદાય અગત્યનું સ્થાન ભોગવશે.

# શેઠ શ્રી. રતનશી હીરજી જે. પી,

અનેક ધીખતા ધંધાના લોહાણા વેપારીઓ તન, મન, ધનથી સમાજ સેવા કરીને મહાન સેવાવીર તરીકે મશહૂર બન્યા છે. રાજદ્વારે પણ માન મોભો–યશ મેળવી શકયા છે. એ આપણા સદ્‌ભાગ્યની વાત છે.

એવા એક પ્રતાપી પુરૂષ શ્રી. શેઠ રતનશી હીરજી ગોવિંદજી જે. પી. લોહાણા જ્ઞાતિના આજના અમર અગ્રેસર છે. તેમનો જન્મ કચ્છ વાંકુમાં સંવત ૧૯૪૫ માં થયો હતો.



મુંબઇમાં સેંટ ઝેવિયર્સ હાઇસ્કુલ સુધીના અભ્યાસે પહોંચીને તેમણે ઇ. સ. ૧૯૦૫ માં વ્યાપારક્ષેત્રે ઝંપલાવ્યું હતું.

વ્યાપારી ક્ષેત્રમાં હીંમત, સાહસ અને ખંતથી તેમને સફળતા મળી હતી. એ પૈસાની પ્રાપ્તી કરીને તેમણે છુટે હાથે દયા, દાનમાં વાપરી જાણ્યા છે. જબલપુરમાં કન્યાશાળા તથા આયુર્વેદિક ઔષધાલય સને ૧૯૩૪ માં બંધાવી તેમણે મ્યુનિસિપાલીટીને સોંપ્યું છે. કચ્છ વાંકુમાં દવાખાનું તથા કન્યાશાળા તેઓશ્રી પોતાને ખર્ચે ચલાવે છે. આ ઉપરાંત તેમની નાની મોટી અનેક સખાવતો હશે.

તેમનું દીલ–દીલાવર છે. અતિશય સેવાભાવી છે.

આજ સુધીમાં સમાજ અને જ્ઞાતિની તેમણે ઉત્તમ સેવા બજાવી છે. ધી ગ્રેન મર્ચન્ટ એસોસિએશનના પ્રમુખ તરીકે, તેમજ મુંબઇ તથા કચ્છ દુષ્કાળ રાહત સમિતિના પ્રમુખ તરીકે તેમની સેવાઓ જાણીતી છે. સંવત ૧૯૩૨ના હુલ્લડમાં માંડવી લત્તામાં સુંદર સેવા બજાવવા માટે બ્રિટીશ સરકારે તેમને જે. પી. નો માનવંતો ઇલ્કાબ બક્ષ્યો છે.

જ્ઞાતિદાઝ તેમને દીલે વસેલી છે. અને જ્ઞાતિઉન્નતિના પ્રયાસો પણ કરતા રહે છે.

તેમના સુપુત્ર શ્રી. દેવજીભાઇ પણ ઉત્તમ સમાજ-સેવક નીવડયા છે. પિતાને પગલે તેમણે પ્રયાણ કર્યું છે,

### શેઠશ્રી

# નેણશી તેજપાળ

લોહાણા જ્ઞાતિના અગ્રેસર અને બાહોશ વ્યાપારી તેમજ સુપ્રસિધ્ધ કોંટ્રાકટર શેઠ શ્રી. નેણશી તેજપાલ સોમૈયા એટલે ભાવનાના ભંડાર, શકિતઓની શકિત, કાર્યદક્ષતાની મૂર્તિ, સેવાના ઝંડાધારી.

તેમનો જન્મ સંવત ૧૯૪૦ ના જેઠ સુદ ૧૫ ના એક પ્રભાતે કચ્છ ભૂજના–કલ્યાણપુર ગામમાં થયો હતો. કુટુંબ બહોળું હતું. તેમાં લાડકોડથી ઉછરતા ઉછરતા અભ્યાસ કર્યો.

'પુત્રના લક્ષણ પારણામાંથી કળાય' એ રીતે તેમણે બાળપણથીજ ગામના બાળકોની આગેવાની લેવા માંડી હતી. તેમના પર બાળ નેણશીભાઇ એકચક્રી રાજ ચલાવતા હતા, આદેશો આપતા હતા, ટંટાફીસાદોનો ઇન્સાફ તોળતા હતા, એમ નાનપણથીજ તેમણે નેતાગીરી સ્થાપિત કરી હતી.

તેમની ૧૨–૧૩ વર્ષની વયે પિતાએ મુંબઇ આવી કોલાબા લત્તામાં દાણાની એક નાનકડી દુકાન નાખી, તેમાં શ્રી. નેણશીભાઇએ પણ ઝંપલાવ્યું, શાંત, મીઠા, રમુજી સ્વભાવે તેમણે ગ્રાહકોમાં આકર્ષણ ઉભું કર્યું.

ધીમે ધીમે કુમાર મટી યુવાની પ્રાપ્ત કરતા હતા. યુવાન નેણશીભાઇના સાહસિક સ્વભાવને દાણાની આ સાંકડી દુકાનમાં ગોંધાઇ રહેવું યોગ્ય ન લાગ્યું તેમને હૈયે જબરા સાહસો ખેડવાની હામ હતી. તેમણે જી. આઇ. પી. રેલ્વેના નાના નાના કોટ્રાક્ટો લેવા માંડયા. ધીમે ધીમે તેમાં પ્રગતિ થઇ અને જી. આઈ. પી. તથા. બી. બી. એન્ડ સી. આઇ. રેલ્વેના એક મહાન કોંટ્રાકટર તરીકે તેઓ મશહુર બન્યા.

તેમણે હજારોની સખાવત કરી છે. ગુપ્ત તેમજ જાહેર સખાવતો તેમની અનેક છે. ભુજમાં મળેલા યુવક સંમેલન વખતે તેમણે જુદા જુદા ફંડમાં પુષ્કળ ફાળો આપ્યો હતો. તેમજ કલ્યાણપુરમાં પાંજરાપોળ, ધર્મશાળા તેમની મોટી સખાવતમાંથી ઉભાં થયાં છે, તળાવ ખાણેનું પણ તેમના મોટા ભોગેજ થયું હતું.

સંવત ૧૯૮૫ના ચૈત્ર શુદ ૯ના દિને કચ્છના પાટનગર ભુજમાં સમસ્ત લોહાણા યુવક સંમેલન દબદબાપૂર્વક. ઠાઠમાઠથી ગંજાવર હાજરી વચ્ચે ભરાયું હતું. તેનું પ્રમુખપદ શ્રી. નેણશીભાઇએ દીપાવ્યું હતું. પ્રમુખસ્થાનેથી તેમણે ઉચ્ચારેલા અમૃત વચનો હજુય કાન પર ભણકારા કરી રહ્યાં છે. ઇ. સ. ૧૯૩૧માં મુંબઇમાં મળેલા તેના બીજા અધિવેશનના તેઓશ્રી સ્વા. પ્રમુખ હતા. પણ પ્રમુખશ્રીની ગેરહાજરીને કારણે તેમણે જ કામ ચલાવ્યું હતું.

એક વ્યાપારી હોવા છતાં તેમણે વિદ્વતા પ્રાપ્ત કરી છે. અનેક સંસ્થાના તેઓ પ્રમુખ છે, સેક્રેટરી છે, અને અનેક સંસ્થાની કાર્યવાહી સમિતિમાં સેવા અર્પતા આવ્યા છે.

### માજી જજ

# શ્રી. પી. એલ. ઠક્કર

એક ઉચ્ચ હોદ્દાના અમલદાર હોવા છતાં જેમણે જ્ઞાતિ સેવા વીસારી ન્હોતી અને જ્ઞાતિ પ્રવૃતિમાં જેમનો અગત્યનો ફાળો છે. તે શ્રી પિતામ્બર લવજી એડવોકેટ લોહાણા જ્ઞાતિના નરરત્ન છે.

તેમનો જન્મ સન ૧૮૮૫ માં કાઠિઆવાડના બાબરા ગામમાં થયો હતો, વતનના પ્રાથમિક અભ્યાસ પછી ભાવનગરમાં અભ્યાસ આગળ વધારી બી. એ. થઇ ઇ. સ. ૧૯૦૫ માં મુંબઇમાં બી. એ. એલ. એલ. બી. થયા. ઇ. સ. ૧૯૦૯ માં એડવોકેટ થયા અને પ્રેકટીસ શરૂ કરી. ઇ. સ. ૧૯૧૩ માં પાલનપુર સ્ટેટના સર ન્યાયાધિશ તરીકે મોટા પગારે નીમાયા. ત્યાંની પાંચ વર્ષની કારકીર્દી પછી ગવર્મેન્ટ લૉ કોલેજમાં પ્રોફેસર નીમાયા અને છેવટ પ્રેસીડેન્સી મેજીસ્ટ્રેટ તરીકે ચોમેર સુંદર છાપ પાડી હતી.

આટલા ઉચ્ચ દરજ્જે પહોંચવા છતાં તેમણે જ્ઞાતિ-સેવા અળગી કરી નહિ. અને જ્ઞાતિએ પણ તેમને છોડયા નહિ. તેઓ એડવોકેટ થયા ત્યારે તેમને જ્ઞાતિએ માનપત્ર આપ્યું હતું. ઉચ્ચ કેળવણી બોર્ડિંગના સેક્રેટરી તરીકે તેમણે એક વર્ષ સેવા આપી હતી અને આજે વર્ષોથી તેની વ્યવસ્થાપક સમિતિના સભ્ય છે.

હાલ તેઓ નિવૃત જીવન ગાળે છે છતાં જ્ઞાતિસેવાની ઝંખના સદાય સતેજ રાખે છે. બનતી સેવા બજાવે છે. તેમણે પોતાના શાંત, નિરભિમાની સ્વભાવથી સુંદર છાપ પાડી છે.

## શેઠશ્રી

# વલ્લભજી રામજી

શેઠશ્રી વલ્લભજીભાઇ લોહાણા જ્ઞાતિના એક ઉમદા નરરત્ન છે. તેમની સેવાભાવના વીરલ છે. તેમણે બજાવેલી જ્ઞાતિસેવા ચિરસ્મરણિય રહેવાને સર્જાયલી છે.

કચ્છ વાઘોરાના તેઓ વતની છે. તેમના કાકા સ્વ. શેઠ નારણજી ધામજી અને તેમના વડીલ બંધુ સ્વ. ગોપાળજી રામજીની માફકજ શેઠશ્રી વલ્લભજીભાઇનું સેવાક્ષેત્ર ઉજવળ છે.

બાળપણમાંજ માતૃસુખથી વંચિત બની તેમણે જરૂર પુરતા અભ્યાસ પછી મુંબઇમાં પોતાના કાકા નારણજી ધામજીનો વ્યાપાર સંભાળી લીધો હતો.

ધીખતા વ્યાપાર છતાં પ્રસંગે પ્રસંગે તેમણે જ્ઞાતિસેવા બજાવી છે. અનેક સંસ્થાના અને ખાનગી ટ્રસ્ટોના તેઓ ટ્રસ્ટી છે. અને તેમનો સદ્વ્યય થાય એવી મહેચ્છા તેમણે સદાય સેવી છે. પાર્વતિબાઇ પુસ્તકાલય તેનો જીવતો જાગતો દાખલો છે. મહાપરિશ્રમે તેઓ તે આદર્શ પુસ્તકાલય સ્થાપી શકયા હતા. 'લડી ઝઘડીને પણ સ્વ. પાર્વતિબાઇના આત્માને શાંતિ થાય એવું સત્કાર્ય તેમણે બજાવ્યું છે. આવીજ રીતે બધા ટ્રસ્ટોના સદ્વ્યયના માર્ગો તેમણે શોધ્યા છે.

પોતાના વડીલ બંધુ સાથે મળીને પૂ. કાકા નારણજી ધામજીને નામે રૂ. ત્રીસ હજાર આપીને તેમણે આજની ઉજવળ ઉચ્ચ કેળવણી બોર્ડિંગ સ્થાપી હતી અને તેના સંચાલન પાછળ પુરતો પરિશ્રમ ઉઠાવ્યો છે, હાલ તેઓ તેની વ્યવસ્થાપક કમિટીના પ્રમુખ છે.

ઉપરાંત અનેક સંસ્થામાં તેમનો સેવા ફાળો રહેલો છે, કચ્છ લોહાણા સ્વયંસેવક મંડળના એક વખત પ્રમુખ હતા. કચ્છી બાળાશ્રમના સેક્રેટરી હતા. આવી તો અનેક સંસ્થા અને સમિતિઓના સંચાલન તેમણે કર્યાં છે અને તન, મન, ધનનો ભોગ આપ્યો છે.

સાહિત્ય પ્રત્યે તેમને અજબ અનુરાગ છે. આજના કેટલાંક જાણીતા સાક્ષરો સાથે તેમને મિત્રાચારી છે.

લોહાણા જાહેર જીવનમાં તેમનું સ્થાન અગત્યનું છે.

## 'સખાવત શુર'

# શ્રી. કાકુભાઈ જીવણદાસ

શ્રી. શેઠ કાકુભાઇ જીવણદાસે લોહાણા જ્ઞાતિને ઉપરા ઉપરી ગંજાવર સખાવતોથી ચકિત કરી હતી. હરહંમેશ તેમના હસ્તથી જુદી જુદી સંસ્થાઓને હજારોની સખાવત થતી હતી.

શ્રી કાકુભાઇ—ભીમજી દયાળના કુટુંબના નબીરા છે. તેમણે આજસુધીમાં હજારોની સખાવત કરી છે કચ્છ, કાઠિઆવાડ અને સિંધમાં તેમની સખાવતોથી અનેક સંસ્થાઓ ચાલે છે.

દાનશૂરા કાકુભાઇ હાલ મુંબઇમાં શાંત નિવૃત જીવન ગાળે છે.

## શેઠ શ્રી

# હીરજી લક્ષ્મીદાસ જે. પી.

કચ્છ મસ્કાએ મશહુર વ્યાપારીઓ, સેવાવીરો આપ્યા છે. મસ્કાઇ કુટુંબે મસ્કાને ગૌરવ આપ્યું છે. એ કુટુંબમાં શ્રી. શેઠ હીરજી લક્ષ્મીદાસ જે. પી. નો જન્મ સંવત ૧૯૫૯ના અશાડ શુદ ૨ના રોજ થયો હતો. વતનમાં પ્રાથમિક શિક્ષણ મેળવી તેઓએ વ્યાપારક્ષેત્રમાં ઝંપલાવ્યું હતું.

તેમનો વ્યાપાર કોટનનો છે, ઉપરાંત તેઓ બેંકર્સ અને બુલીઓન છે.

તેઓ બાબુલનાથ અને મુંબાદેવી મંદિરના ટ્રસ્ટી છે, કચ્છી બાળાશ્રમના પણ ટ્રસ્ટી છે. ઇન્ડીઅન મરચન્ટ ચેમ્બરના મેમ્બર છે. બધી મળીને ૩૫ સંસ્થાના તો તેઓ ટ્રસ્ટી છે.

ઇ. સ, ૧૯૩૪માં તેમને જે. પી. નો ખીતાબ પ્રાપ્ત થયો છે.

સેવામૂર્તિ

# શ્રી. નંદલાલ છગનલાલ સોલીસીટર

શ્રી. નંદલાલભાઇ એટલે સેવા, નંદલાલભાઇ એટલે કાર્યની સદાય જલતી જ્યોત. તેમણે સુંદર સેવાકાર્યથી, શીતળ ભાવનાથી, અજબ ધૈર્ય, ખંત અને કાર્યદક્ષતાથી જે સુંદર છાપ લોહાણા જ્ઞાતિના હૃદયપટ પર પાડી છે, તે કદી ભૂંસાશે નહિ.



તેમનું સેવાક્ષેત્ર વિશાળ છે, તેમનું નામ લોહાણા જ્ઞાતિના આજના ઇતિહાસમાં અગત્યનું સ્થાન પ્રાપ્ત કરી રહ્યું છે.

તેમનો જન્મ ધોલેરાના એક સંસ્કારી શિક્ષક પિતાને ત્યાં ઇ. સ. ૧૮૯૮ ના માર્ચની ૧૪ મી તારીખે થયો હતો, પ્રાથમિક અભ્યાસ પછી ભાવનગર લોહાણા બોર્ડિંગ દ્વારા મેટ્રીક થઇ મુંબઇની ઉચ્ચ કેળવણી બોર્ડિંગમાં રહી અભ્યાસ આગળ વધારી બી. એ. એલ. એલ. બી. થઇ ઇ. સ. ૧૯૨૫ માં સોલીસીટર બન્યા અને ધર્મસિંહ દાદાચાનજીની સોલીસીટરની પેઢીમાં જોડાયા. ઇ. સ. ૧૯૩૧ માં તેની ભાગીદારી તેમને પ્રાપ્ત થઇ, આજે એ પેઢી મેસર્સ ધર્મસિંહ, દીનકરરાય અને નંદલાલના નામે પ્રસિદ્ધ છે.

ઉચ્ચ કેળવણી બોર્ડિંગના સેક્રેટરી તરીકે બાર બાર વર્ષની તેમની સેવા શે ભૂલાય? આ બાર વર્ષમાં તેમણે સંસ્થાની આખીય શિકલ પલટી નાખી. જ્યાં નિરાશા હતી ત્યાં આશાના અમૃત વહાવ્યાં, જ્યાં નિષ્ફળતા જણાતી હતી, ત્યાં તેમણે અદ્‌ભુત સફળતાનો વાવટો ફરકાવ્યો, જ્યાં નામોશી દ્રષ્ટિગોચર થઇ રહી હતી ત્યાં તેમણે કીર્તિનો ધ્વજ ફરકાવ્યો, તેમની ખંત, ધીરજ અને કાર્યદક્ષતાએ તેમણે બોર્ડિંગને ઇતિહાસમાં અમર બનાવી છે.

આ બોર્ડિંગ અંગે અનેક મંડળના સ્થાપક અને મુખ્ય સંચાલક તરીકે તેમની સેવા જાણીતી છે. ઘોઘારી લોહાણા મહાજનમાં પણ તેમણે સુંદર છાપ પાડી હતી, કાનબાઇ કન્યાશાળાના સેક્રેટરી તરીકેની તેમની સેવા ચિરસ્મરણીય છે. 'લોહાણા યુવક સંમેલન'ના બીજા

અધિવેશનના જનરલ સેક્રેટરી તરીકે તેમણે જે શ્રમ ઉઠાવ્યો હતો, એ કેમ ભૂલાશે ? ઉપરાંત તેઓ અનેક સંસ્થાના ટ્રસ્ટી છે, અનેકની કાર્યવાહી સમિતીમાં તેમનું અગત્યનું સ્થાન છે. એ બધી સંસ્થાઓના કાયદાના સલાહકાર તરીકે પણ ફરજ ઉઠાવતા આવ્યા છે.

ઇ. સ. ૧૯૩૨માં 'લોહાણા સ્વદેશી બજાર' ભરવામાં તેમનો અગ્ર હીસ્સો હતો. તેના તેઓ જનરલ સેક્રેટરી હતા. ઉચ્ચ કેળવણી બોર્ડિંગનો રજતમહોત્સવ ઉજવવાની તેમના મનની ઉંડી મુરાદ તેમણે ભારે પરિશ્રમથી સુંદર રીતે પાર પાડી હતી, અને એ પ્રસંગે 'રજત મહોત્સવ ગ્રંથ'ની યોજના તેમણે કરી છે. એ ગ્રંથ શ્રી. નંદલાલભાઇની સ્વપ્નસૃષ્ટિના પ્રતિક સમો બનશે.

તેઓ કોઇ પણ કાર્ય ઉપાડતા સો ગળણે ગાળે છે. અને ઉપાડે છે ત્યારે પછી પાછું વાળી જોતા નથી. ઘોઘારી મહાજનના કાર્યકર તરીકે તેમણે ઉઠાવેલો 'ક્રાંતિનો ઝંડો' જાણીતો છે. મૃતભોજન પર અનેક મિત્રોની સમજાવટ છતાં તેમણે પીકેટીંગ ગોઠવી પોતાની હીંમતનો પરચો બતાવ્યો હતો.

ઇ. સ. ૧૯૨૭માં ભાવનગર લોહાણા મહાજને તેમને માનપત્ર આપ્યું હતું.

શ્રી. નંદલાલભાઇએ સર્વત્ર શીતળ છાયા પાથરી છે. બાર બાર વર્ષની સેવા પછી ઉચ્ચ કેળવણી બોર્ડિંગના સેક્રેટરીપદેથી નિવૃત્ત થતા તેમને સંસ્થાના કાર્યવાહકોએ છુટા ન કરતાં ઉપપ્રમુખ તરીકે ચુંટી કાઢયા છે. તે સમયે તેમને માનપત્ર આપવાની હીલચાલ થયેલી પણ સદા શાંત સેવાના હીમાયતી શ્રી. નંદલાલભાઇએ તે કોઇપણ આગ્રહે સ્વીકારી નહિ. તેને બદલે કાર્યકરોને પ્રિતીભોજન અપાયું હતું.

## શેઠશ્રી ધર્મસિંહ ભવાન

શેઠ શ્રી ધર્મસિંહ ભવાન હરભમનો જન્મ સંવત ૧૯૨૫ના વર્ષમાં કચ્છ અંજારના મોડવદરમાં થયો હતો. જરૂર પુરતા અભ્યાસ પછી મુંબઇ આવી, પિતાના રૂના વ્યાપારમાં જોડાયા હતા. અવસાનકાળે પિતાએ તેમને આદર્શ જીવન જીવવા આદેશ આપ્યો હતો, તે શેઠ ધર્મસિંહભાઇએ અક્ષરસઃ પાળ્યો છે.

તેમની ગૌસેવા ઉત્તમ છે, ખાખરામાં પિતાને નામે ગૌશાળા સ્થાપી છે, માટુંગામાં પણ ગૌશાળા સ્થાપી હતી. માંડવી પરિષદ્ વખતે ગૌશાળા માટે તેમણે ફંડ એકઠું કરેલું તેમાં રૂ. ૭૦૦૦ તો પોતેજ ભરેલા. નાશિકમાં રૂ. પચાસ હજારને ખર્ચે ધર્મશાળા બંધાવી છે. એમ ધર્મ પ્રત્યે તેમને અત્યંત લાગણી છે.

તેઓ 'ભકત'નું બીરૂદ પામ્યા છે. તેમની ગૌભકિત તો જાણીતી છે. અનેક ગંજાવર વેપારો ખેડયાં છતાં તેમણે નીતિ તજી નથી અને શાંતિ ગૂમાવી નથી.

લોહાણા પરિષદ્‌ની સ્ટેન્ડીંગ કમિટીના તેઓ સભ્ય છે.

## શેઠ શ્રી વસનજી કરમશી જે. પી.

સ્વ. કરમશી કાનજીના મોટા પુત્ર શ્રી. શેઠ વસનજી કરમશીને જે. પી. નો માનવંતો ઇલકાબ મળેલો છે.

ગુજરાતી પાંચ ધોરણના અભ્યાસ પછી તેઓએ પિતાનો વ્યાપાર સંભાળ્યો હતો.

પિતાને પગલે ચાલીને તેમણે યથાશકિત સમાજ સેવા બજાવી છે, તેમના સુપુત્રો સારી આશા આપી રહ્યા છે.

## શ્રી. રામજી જેરામ ખાંટ

ભક્તરાજ રામજીભાઈ કચ્છ નાગ્રેચાના વતની છે, તેમનો જન્મ સંવત ૧૯૩૧ માં થયો હતો. માતુશ્રી પ્રેમાબાઈ ધાર્મિકવૃતીથી તરબોળ હતાં, તેમનાં સંસ્કાર શ્રી. રામજીભાઈમાં ઉતર્યા છે.

જરૂર જોગા અભ્યાસ પછી મુકાદમી કાર્યનો અનુભવ મેળવ્યો, સંવત ૧૮૫૨ માં કોલસાના વ્યાપારી સાથે જોડાયા–તે પછી પોતાનું મુકાદમીનું સ્વતંત્ર કાર્ય શરૂ કર્યું.

તેમનું સેવા પાસું ઉત્તમ છે, કચ્છ લોહાણા સ્વયંસેવક મંડળના કમાન્ડર ઈન ચીફ હતા, પાંચમી મહાપરીષદમાં વ્યવસ્થાનો ઘણો બોજો ઉઠાવ્યો હતો, કચ્છી બાળાશ્રમ અને કચ્છી મહાજનમાં અગત્યની સેવા તેમણે નોંધાવી છે.

ઉપરાંત ૧૯૫૨ ના પ્લેગ વખતે સવારથી સાંજ સુધી ખડે પગે ખાંધે શબો ઉઠાવી સોનાપુર પહોંચાડનાર એ વીરલ સેવાવીર તીલક સ્વરાજ ફંડમાં લોહાણા જ્ઞાતિમાંથી રૂ. સવાલાખનો ફાળો કર્યો હતો, જલીયાંવાલા બાગમાં રૂ. અગીયાર હજારનો ફાળો ભટકી ભટકીને તેમણે ઉભો કર્યો હતો. કચ્છ નાગ્રેચામાં પશુઓને પાણી પીવાનું દુઃખ જોતાં પોતાનાં મોટાભાઈ સ્વ. કરમશીભાઈના નામે મોટો હવાડો બંધાવી આપ્યો છે.

શ્રી. રામજીભાઈના જીવનમાંથી દયાધર્મના સૂર ઉઠે છે. એ ભાવનાશાળી ભકતરત્ને દેશ, સમાજ, જ્ઞાતી અને ધર્મ ખાતર તન, મન, ધનથી ઉત્તમ સેવા બજાવી છે.

શંકરાચાર્યે તેમને 'ભકતરત્ન'ની પદવી આપી છે, એ પદવી તેમણે શોભાવી છે.

'કાર્ય કી જ્યોત સદા હી જલે'

# જ્ઞાતિ પ્રવૃતિને જીવતી રાખનારા

# કાર્યકરો

## શ્રી. ચુનિલાલ ફૂ. સાયતા

શ્રી. ચુનિલાલભાઈ સુરતના વતની છે. તેમનો જન્મ ઈ. સ. ૧૯૦૧ના મે માસની ૧૪ મી તારીખે થયો હતો. મેટ્રીક સુધીનો તેમનો અભ્યાસ છે. તેમની સેવા જ્ઞાતીને અને વેપારક્ષેત્રને પણ મળેલી છે. હાલાઈ લોહાણા સહાયકારી મંડળના તેઓશ્રી પ્રમુખ છે, હાલાઈ લોહાણા મહાજન મનેજીંગ કમિટીના સભ્ય છે. તેમણે ધી ઈસ્ટ ઈન્ડીયા કોટન એસોસિએશનની રીંગ કમીટીના પ્રમુખ તરીકે છેલ્લા ત્રણ વર્ષ સુધી કામ કર્યું



## શ્રી. ચુનિલાલ કૃ. સાયતા

હતું, કોટન બ્રોકર્સ એસોસિએશનના સેક્રેટરી તરીકે છેલ્લા બે વર્ષથી સેવા આપે છે.

તેઓ કોટન બ્રોકર છે. ઇસ્ટ ઇન્ડીયા કોટન એસોસીએશન લી૦, બોમ્બે બુલીયન એક્ચેંજ લી. મારવાડી ચેમ્બર્સ ઑફ કોમર્સ લી, કોટન બ્રોકર્સ એસોસીએશન વગેરેના સર્ટીફાઇડ મેમ્બર છે.

વ્યાપારક્ષેત્રમાં આટલીજ ઉંમરમાં આટલા માન-મોભો મેળવવા માટે અભીનંદન ઘટે.

## શ્રી. ગોકુળદાસ પૂજારા
## શ્રી. હરિદાસ કોટક

એ અતીશ્યોક્તી નથી કે એક સેવાવીર ત્રીપુટીએ મુંબઈના લોહાણા કેળવણીના સેવાક્ષેત્રમાં સદા યાદગાર રહી જાય એવી સેવા અર્પી છે. તેમાંના બે બંધુ શ્રી. પુજારા અને કોટક વર્ષોથી જ્ઞાતિ સેવા બજાવે છે.

કાનબાઈ કન્યાશાળા અને ઉચ્ચ કેળવણી બોર્ડિંગની તેમની સેવા નોંધનીય છે. તેઓ બન્ને તેના સેક્રેટરી છે.

શ્રી. પૂજારા કેળવણી ક્ષેત્રમાંજ પડયા છે, શ્રી. કોટકે સ્વબળે કેમીકલ લાઇનનો ઉદ્યોગ ઉત્તમ પાયા પર મુકયો છે. તેઓ બન્ને ધોલેરાના વતની છે.



## શ્રી. ચુનિલાલ કરસનદાસ

શ્રી. ચુનિલાલભાઈ જામનગર રાજ્યના ચિત્રવડના વતની છે. તેમનો જન્મ સવંત ૧૯૬૧ ના ભાદરવા માસમાં થયો હતો.

તેઓ સવંત ૧૯૭૫ માં મુંબઈ આવીને પરચુરણ ધંધામાં પરોવાયા હતા. તે પછી 'થોસર એન્ડ કું.' માં નોકરી રહ્યા હતા. તેમાં અતુલ અનુભવ મેળવી આજની તેમની ઇન્કમટેક્ષ એક્સપર્ટ લાઇનની ભવ્ય ઓફીસ 'ચુનીલાલ કરસનદાસ એન્ડ કું.'ના મંડાણ ઇ. સ. ૧૯૨૬ માં માંડયા.

તેમની સેવાઓ જ્ઞાતિજગતમાં અતિ જાણીતી છે. તેઓ હાલાઇ લોહાણા નીવાસના ટ્રસ્ટી અને સેક્રેટરી તેમજ હાલાઇ લોહાણા મહાજનની મેનેજીંગ કમીટીના સભ્ય છે.

તાજેતરમાંજ તેમણે ઇંગ્લાંડ, જર્મની, ઇટાલી વગેરે યુરોપના જાણીતા દેશોની મુસાફરી કરી છે.





## શ્રી. જયંતિલાલ કા. ઠક્કર

**શ્રી.** જયંતિલાલભાઇ સુરતના વતની છે. તેમનો જન્મ:ઇ. સ. ૧૯૦૮ ના ઓગષ્ટ માસની ૨૮ મી તારીખે થયો હતો. બી. કોમ. જી. ડી. આર. એ. રજીસ્ટર્ડ એકાઉન્ટન્ટ એન્ડ ઓડીટરની ડીગ્રી તેમણે મેળવી છે. અને ઇ. સ. ૧૯૩૨ થી મેસર્સ જયંતીલાલ ઠક્કર એન્ડ કું. ના નામથી ઓડીટર તરીકે પ્રેકટીસ કરે છે.

તેઓ સાહીત્ય સંસદના સહખજાનચી છે, હાલાઇ લોહાણા મહાજન કમીટીના સભ્ય છે. ઉપરાંત જ્ઞાતિ-સંસ્થાઓને તેમના હીસાબો વગર લવાજમે ઓડીટ કરી આપવાની સુંદર સેવા શ્રી. જયંતીલાલભાઇ બજાવતા આવ્યા છે.

*

## શ્રી. ભવાનભાઈ ઝીણાભાઈ

**આ**પણા આ ફીલ્ડ માર્શલની ધીખતી સેવાભાવનાથી કોઇ અજ્ઞાત નથી. જ્ઞાતીના કોઇપણ પ્રસંગે તેમની સેવા ન હોય એવું બન્યું નથી, તેમના હૃદયમાં સેવાભાવના સદકાળ જાગતી રહે છે.

તેમની ઉંમર ૪૪ વર્ષની છે. ગોંડળના વતની છે. માત્ર ગુજરાતી ત્રણ ધોરણનો તેમનો અભ્યાસ છે.

સંવત ૧૯૬૭ માં તેઓ મુંબઇ આવીને રૂ. ૮ ના પગારે નોકરી પર રહ્યા હતા, હાલ પોતાનો ઘડીનો સંચો ચલાવે છે.

હાલાઇ લોહાણા વો૦ કોરના કેપ્ટન છે. વ્યાયામ-શાળાના સેક્રેટરી છે. હાલાઇ લો. સહાયકારી મંડળની મે. કમીટીના સભ્ય છે.

કોર દ્વારા તેમણે ઉત્તમ સેવા બજાવી છે. સત્યાગ્રહની લડતમાં તેમનો ફાળો જીંદાદીલીભર્યો હતો.

જ્ઞાતીજનોના અટપટા પ્રશ્નોમાં તેઓ ઉંડો રસ લ્યે છે.



## શ્રી. ભાનુચંદ્ર કા. ઠક્કર

મુંબઇની જ્ઞાતીપ્રવૃતીના આભમાં શ્રી. ભાનુચંદ્રભાઇ ભાનુ શા પ્રકાશે છે. જ્ઞાતીની દરેક પ્રવૃતીમાં તેઓ મોખરે રહે છે. તેમનામાં કાર્યનો અદ્‌ભૂત તરવરાટ છે.

તેમનું વતન સુરત. જન્મ ઇ. સ. ૧૯૦૫ નવેંબર માસની ૧ લી તારીખે થયો હતો.

બી. એ. એલ. એલ. બી. થયા પછી છેલ્લા ત્રણ વર્ષથી એડવોકેટ તરીકે હાઇકોર્ટ, પોલીસ કોર્ટ, અને સ્મોલ કોઝીઝ કોર્ટોમાં પ્રેકટીસ કરે છે.

તેમની જ્ઞાતીસેવા અજાણી નથી. હાલાઇ લો. મહાજન મે. કમીટીના સભ્ય છે. હાલાઇ લોહાણા સહાયકારી મંડળના વર્ષોથી પ્રાણુસમા સેક્રેટરી છે. યુવતી સંમેલનના સંચાલનમાં તેમનો અગ્ર હીસ્સો હતો, લોહાણા લેખક સંમેલનના બીજા અધીવેશનના સહમંત્રી તરીકે સુંદર સેવા બજાવી હતી. સ્નાતક મંડળમાં તેમનો ઉત્તમ ફાળો હતો., ગઇ મ્યુનીસીપલ ચૂંટણી વખતે કોંગ્રેસ પક્ષની પ્રચાર સભાના મંત્રી હતા

શ્રી. ભાનુચંદ્રભાઇએ ચોતરફ અજબ સુવાસ પ્રસરાવી છે. સૌનાં વીશ્વાસનાં અને ચાહનાનાં તેઓ અધિકારી બન્યા છે.



## શ્રી. લલ્લુભાઇ ર. ઠક્કર

શ્રી. લલ્લુભાઇએ એક ઝીંદાદીલ નરવીર તરીકે નામના મેળવી છે. તેમના પીતા સ્વ. રંગીલદાસ ઠક્કર જાણીતા વ્યાયામવીર હતા. અને તેમની જ્ઞાતી સેવા પણ અમત્યની હતી. ક્ષત્રિત્વનું ખમીર તેમનામાં ઝળકતું હતું, તેનો વારસો શ્રી. લલ્લુભાઇને મળ્યો છે.

શ્રી. લલ્લુભાઈ સુરતના વતની છે. તેમની ઉંમર ૩૮ વર્ષની છે. હાલ તેઓ મુંબઈના ધારાશાસ્ત્રના ક્ષેત્રમાં કાર્ય કરે છે.

તેમની સેવાઓ તો જાણીતી છે. હાલાઇ લોહાણા મહાજન કમીટીના સભ્ય છે. હાલાઇ લોહાણા સહાયકારી મંડળમાં અગ્રભાગ લ્યે છે. બીજા અનેક જ્ઞાતી મંડળોના સભ્ય છે.

હુલ્લડ સમયની તેમની જાન સટોસટની સેવાઓથી કોણ અજાણ્યું છે? ઇ. સ. ૧૯૨૧ ના સત્યાગ્રહ સંગ્રામનો સાદ સુણીને તેમણે કોલેજને 'રામ રામ' કર્યાં હતા. ઉપરાંત તેમની ખાનગી સેવાઓનું પાસું મોટું છે.

તાજેતરમાંજ તેમના પીતાશ્રીનું અવસાન થતાં જ્ઞાતીસંસ્થાઓને રૂ. ૧૦૦૦ની મદદ આપી છે.



## શ્રી. શિવજી કુંવરજી

એક વ્યાપારી હોવા છતાં શ્રી. શીવજીભાઇએ રાષ્ટ્ર, સમાજ અને જ્ઞાતિના ક્ષેત્રમાં અગત્યની સેવા અર્પી છે. કચ્છ લોહાણા સ્વયંસેવક મંડળના મંત્રી તરીકે વર્ષો સુધી સેવા બજાવ્યા પછી હાલ તેઓ પ્રમુખ ચૂંટાયા છે. એ મંડળની પ્રગતિમાં અને સેવામાં શ્રી. શીવજીભાઇનો ફાળો ન ભુલાય એવો છે. ઉપરાંત લોહાણા પાંચતડા મહાજનની મે. કમિટીમાં તેમણે ઉમદા સેવા આપી હતી. પાંચ તડા અને બે તડાની સંયુકતી માટે અવીશેષ શ્રમ તેમણે લીધો હતો.

તેમનો જન્મ સંવત ૧૯૬૦ ના માગશર શુદ ૯ ના દિને થયો હતો. અંગ્રેજી ચાર ધોરણના અભ્યાસ પછી સંવત ૧૯૭૬ થી પોતાના મેવાના વ્યાપારમાં જોડાઇ ગયા છે.

પોતાની દુકાનના ભાગીદાર સ્વ. લાલજી મુરારજીની વીધવાબાઇને સમજાવી તેમણે રૂપીયા પચીસ હજારની સખાવત કરાવી છે. તેને અંગે નખત્રાણામાં એક દવાખાનું ચાલે છે.

ઉપરાંત મહાસભાના કાર્યકર તરીકે સારી સેવા અર્પી છે. બી. પી. સી. સી. ના સભ્ય તરીકે અને માંડવી જીલ્લા મહાસભા સમીતીના મે. કમિટીના સભ્ય તરીકેની તેમની સેવા ઉજ્વળ છે. મેવા મરચન્ટ એસોસીએશનના માનદ મંત્રી તરીકે સેવા અર્પી રહ્યા છે. મેંગવાણા નીરાશ્રીત તેમજ વીદ્યોતેજક ફંડના ટ્રસ્ટી છે.

શ્રી. શીવજીભાઇની સેવાભાવના વીરલ છે.



## શ્રી. પુરૂષોત્તમદાસ મી ઠાઈવાળા

'ગોવિંદાશ્રમ'નું સ્મરણ ગાચડતાં શ્રી. વ્રજલાલભાઇના નબીરા શ્રી. પુરૂષોત્તમદાસની સેવામુર્તી દૃષ્ટી સમક્ષ ખડી થાય છે. ગોવિંદાશ્રમની આજની સુનામનામાં શ્રી. પુરૂષોત્તમભાઇનો અગત્યનો ફાળો છે.

તેઓ હરહંમેશ કંઇકને કંઇક પ્રવૃતિમાં રચ્યા રહે છે. 'દવાખાનાથી માંડીને લાયબ્રેરી' સુધી તેમની દૃષ્ટી પહોંચી છે. ઉપરાંત નાની મોટી ખાનગી મદદો આપતા રહે છે. અને પ્રવૃતિઓ ચલાવતા રહે છે.

સાહીત્ય પ્રત્યે તેમને અજબ અનુરાગ છે, સાદાઇ અને સેવા તેમના જીવનમાં વણાઇ ગઇ છે.

સેવા સમિતીના તેઓ સ્થાપક છે, મહાપરીષદના સહમંત્રી છે. બીજી અનેક જ્ઞાતિ સંસ્થામાં તેમનો સેવાફાળો અગત્યનો છે.

ઇ. સ. ૧૯૨૧ ના સત્યાગ્રહ સંગ્રામનો સાદ સૂણીને લગ્ન પછી ત્રીજેજ દિવસે રણવાટ લીધી હતી. અને નાગપુરમાં જેલ ભોગવી હતી. ઇ. સ. ૧૯૩૧ માં લાઠીમાર પણ સહન કર્યાં છે અને માથાં ફોડાવ્યા છે.

આવા સેવાવીરની સેવાના મૂલ્ય શે થશે!



## શ્રી. હરીલાલ ઉ. જસાણી

તેમણે છેક બાલ્યકાળથીજ બંડખોરવૃતિનો પરચો કરાવ્યો હતો, કુમારવયે તો મહાજન સામે અનેક પ્રશ્નોને લગતા પોકાર ઉઠાવ્યા હતા, લડતો ચલાવી હતી. એજ ગુણ આજે પણ તેમનામાં એટલો જ એટલો જીવતો જાગતો જોવામાં આવે છે. તાજેતરમાંજ તેમણે કેટલાક એવા વીકટ પ્રસંગો સફળતાથી પાર ઉતાર્યાં છે કે તેમની અજબ હીંમત, અને ચાતુર્ય, માટે માન થયા વીના રહે નહી. કોઇની શેહમાં દબાયા વગર, સ્વાર્થને પણ સળગાવીને તેમણે જ્ઞાતિજનોની સેવા જીગરથી બજાવી છે.

તેઓ ધોલેરાના વતની છે. મુંબઇ આવ્યા પહેલેં પડે. એક સાધારણ દુકાનમાં જોડાયા. પણ ફાવ્યું નહી, પછી સોલીસીટર લાઇનમાં દસ વર્ષ નોકરી કર્યા બાદ હાલ શેઠ નથુ મૂલજીની કું. માં કામ કરે છે.

હમણાંજ ઘોઘારી લોહાણા મહાજનના જોડીયા સજ્જનથી ચૂંટાયા છે. અનેક મંડળો સાથેનો તેમનો સબંધ છે ' બને એટલું કરી છુટવું ' એ તેમનો સીધ્ધાંત છે.



## શ્રી. પ્રેમજી પૈ. રૂપારેલ

અનેક સંસ્થાઓ દ્વારા શ્રી. પ્રેમજીભાઇએ જ્ઞાતિસેવા કરી છે. તેમનામાં ઉત્સાહ છે, તરવરાટ છે, ભાવના છે.

તેમનો જન્મ સવંત ૧૯૪૯ ના ભાદરવા વદ ૧૪ બુધવારના દિને થયો હતો. જરૂરજોગા અભ્યાસ પછી માત્ર પંદર વર્ષની વયે નોકરીમાં જોડાયા હતા, અનેક ક્ષેત્રોના અને સ્થળોના અનુભવ પછી હાલ તેઓ કચ્છી લોહાણા પાંચતડા મહાજનના મહેતાજી તરીકે કામ કરે છે.

કચ્છ લોહાણા સ્વયંસેવક મંડળના મંત્રી તરીકે તેમજ કામચલાઉ કેપ્ટન તરીકે તેમણે ભૂતકાળમાં સેવા આપી છે, કચ્છી લોહાણા મીત્રમંડળ--મઝગાંવના પ્રમુખ તરીકે પણ સેવા કરી છે. એ મંડળને ઉન્નત બનાવવા તેમણે અથાક પ્રયત્ન કર્યા છે, મહાજનની કારોબારી સમીતિના માજી સભ્ય અને મંત્રી છે,

તેમનામાં સેવાભાવના ભારોભાર ભરી છે.



## શ્રી. રામદાસ ગં. રૂપારેલ

કચ્છી લોહાણા જ્ઞાતિમાં બંડખોર કાર્યકર તરીકે જાણીતા થયેલા શ્રી. રામદાસભાઇ કચ્છ બીટાના વતની છે. તેમનો જન્મ ઇ. સ. ૧૯૧૧ એપ્રીલ માસની ૧૪ મી તારીખે થયો હતો. આર્થિક અને કૌટુંબિક મુસ્કેલીઓની મુંઝવણ વચ્ચે તેમણે ખંતથી–જ્ઞાતિની સ્કોલરશિપો પ્રાપ્ત કરી કરાંચીમાં આર્ટસના પહેલા ગ્રેજ્યુએટ થયા હતા. તેથી 'કચ્છી લોહાણા એસોસિએશને' માનપત્ર આપ્યું હતું.

કરાંચીમાં મંડળો તેમજ જ્ઞાતિના જાહેરજીવનમાં આગળ પડતો ભાગ લેતા હતા. તે પછી ૭ વર્ષથી તેઓ મુંબઇમાં વસવાટ કરે છે. આટલા સમયમાં કચ્છી લોહાણા જ્ઞાતીના જાહેરજીવનમાં તેમણે સુંદર સ્થાન પ્રાપ્ત કર્યું છે. લેખક, વકતા અને કાર્યકર તરીકે પ્રસીદ્ધ થયા છે.

તેઓ કચ્છી લોહાણા સ્વયંસેવક મંડળના ચાલુ સહમંત્રી છે.

## શ્રી. ભીમજી ર. રૂપારેલ

સેવાક્ષેત્રના જુનાજોગી શ્રી. ભીમજીભાઇ કચ્છ વાંકુના વતની છે. તેમનો જન્મ સંવત ૧૯૫૪ માં થયો હતો.

મુંબઇ આવીને તેમણે નોકરી શરૂ કરી હતી, તે પછી કરીયાણાની દલાલી કરે છે.

જીવનની શરૂઆતથીજ તેઓ ચૂસ્ત મહાસભાવાદી છે, અને કચ્છ લોહાણા સ્વયંસેવક મંડળની સ્થાપના કાળથી–લગભગ ૨૦ વર્ષથી તેના સભ્ય છે. કચ્છી લોહાણા જ્ઞાતીની અનન્ય સેવા વર્ષોથી બજાવે છે.

માટુંગાના 'લોહાણા મીત્રમંડળ, તેમજ–રામબાગના સર્જનમાં તેમનો અગ્ર હીસ્સો છે.

## શ્રી. કૃષ્ણદાસ હ. પુંજીઆણી

શ્રી. કૃષ્ણદાસ કચ્છી લોહાણા જ્ઞાતીના એક પ્રખર કાર્યકર છે. તેમણે પ્રજાસેવાના કેટલાય કામ પાર પાડયા છે.

તેમનો જન્મ સંવત ૧૯૫૫ ના માગશર શુદ ૧૫ ના રોજ થયો હતો.

શરૂઆતના વર્ષો નોકરીમાં વીતાવ્યા પછી સંવત ૧૯૭૯ થી સીડઝની દલાલી કરે છે.

માટુંગાના રામબાગની સ્થાપનામાં તેમનો અગત્યનો હીસ્સો છે. કચ્છ લોહાણા સ્વયંસેવક મંડળના મંત્રી છે. અને પાંચતડા મહાજન કમીટીના માજી સભાસદ છે. મહાસભાના દરેક કાર્યમાં હીસ્સો આપતા રહે છે.

## શ્રી. લક્ષ્મીદાસ ક. અઢીયા

તેઓ મેંદરડાના વતની છે. તેમનો જન્મ સંવત ૧૯૬૦ ના ફાગણ શુદ ૭ ના રોજ થયો હતો. મેટ્રીક થયા પછી ઇ. સ. ૧૯૨૨ થી તેઓ મુંબઇની એક સોલીસીટર ઓફીસમાં ટાઇપીસ્ટ તરીકે કામ કરે છે.

મેટ્રીક સુધીનો અભ્યાસ તેમણે રાજકોટ બોર્ડીંગમાં રહીને કર્યો હતો હાઇસ્કુલની ડીબેટીંગ સોસાયટીના મંત્રી હતા, બોર્ડીંગના પુસ્તકાલયના સેક્રેટરી હતા.

મુંબઇમાં મળેલા યુવક સંમેલનમાં તેમણે સેવા આપી હતી. હાલાઇ લોહાણા મહાજનની મેનેજીંગ કમીટીના છેલ્લા ૬-૮ વર્ષથી સભ્ય છે. હાલાઇ લોહાણા સહાયકારી મંડળના જોડીયા મંત્રી છે, અગાઉ પણ મંત્રી તરીકે સેવા આપી હતી.

## શ્રી. દામોદર ર. બનાતવાળા

લોહાણા જ્ઞાતીને સદાય જે સ્મરણે રહેશે, એ સ્વ. સેવાવીર રતનશી કરમશીના નબીરા શ્રી. દામોદરદાસે પણ પીતાને પગલે પળવાના મનોરથ કર્યા છે.

અનેક સંસ્થાના સેક્રેટરી તરીકે અને કાર્યવાહક તરીકે તેમજ કેટલીક સંસ્થાના સ્થાપક તરીકે તેમની સેવા જાણીતી છે. ઘોઘારી લોહાણા મહાજનના તેઓ માજી સેક્રેટરી છે.

તેમનો જન્મ સંવત ૧૯૫૭ માં થયો હતો. યોગ્ય ઉંમરે કાપડના વ્યાપારમાં પડ્યા હતા.

બાળવયથી તેમનામાં સેવાના સંસ્કારો પડ્યા છે. મુંબઇ વોલીયન્ટર કોરના સેક્રેટરી તરીકે પણ તેમણે ઉત્તમ જ્ઞાતીસેવા બજાવી છે. બનાતવાળા સુખડવાળા બાળાશ્રમના સેક્રેટરી તરીકે વર્ષોથી એકધારી સેવા બજાવે છે.

## શ્રી. જાદવજી પ્રે. ચંદે

શ્રી. જાદવજીભાઇનો જન્મ ઇ. સ. ૧૯૧૧ના ફેબ્રુઆરી માસની ૨૫ મી તારીખે થયો હતો. મેટ્રીક થયા પછી હાલ તેઓ એસ્ટેટ એજન્ટ અને રેન્ટ કોન્ટ્રેક્ટર તરીકે બે વર્ષથી કામ કરે છે.

ધારશી ખેતશી ટ્રસ્ટના ટ્રસ્ટી છે, કચ્છ લોહાણા સ્વયંસેવક મંડળના સભ્ય છે. મહાસભાની દરેક પ્રવૃત્તિમાં રસ લે છે. ઇ. સ. ૧૯૨૯ માં સ્કાઉટ તરીકે તેઓ યુરોપની મુસાફરી પણ કરી આવ્યા છે.



## શ્રી. હરજીવન કડછા

હાલાઇ લો. વો. કોરના પ્રમુખ છે. હાલાઇ લો. મહાજનના મહેતાજી છે.

## શ્રી. રાઘવજી વલ્લભદાસ

શ્રી. રાઘવજીભાઇ જામસલાયાના વતની છે. તેમનો જન્મ સંવત ૧૯૬૧ ના આસો શુદ ૨ ના રોજ થયો હતો. તેઓ બી. એ. એલ. એલ. બી. ની ડીગ્રી ધરાવે છે. અને કાપડનો વ્યાપાર પણ કરે છે. હાલાઇ લોહાણા મહાજન મેનેજીંગ કમીટીના સભ્ય છે હા. લો. સ. મંડળમાં પણ સેવા આપે છે.

—:*:—

## સ્વ. શેઠ ચંદા રામજી

**સ્વ.** શેઠ ચંદા રામજીનું નામ લોહાણા જ્ઞાતિની તવારીખકીતાબમાંજ નહિ પરંતુ મુંબઈની સમસ્ત પ્રજાના હૈયે અતિશય મમતાભર્યું સ્થાન ભોગવે છે. તેમણે કરેલી બાદશાહી સખાવતો અતિશય પ્રસિદ્ધ છે. અને તેમણે ઉદ્યોગની આલમમાં એક વખત જમાવેલો તરખાટ પણ જાણીતો છે.

આપબળથી આગળ વધી, હીંમત અને સાહસિકતાથી ઉદ્યોગક્ષેત્રમાં નામના મેળવી મહાજનમાં પણ મોવડીપણું પ્રાપ્ત કરનાર તેઓ એક દીલાવર દીલના પુરૂષાર્થી પુરૂષ હતા.

તેઓ કચ્છ કોટડા (રોહાવાળા) ના રહીશ હતા. જરૂર પુરતા અભ્યાસ પછી તેઓ શેઠ પારપ્યા પ્રધાનની પહેડીમાં જોડાયા હતા. અને કાર્યદક્ષતાથી પહેડીમાં મુનિમ તરીકેનું ઉન્નત સ્થાન પ્રાપ્ત કર્યું હતું, અને શેઠ પારપ્યા પ્રધાનના અવસાન પછી તેમની મિલકતના તેઓ એક ટ્રસ્ટી નીમાયા હતા.

આ સમયમાં તેમની શક્તિ અગમ્ય રીતે ખીલતી જતી હતી. કુરલા મીલની મુકાદમી મેળવી હતી અને મલબાર ઉતારૂ સ્ટીમરો ચલાવવા એ સમયમાં તેમણે મલબાર સ્ટીમ નેવીગેશન કું. કહાડી હતી.

ઉપરાંત કોલાબા જુટ મીલ પણ ઉભી કરી હતી. પાછળથી તેને કલકત્તા લઈ જઈ કોલાબામાં એક કપાસ પીલવાનુ પ્રેસ પણ શરૂ કર્યું હતું. અને રૂનું એક કારખાનું શરૂ કરવાની તેમની ઇચ્છા તો અણફળેલીજ રહી.

આ રીતે તેઓ એક સાહસિક ઉદ્યોગવીર તરીકે પ્રસિદ્ધ થયા હતા. અને જ્ઞાતિમાં તેમજ સમાજમાં તેમનું સ્થાન અતિ મોભાભર્યું હતું. ઉપરાંત કર્તવ્યનિષ્ઠ, ધર્મનિષ્ઠ તરીકે પણ પ્રસિધ્ધ હતા. તેઓ દર વર્ષે મથુરા અને કાશીની યાત્રાએ જતા અને ૧૦ થી ૨૦ હજારનું પુણ્યદાન કરતા.

આવા પ્રતાપી પુરૂષનું દુઃખદ અવસાન સંવત ૧૯૫૨ માં તેમની ૬૫ વર્ષની વયે થયું. અને તેઓ દયાદાનમાં ધનનો વરસાદ વરસાવતા ગયા. રૂ. ૨૫૦૦૦ નું વ્યાજ કાશી પાસે ચુનારગઢ મહાપ્રભુની બેઠક માટે રૂ. ૨૫૦૦૦ મથુરામાં અન્નક્ષેત્ર માટે, રૂ. ૧૬૫૦૦૦ પોતાના ઘરમાં ઠાકોરજીનું મંદિર બાંધવા અને રૂા. ૧૮૦૦૦ એ મંદિરના નિભાવ અર્થે, રૂા. ૧૦૨૦૦૦ સસ્તા ભાડાના મકાન માટે, રૂ. ૪૫૦૦૦૦ શેઠ ચંદા રામજી હિન્દુ ગર્લ્સ હાઈસ્કુલની સ્થાપના માટે. આ રીતે લાખોનું દાન કરીને સ્વ. ચંદા રામજી અમર બન્યા છે.

## સ્વ. ચાંપશી ભીમજી

**સ્વ.** શેઠ ચાંપસિંહ ભીમજીનું આખુંય જીવન સેવા, શૌર્ય અને જ્વલંત સ્વાભિમાનથી છલકતું છે. તેમણે જીવનભર ઇજ્જત આબરૂ કાજે, ટેક અને ફરજ ખાતર એવા એવા પ્રસંગોએ બાહોશી અને વીરતાનો પરચો આપ્યો છે કે એમનું આખું જીવન વીરરસથી તરબોળ છે.

એ પ્રસંગો લોહાણા જ્ઞાતિને પ્રેરણાનાં પીયુષ પાઈ શકે એવા છે, થનગનતા યૌવનને પ્રેરણાદાયી થઈ શકે એવા છે, ઉગતા કીશોરોનાં જીવનમાં મસ્તી ભરી શકે એવાં છે.

સ્વ. શેઠ ચાંપસીંહ એક મર્દ માનવી હતા, સાથે સાથે અજબ મુત્સદી હતા, અનેક ટંટાઓ, ઝગડાઓ તેમણે સીફતથી પતાવી જાણ્યા છે.

તેમની આખી જીવનકથા પ્રેરણાદાયી છે. તેમના સુપુત્ર શ્રી. શીવદાસ ચાંપસિંહ પણ પીતાને પગલે પ્રયાણ કરી રહ્યા છે.



સ્વ. હરીરામ ભીમજી



# સ્વ. શેઠ લાલજી મુરારજી કોઠારી



શ્રીયુત લાલજી મુરારજી કોઠારી કચ્છ મંગવાણાના વતની હતા. આજ લગભગ ચાલીશેક વર્ષ પહેલાં મુંબઇમાં આવી, તેજ ગામના અત્રેના સુકા મેવાના મોટા વેપારી કુંવરજી ડુંગરસી કુંપનીમાં નોકરીએ જોડાયા હતા. પોતાની કાર્યકુશળતા, પ્રમાણિકતા અને જાતમહેનતને લઇ, તેઓ આ કુંપનીના ભાગીદાર બન્યા હતા. ધંધાની પ્રગતિ માટેની તેમની અથાગ મહેનતને લઇ કુંપનીનું કાર્ય ઘણું ઉજ્વલ બન્યું હતું. જેને લઈ આ ધંધામાં તેમણે સારી રકમ પેદા કરી હતી. પોતાને થતાં સંતાનો મુંબઇમાં હયાત રહેતાં નહિ હોવાથી તેઓ આ કંપનીમાંથી નિવૃત્ત થઇ પોતાની જન્મભૂમિ મંગવાણામાં રહેવા ગયા હતા. પોતાની જાતમહેનતથી મેળવેલી મિલ્કતમાંથી રૂ. વીશ હજાર શુભ ખાતે ખરચવાની તેમની ઇચ્છા હતી, અને તે પ્રમાણે તે રકમ જુદી કાઢી આ કુંપનીમાં જમા રાખી હતી. મંગવાણામાં રહ્યા પછી તેમને વેલબાઇ નામની પુત્રી થઇ હતી, જેનાં લગ્ન ગઢશીશાના મોટા વેપારી અને જ્ઞાતિ હિતૈષી શેઠ લક્ષ્મીદાસ હંસરાજના સુપુત્ર અને વ્યાયામવીર પ્રેમજીભાઇની સાથે થયાં છે.



શ્રીયુત લાલજી મુરારજી કોઠારી સ્વર્ગવાસી થયા. ત્યારે તેમણે શુભ ખાતાની કાઢેલી રકમ માટે કાંઇ રીતસર વ્યવસ્થા થએલી નહિ, તેથી પોતાના વેવાઇ શેઠ લક્ષ્મીદાસ હંસરાજ અને કુંવરજી ડુંગરસીના સુપુત્ર શેઠ શીવજી કુંવરજીની સલાહ પ્રમાણે મરહુમનાં વીધવા બાઇ મેગબાઇએ સંવત ૧૯૮૮ ની સાલમાં રૂા. ૨૫૦૦૦ ની સખાવત પોતાના મરહુમ પતિની ભાવના પ્રમાણે જાહેર કરી અને તેનું રીતસર ટ્રસ્ટડીડ તૈયાર કરાવ્યું.

આ પ્રમાણે લાલજી મુરારજી કોઠારી ટ્રસ્ટ અસ્તિત્વમાં આવ્યું. તેમાં એવી વ્યવસ્થા રાખવામાં આવી છે કે રૂા. ૧૫૦૦૦)ના વ્યાજમાંથી કચ્છ મંગવાણામાં એક સાર્વજનિક દવાખાનું ચલાવવું. રૂા. ૫૦૦૦) વ્યાજમાંથી મંગવાણામાં ગાયોને ઘાસચારો અને કુતરાઓને રોટલા નાંખવા. અને રૂા. ૫૦૦૦)ના વ્યાજમાંથી નિરાધાર જ્ઞાતીબંધુઓને મદદ આપવી

આ ટ્રસ્ટના હાલના ટ્રસ્ટીઓ શેઠ લક્ષ્મીદાસ હંસરાજ, શેઠ કરમસી જેઠમલ અને શેઠ ભીમજી રતનસી રૂપારેલ, શેઠ શીવજી કુંવરજી છે. તેઓ ટ્રસ્ટડીડની શરતો પ્રમાણે બજાવણી કરે છે. મંગવાણાના દવાખાનાનો ઘણા સારા પ્રમાણમાં લાભ લેવાઇ છે.

મરહુમને વારસદાર તરીકે માત્ર એકજ પુત્રી છે. છતાં શેઠ લક્ષ્મીદાસ હંસરાજે નિઃસ્વાર્થ વૃત્તિ દાખવી, પોતાનાં વીધવા વેવાણને શુભ સલાહ આપી, આ ટ્રસ્ટને અસ્તિત્વમાં લાવવા માટે જે પ્રયાસો કર્યા છે તેમજ બાઇને સલાહ આપી રૂા. ૧૫૦૦)નું મકાન દવાખાના માટે બંધાવી આપ્યું અને બીજી સખાવતો માટેની તેમની પ્રેરણાઓ સ્તુત્ય છે. તે માટે શ્રીયુત શેઠ લક્ષ્મીદાસ ખરેખર ધન્યવાદનેપાત્ર છે. સગાઓ આવા નિઃસ્વાર્થીજ હોજો.

## શ્રી. શેઠ લક્ષ્મીદાસ ચંદા રામજી

શેઠ લક્ષ્મીદાસ મુંબઇના એક અગ્રગણ્ય શહેરી છે. લોહાણા જ્ઞાતિના તેજસ્વી તારક છે. જ્ઞાતિના એક આગેવાન અને સેવાવીર તરીકે તેમનું સ્થાન આગળ પડતું છે.

વડીલને પગલે પગલે પ્રયાણ કરીને તેમણે સર્વ પ્રકારે સુવાસ પ્રસરાવી છે. તેમનો જન્મ સંવત ૧૯૪૧ માં થયો હતો. સ્વ. શેઠ ચંદા રામજીએ તેમની તેજસ્વીતાથી તેમને દત્તક પુત્ર તરીકે સ્વીકાર્યા હતા.

માત્ર છ ગુજરાતીના અભ્યાસ પછી તેમણે વડીલના વ્યાપારક્ષેત્રે ઝંપલાવ્યું હતું. વડીલે કરેલી સખાવતોના સદ્‌વ્યય માટે તેમણે હંમેશા કાળજી રાખી છે. અને તેમના આત્માને શાંતિ આપવા પ્રયત્ન કર્યા છે.

કચ્છી લોહાણા પાંચતડા મહાજનના અગ્રગણ્ય અગ્રેસર છે. તેની ચુંટણી તેઓ હરહંમેશ પ્રથમ પગલેજ ચુંટાતા આવ્યા છે. મહાજનશ્રીની કાર્યવાહીમાં તેમની શકિત હંમેશાં હોય છે. અને તેમનો શાંત છતાં મુત્સદી સ્વભાવ ખુબજ ઉપયોગી નીવડે છે.

ઉપરાંત તેઓશ્રી શેઠ રણછોડદાસ ચત્રભુજ કચ્છી લોહાણા ઓર્ફનેજ, રા. બ. કરમશી દામજી સેનિટેરીયમ, દ્વારકા લોહાણા બોર્ડિંગ, નારણવાડી, વગેરે ટ્રસ્ટોના ટ્રસ્ટી છે, અને એ ટ્રસ્ટોના નાણાંના સદ્‌વ્યય માટે હંમેશાં ઝીણવટભરી દૃષ્ટિ રાખતા આવ્યા છે.

જ્ઞાતિના પ્રસંગે પ્રસંગે તેમની શકિતનો લાભ મળ્યો છે. તેઓ એક નિરાભિમાની મુંગા સેવક છે.

## શ્રી. શેઠ હીરજી કેશવજી કેશરવાળા



શેઠશ્રી હીરજી કેશવજી વસનજી કેસરવાલાનો જન્મ કચ્છ કોકલીયામાં વિ. સં. ૧૯૦૫ માં થયો હતો.

તેમના પિતાશ્રી પરશોતમદાસ મથુરાદાસની કું. અને ખીમજી કેશવજીની કું. માં ભાગીદાર હતા. શ્રી. હીરજીભાઇએ જરૂર પુરતા અભ્યાસ પછી મેવાના વ્યાપારક્ષેત્રે ઝંપલાવી સાહસથી ધીરજથી, બુદ્ધિચાતુર્યથી તેમાં અજબ નિપુણતા અને સફળતા પ્રાપ્ત કરી છે. મેવાના વેપારક્ષેત્રે તેમની પેઢીનું માન અગત્યનું છે.

આમ શ્રી. હીરજીભાઇ ધંધાના ક્ષેત્રે અજબ સ્થાન પામ્યા છે, એજ રીતે તેમણે તન, મન, ધનથી જ્ઞાતિના સેવાક્ષેત્રે પણ અતિ અગત્યનું સ્થાન પ્રાપ્ત કર્યું છે. એમના હૃદયમાં ઉછળી રહેલી સેવાભાવનાની તારીફ કયા શબ્દોમાં કરી શકાય ?

આટલી ઉંમરમાં સ્વ. શેઠ તુલશીદાસ કુંવરજી ટ્રસ્ટના ટ્રસ્ટી તરીકે તેમજ પ્રમુખ તરીકે, અને ઘાટકોપરના સેનિટેરીયમના કુશળ ટ્રસ્ટી તરીકે, તેઓ સુંદર કાર્ય કરી શકયા છે. કચ્છ લોહાણા સ્વયંસેવક મંડળને પણ તેમણે પોતાની સેવા અર્પી હતી.

ઉપરાંત તેમણે ખારેક બજાર વેપારી એસોસિએશનમાં અગત્યનું સ્થાન પ્રાપ્ત કર્યું છે.

કચ્છ કોટડી મહાદેવપુરીમાં તેમના તરફથી એક ગીતા પાઠશાળા ચાલે છે, કોકલીયામાં મંદિર તેમજ ધર્મશાળા તેમના તરફથી ચાલે છે.

આ રીતે શ્રી. શેઠ હીરજીભાઇ કેશવજી કતીરા તન, મન, ધનથી સમાજસેવા બજાવતા આવ્યા છે.







શ્રી. શેઠ ભાણુજી મનજી.

શ્રી. શેઠ ખીમજી શ્યામજી.

## શ્રી. શેઠ ભાણુજી મનજી

શ્રી. હીરજી કેશવજી કેશર-વાળાના ભાગીદાર શ્રી ભાણુજીભાઈ યુવકપ્રવૃત્તિમાં ઉત્કટ રસ ધરાવનાર સેવાભાવી વ્યાપારી છે.

તેમનો જન્મ સંવત ૧૯૫૮ના શ્રાવણ વદ ૮ના દિને કચ્છ ગઢસીસામાં થયો હતો.

જ્ઞાતિ ઉન્નતિની ઝંખના તેમને દીલે વસેલી છે. અને તન, મન, ધનથી જ્ઞાતિપ્રવૃત્તિઓમાં તેમણે ફાળો આપ્યો છે. એક કાબેલ વ્યાપારી તરીકે પણ તેમની નામના પ્રસરેલી છે.

## શ્રી. શેઠ ખીમજી શ્યામજી

એક પ્રખર સેવાભાવી તરીકે શ્રી. ખીમજી શ્યામજી ચોપડ કચ્છી લોહાણા જ્ઞાતિમાં અતિ જાણીતા છે. તેમનો જન્મ કચ્છ ભુજમાં સંવત ૧૯૫૭માં થયો હતો.

અંગ્રેજી ૭ ધોરણના અભ્યાસ પછી તેમણે પંદર વર્ષની કુમળી વયે ધંધામાં ચિત ચોડયું હતું. અને કાર્યકુશળતાને અંગે તેમાં જબરી ફતેહ પામ્યા છે. આજે 'કેશવજી મુળજીકું.'ના નામે કામ કરતી તેમની ઓફીસ દેશપરદેશમાં વીમાના ક્ષેત્રે ગૌરવભર્યું સ્થાન પામી છે.

એવીજ ધગશ તેમણે સેવા-ક્ષેત્રે દાખવી છે. કચ્છ લોહાણા સ્વયંસેવક મંડળમાં વર્ષોથી તેઓ પોતાની શક્તિનો લાભ આપે છે. ભુતકાળમાં મંડળના સેક્રેટરી તરીકે, ઉપપ્રમુખ તરીકે અને પ્રમુખ તરીકે પણ સેવા અર્પી છે. કચ્છી લોહાણા બેતડા મહાજનની મેનેજીંગ કમિટીના સભાસદ છે.

## શ્રી. મણીલાલ શામજી

શ્રી. મણીલાલભાઈની જ્ઞાતિસેવાની ધગશ અજબ છે. તેઓ તન, મનથી સદાય જ્ઞાતિસેવા બજાવતા આવ્યા છે. કચ્છ ભુજ તાલુકામાં તેમણે રૂા. ૨૫૦૦નું ફંડ એકઠું કરી સાત કુવા બંધાવી આપેલા છે.

ઉપરાંત તેમના શીતળ સ્વભાવની સુવાસ ચોમેર પ્રસરેલી છે.







શ્રી. મણીલાલ શ્યામજી

સ્વ. શ્યામજી જીવણજી



## શ્રી. મુળજી જયરામ

તેઓ કચ્છ લોહાણા જ્ઞાતિના જાણીતા સેવાવીર છે. જ્ઞાતિપ્રવૃત્તિઓમાં ઉંડો રસ લ્યે છે. તેઓ કચ્છ લોહાણા સ્વયંસેવક મંડળના ઉપપ્રમુખ છે. શીતળ સ્વભાવના સૌજન્યશાળી આ સેવાભાવી સદ્‌ગૃહસ્થ છે.

ઉપરાંત તેઓ મુંબઈના જાણીતા રંગના વ્યાપારી છે.

## શ્રી. પુરૂષોત્તમ શિ. ઠક્કર

શ્રી. શિવદાસ ચાંપસિંહ ઠકકરના મોટા સુપુત્ર શ્રી. પુરૂષોત્તમદાસનો જન્મ ઇ. સ. ૧૯૧૨ માં કચ્છ રોહામાં તેમના મોસાળે થયો હતો.

તેઓ એમ. એ. એલ. એલ. બી. થયેલા છે. અને હજુ અભ્યાસ કરી રહ્યા છે.

ઇ. સ. ૧૯૩૦ ના સત્યાગ્રહ સંગ્રામમાં તેમણે ઉત્કટ રીતે ભાગ લીધો હતો. કાઠીઆવાડમાં રાણપુર ધોલેરામાં મીઠાની ધાડમાં જોડાયલા, અને લાઠીચાર્જના સખ્ત ભોગ પણ બનેલા. તેઓ ચુસ્ત રાષ્ટ્રવાદી છે.

## શ્રી. મૂળજી ઓધવજી

શ્રી. મૂળજીભાઇનું વતન કચ્છ વરાડીયા છે. તેઓ આર્થિક મૂશ્કેલીઓનો સામનો કરી બનારસ યુનીવર્સીટીની બી. એસ. સી. (ઇલેકટ્રીક અને મીકેનીકલ) ની પરીક્ષા પસાર કરી છે. અને વધુ અભ્યાસ માટે પરદેશ જવાની મહત્વાકાંક્ષા રાખે છે.

હાલ તેઓ મલબાર સ્ટીમ શીપ કું. લી. માં સ્ટીમરોના સુપરવાઇઝીંગ એન્જીનીયર છે.

તેઓ કચ્છ લોહાણા સ્વયં-સેવક મંડળના સભ્ય છે, ઉપરાંત તેઓ જ્ઞાતિપ્રવૃત્તિમાં ઉત્સાહભર્યો ભાગ લે છે.



## શ્રી. વીસનજી કાનજી શ્રોફ

**શ્રી.** વીસનભાઇ એક સૈનિકની અદાથી વર્ષોથી જ્ઞાતિસેવા બજાવતા આવ્યા છે. તેમણે સાત સાત વર્ષ સુધી કચ્છ લોહાણા સ્વયંસેવક મંડળના સેક્રેટરી તરીકે સેવા આપીને પોતાની અતુલ સેવાભાવના, હીંમત, ખંત અને ધીરજનો પરિચય આપ્યો છે.

તેમનો જન્મ મુંબઇ શહેરમાં ઇ. સ. ૧૯૦૩ ના ડીસેંબર માસની તા. ૩૧ મી ને ગુરૂવારે થયો હતો. અંગ્રેજી છ ધોરણના અભ્યાસ પછી મુકાદમીમાં અને બ્રીટીશ ઇન્ડીયા સ્ટીમ નેવીગેશન કું. ના એજન્ટની પેઢીમાં કામ કરીને સર્વત્ર પોતાની કાર્યદક્ષતાનો ખ્યાલ આપ્યો હતો. હાલ તેઓ રૂના વ્યાપારની એક કંપનીમાં જોડાયલા છે.

તેઓ એક ઘડાયલા વ્યાપારી અને કસાયલા કાર્યકર છે.



## શ્રી. નારાયણજી પારપેઆ

**એ**ક વ્યાપારી છતાં વ્યાયામના ક્ષેત્રમાં કાબેલિયાત મેળવવા માટે શ્રી. નારણજીભાઇને ખરેખર અભિનંદન ઘટે છે.

તેમનો જન્મ કચ્છ મુદ્રામાં સંવત ૧૯૬૬ ના શ્રાવણ શુદ ૯ ના દિને થયો હતો.

શાળા છોડયા પછી તેઓ આજે પંદર વર્ષથી કમિશન એજન્ટ તરીકે ધંધો કરે છે.

વ્યાપારની વિવિધ જંજાળો છતાં તેમણે સેવાક્ષેત્ર પોતાનું કર્યું છે. કચ્છ લોહાણા સ્વયંસેવક મંડળની કારોબારી સમિતિના તેઓ સભાસદ છે, વીર વીઠ્ઠલદાસ વ્યાયામશાળાના વ્યવસ્થાપક છે. કરસનદાસ નાનજી ટ્રસ્ટની મેનેજીંગ કમિટીના સભ્ય છે.

ઉપરાંત ગરીબ વિદ્યાર્થીઓના તેઓ પ્રોત્સાહક છે, ગરીબોની દાઝ તેમને દીલે ઘેરી છે.

બીહાર ધરતીકંપ વખતે તેના ફંડના લાભાર્થે તેમણે વ્યાયામના પ્રયોગો કર્યા હતા. અનેક પ્રસંગોએ વ્યાયામની કાબેલિયત માટે તેમણે ચંદ્રકો પણ મેળવ્યા છે.





### શ્રી. દિનેશ હરીદાસ મોતીવાલા

તેઓ ગઢસીસાના વતની છે ઇ. સ. ૧૯૧૬ ના એપ્રિલ માસની ૩૦ મી તારીખે તમનો જન્મ થયો હતો.

કોમર્સનો તેમનો અભ્યાસ છે. રાષ્ટ્રીય લડતમાં જોડાયા હતા. ચુસ્ત કોંગ્રેસવાદી છે. સાહિત્યમાં ઉંડો રસ ધરાવે છે. તેથી ભારતી સાહિત્ય સંઘમાં જોડાયા છે અને ત્યાં અગત્યનું સ્થાન પ્રાપ્ત કર્યું છે.

સામાજીક ક્રાંતિના હીમાયતી તરીકે જાણીતા છે.

## શ્રી. હીરાલાલ ત્રી. સોઢા

શ્રી. હીરાલાલભાઇ પુરૂષાર્થ અને અડગ આત્મ-શ્રદ્ધાથી તેમજ સ્વાવલંબનથી આગળ વધેલા છે.

તેમનો જન્મ રાજકોટમાં ઇ. સ. ૧૯૧૨ માં થયો હતો. મેટ્રીક સુધીના અભ્યાસ પછી ત્યાંના જાણીતા વકીલ જોબન-પુત્રને ત્યાં જોડાયલા તે પછી મુંબઇ આવી ઇન્કમટેક્ષના ક્ષેત્રમાં મે. વલ્લભદાસ કું.માં જોડાઇ અનુભવ લઇ ઇ. સ. ૧૯૩૬ થી પોતાની સ્વતંત્ર 'હીરાલાલ એન્ડ કું.'ની સ્થાપના કરી છે.

તેમણે શીળા સ્વભાવથી અસીલોના દીલ કબજે કર્યા છે, થાણા, કલ્યાણી વગેરે સ્થળે સંખ્યાબંધ ગ્રાહકો તેઓ ધરાવે છે. તેમાં લોહાણાઓ મોટે ભાગે છે.

ભાઇ હીરાલાલ એક આશા આપતા યુવાન છે.

### શ્રી. મૂળજી પી. દૈયા

કચ્છી લોહાણા જ્ઞાતિના આ ઉત્સાહી યુવાન બી. કોમ થઇને બી. એ. એલ. બી. પણ થયા છે.

આર્થિક મુંઝવણો સહન કરતાં તેમણે અભ્યાસ વધાર્યો છે.

જ્ઞાતિપ્રવૃતિમાં રસ લ્યે છે. લોહાણા સ્વયંસેવક મંડળના તેઓ સભ્ય છે.



## રામચંદ્ર શિ. ઠક્કર

તેમનો જન્મ ઇ. સ. ૧૯૧૬ માં થયો હતો.

તેઓ બી. એ. થયેલા છે, અને હાલ કાયદાના વધુ અભ્યાસ ઉપરાંત કુટુંબની પ્રૉપર્ટીનો વહીવટ સંભાળવામાં તેમના પિતાશ્રીને અગત્યની મદદ કરે છે.

## તડીત્કાંત પુરૂષોત્તમ વેદાલંકાર

તેઓ એક સેવાભાવી યુવક છે. કાંગડી ગુરૂકુળના સ્નાતક છે. હિન્દુસ્તાનમાં વેદના અભ્યાસીઓમાં તેઓ એક છે. ઔંધ સ્ટેટના 'સ્વાધ્યાય મંડળ' ની પ્રવૃત્તિના મુખ્ય સુત્રધાર છે.

તેઓ કચ્છ સુથરીના વતની છે. તેમની વય ૩૨ વર્ષની છે.

સામાજીક ક્ષેત્રમાં અગ્ર ભાગે રસ લ્યે છે. હિન્દુસ્તાનીમાં વેદ છપાવાના કાર્યમાં તેઓ શ્રમ લ્યે છે.



[ શ્રી. રાઘવજી વલ્લભદાસ ]



# આપણી શરમ

## લક્ષ્મી અને સરસ્વતી નો અસહકાર શાને ?

લોહાણા સમાજના સાહિત્યસૃષ્ટિના ફાળા પર દ્રષ્ટિ ફેંકતા શરમના શેરડા પડે છે! જે જ્ઞાતિએ સાહસવીરો અને શુરવીરો આપીને, તેમજ મહાન દાનવીરો આપીને માનવજાતિને ઇજ્જત અર્પી છે, તે જ્ઞાતિ સાહિત્યક્ષેત્રમાં કયી હરોળમાં ઉભી છે?

⁝ ⁝ ⁝

સાહિત્યસૃષ્ટિને રૂેમ આપનારા લોહાણા સાહિત્યકારોની સંખ્યા કેટલી? પત્રકારિત્વમાં પોતાનું પ્રભુત્વ પાથરનારા લોહાણા પત્રકારો કેટલા? વિચારસાગર વલોવીએ છીએ, નજર નાખીએ છીએ, ને નિરાશાના ગાઢ અંધકાર હૈયાને ઘેરી વળે છે! દીલમાં દુઃખ અને દર્દ થાય છે!

⁝ ⁝ ⁝

પાંચલાખની જ્ઞાતિ-નહિ વિરાટ માનવસમૂદાયની સૃષ્ટિ આટલી છીછરી, સંસ્કારમાં પારવી હોય એ શરમજનક છે, એનો એકરાર કરતાં હૈયું તૂટી જાય છે!

⁝ ⁝ ⁝

આજના આ અવસરે કહેવું નથી, છતાં કહ્યા વિનાય રહેવાતું નથી કે લોહાણા જ્ઞાતિએ સાહિત્યની મહત્તા જાણી નથી, અને પત્રકારિત્વની ઉપયોગીતા પીછાણી નથી જ્ઞાતિએ પોતાના સાહિત્યકારો અને પત્રકારોને સમજવાની ખેવના કરી નથી અને હડધુત કરવામાં પાછી પાની કરી નથી ! લોહાણા સમાજને સાહિત્યકારોની કીંમત નથી ? લોહાણા જ્ઞાતિને પત્રકારો પરવડતા નથી ? જ્ઞાતિએ સાહિત્યકારોને અને પત્રકારોને પાંખમાં લેવાનાં પારવા પ્રયાસો પણ કદી કરી જાણ્યા છે ? સહાનભૂતિના બે લુખ્ખા શબ્દો પણ કહી જાણ્યા છે ?

સમજાય છે.ને છતાંય સમજાતું નથી, લોહાણા આલમમાં અક્ષરજીવીઓ કાં અવતરતા નથી ? અવતરે છે તો કાં પાંગરતા નથી ? પાંગરે છે તો અકાળે કરમાઇ કાં જાય છે ? એનો ઉત્તર જડતો નથી.

છતાંય એ તો નગ્નસત્ય છે કે હજારો અને લાખોના દાન કરનારની દ્રષ્ટી હજુ આ સૃષ્ટી પર ઠરી નથી, લાખો ફંડફાળામાં ભરનાર લક્ષ્મીપતિ સાહીત્ય પાછળ દમડી ખરચતાં ધ્રૂજે છે! હજારો એક મળ માત્રમાં ફેંકી દેનાર દાનેશ્વરી સાહિત્યને કે સાહીત્યકારને રાતી પાઇ પરખાવવામાં આનાકાની કરે છે, શી છે આ મનોવૃતી ? શી છે. આ પામરતા ? શી છે આ સંકુચિતતા, શી છે આ અણસમજ ? સમજાતું નથી; ને કલેજાની કીનારીઓ કારમી કત્લ અનુભવે છે !

એ સમજી લેવું જોઇએ કે સાહિત્યથી સો ગાઉ દૂર રહેનારા આ સમયના સાથીદાર બની શકવાના નથી, સાહિત્યની મસ્તી નહી પીછાણનારા આજના અવસરે સાચા માનવ તરીકે જીવી જાણવાના નથી !

એટલેજ અમે કહીએ છીએ કે લોહાણા જ્ઞાતિથી રીસાઇ ગયેલી સરસ્વતીનું સન્માન કરવાની ઘડીઓ વહેલી આણવી ઘટે ! અણવીકસેલાં, અકાળે કરમાઇ ગયેલાં પુષ્પોવાનને હૈયાના અમીસિંચન કરીને નવપલ્લવીત બનાવવો ઘટે, ને તેના નિરાશ ને હતાશ બનેલા સાહિત્યકારની પીઠ થાબડીને તેના પ્રાણને સજીવન કરવા ઘટે !

નહી તો દાનવીર, સાહસીક' ને શૂરવીર કોમની વીસમીસદીની આ આકરી શરમ તેના ઉજ્વળ જીવનને સદાયનું કાળું કલંક આપી જશે !

# લોહાણા પત્રકારિત્વનાં પુષ્પો

## કરમાયલાં અને ખીલતાં

**લોહાણા**
**જ્ઞાતિને.....આંગણે અનેક આશાભર્યાં અખબારો અવતર્યાં પણ અકાળે કરમાયાં !**

: લેખક :
**શ્રી. ધીરજલાલ વલ્લભદાસ ગણાત્રા**

આ જગતમાં પત્રકારનું સ્થાન બહુજ કીંમતી
- પત્રકારીત્વ એટલે તલવારની
ાર ઉપર નાચવાનું. પત્રકારની
ાથે જોખમદારી બહુજ હોય
, પત્રકારને પોતાનાં વાંચકોને
ીય અને સંજોગાનુસાર વસ્તુ-
ો પોતાના પત્રદ્વારા પીરસવી
ડે છે. તેમાં જ્ઞાતીના પત્ર-
ારોની સ્થીતી બહુજ
જોખમદારી ભરેલી છે।
ોતાના જ્ઞાતીબંધુંઓને નિષ્પ-
ાતપણે જોઇને જ્ઞાતી હીતનાં
ખો અને ખબરો આપવા પડે છે. પત્રકારિત્વનું કાર્ય
ે નીતી પ્રમાણે ચલાવાય તો તે પરમસેવા છે તેનાં જેવી
ીજી સામાજીક સેવા નથી. વીચારો,આશયો અને જ્ઞાતીના
બર અંતરો સ્વાર્થ વીના ખાસ સેવાભાવથી આપવા
ે પત્રકારોની ખાસ ફરજ છે. પત્રકારે કોઇનો પક્ષ
ખવો ન જોઇએ, પણ સત્યાસત્યની તપાસ કરીને
રા ખબરો પ્રગટ કરવા જોઇએ. સંપ, સહકાર, સંગઠન
ે જ્ઞાતીમાં વધે તે માટે પત્રમાં લેખો લખવા
ેઇએ.

આપણી જ્ઞાતિની પત્રકારીત્વની વાડીમાં અનેક
ષ્પો ખીલ્યા હતા, તેમાંથી કેટલાક અકાળે કરમાઇ
ા છે. અને કેટલાક હજી પણ જ્ઞાતિની ઉન્નતી માટે
ત્નો કરે છે. લોહાણા પત્રકારીત્વમાં શ્રી. હીંડોચાએ
રૂઆતમાં "લોહાણા હીતવર્ધક" નામનું પત્ર પુષ્પ
ીલાવ્યું ત્યારબાદ અનેક પત્રપુષ્પો ખીલ્યા અને કરમાયા, 'લોહાણામીત્ર' પ્રગટ કરીને શ્રી. આણંદજી મુળજી પાંધીએ સ્વ. વીઠલદાસ આશારામને આપ્યું હતું, શ્રી. બાબુલાલ પરીખના 'લોહાણા સમાચાર' ની પંદર પંદર વર્ષની સેવા ભૂલાય તેમ નથી. એ પત્ર તંત્રીનું અવસાન થવાથી પત્ર બંધ પડ્યું. સ્વ. નારાયણજી વીશનજી ઠકુરે પણ એક પત્રદ્વારા જ્ઞાતીની સેવા કરી હતી, આ ઉપરાંત સ્વ. નારણજી ગોકળદાસ ડોસાણીનું "લોહાણા વીજય" પત્ર એક કાંટાળું પણ ગુલાબનું પુષ્પ બની સમાજમાં બહેકતું, હતું. હાલના લુણાવાડાનાં દીવાન શ્રી. વર્મા સાહેબે "લોહાણા સેવક" નામનું માસિક શરૂ કર્યું હતું. અમદાવાદથી મી. ધરમશી વીઠલાણીએ 'લોહાણા વર્તમાન' તેમજ જામનગરથી પ્રો. હીરાલાલ વીઠલજીએ "લોહાણા જગત" નામનું માસીક પ્રકાશન કરી જ્ઞાતી પત્રકારત્વમાં પોતાનાં ફાળા નોંધાવ્યા છે.

શ્રી. કહાનજી વાલજી ઠકકુરે 'લોહાણાઅભ્યુદય' શ્રી. ગોપાળજી કુંવરજી ઠકકરે 'લોહાણા જીવન' ને વીકસાવ્યા હતા. શ્રી. વ્રજલાલ જાદવજીએ પણ 'લોહાણાબંધુ'નું પ્રકાશન કરી પત્રકારીત્વમાં છાપ પાડી હતી. સીંધમાં પણ અનેક પુષ્પો ખીલ્યા હતા, શ્રી. જગજીવન રામજીના તંત્રીપદે ચાલતા "લોહાણા સુધારકે" જ્ઞાતિની ઠીક ઠીક સેવા કરી હતી.

જેમ જેમ વર્ષો વીતતા ગયા, તેમ તેમ યુવાનો બહાર આવ્યા અને પોતાના યુવાન વીચારથી ભરપુર પત્ર પુષ્પોને વીકસાવ્યા.

અમદાવાદથી ભીક્ષુ અખંડાનંદના ભાણેજ 'હીંદબાળે' રાત્રીદીવસ ઉજાગરા કરીને "લોહાણા પ્રકાશ" ને થોડા વર્ષો ચલાવ્યું. 'લોહાણા જગત'ના તંત્રી શ્રી. વૃજલાલ કોટેચાએ ઘણા વર્ષો સુધી "લોહાણા જગત" દ્વારા જ્ઞાતીની સેવા કરી છે.

કાઠીયાવાડનાં ગોંડળમાંથી 'લોહાણા જ્યોતિ' નામનું એક પુષ્પ વીકસ્યું, તેની કટારોમાં યુવાન પત્રકાર ભાઇ રતીલાલ માધવાણીએ પોતાની કલમને ઉત્તમ રીતે ચમકાવી હતી, તેનો દાખલો એજ કે ચારે તરફથી જ્ઞાતીના બધા વૃદ્ધ, યુવાન અને બાળકો એ પત્ર માટે તલસી રહ્યા હતા. અને તેણે લોહાણા પત્રકારીત્વમાં અનોખી રીતથી નવો યુગ વહેતો કર્યો હતો.

હવે આવ્યું રાજકોટ, જાણે લોહાણા પત્રકારિત્વનું ધામ હોય તેમ બની ગયું, શ્રી. ત્રંબકલાલ નથવાણીએ "રઘુવીર" બહાર પાડી રઘુવીરનાં આદેશો જ્ઞાતીજનોને સમજાવ્યા, રાજકોટથી શ્રી. મનહરલાલ ઠક્કુરે "લોહાણા બુલેટીન" પ્રગટ કર્યું. એ પત્રે જ્ઞાતીનો વધી ગયેલો કચરો સાફ કરવા સુકા પછવાડે લીલું બળતાં તેઓ જેલમહેલમાં સળીઆં પાછળ સંતાઇ ગયા, 'લોહાણા ક્રાન્તી' એ તો ખાસ યુવાનોનું પત્ર, કેટલાક જ્ઞાતીની અને સમાજની ધગશવાળા યુવાન ભાઈઓએ તંત્રીમંડળ સ્થાપી તેનું પ્રકાશન કર્યું. પણ હજી તેની ક્રાન્તી જગતમાં ફેલાવા ન પામી ત્યાં તો તેનું પ્રકાશન બંધ થયું. "લોહાણા વર્તમાન" નામનું પત્ર શ્રી. દામોદરદાસ જીમુળીયાએ મુંબાઇમાં પ્રગટ કર્યું. આ ભાઇની જ્ઞાતિની સેવા કરવાની ધગશ છે, પણ તેમનામાં સાહીત્ય નથી, ઘણા તંત્રીઓ બદલાઇ ગયા. કેટલીક વખત એ પત્રપુષ્પ કરમાઇ પણ ગયું પણ શ્રી. દામોદરનાં વારી સીંચનથી ફરી ફરી એ પુષ્પ પીકસાવવા મહેનત કરી, આખરે એ પુષ્પ ધીમે ધીમે વીકસી રહ્યું છે.

રાજકોટથી શ્રી. પ્રાણજીવન આહ્યા, શ્રી, નરોતમદાસ બુધદેવ, અને શ્રી. રતિલાલ માધવાણી મુંબાઇમાં આવ્યા, અને ખેતવાડી ૧૨મી ગલ્લીમાંથી "લોહાણા સમાજ" નામનું પત્ર પ્રગટ કર્યું. 'લોહાણા સમાજ મુદ્રણાલય' નામનું પોતાના ઘરનું પ્રેસ પણ ખોલ્યું. પત્રની ઉદ્‌ઘાટન ક્રીયા જાણીતા વયોવૃદ્ધ નેતા શ્રી. મોરારજી આણંદજી તન્નાના પ્રમુખપદે થઇ. મુંબઇની જનતાને લાગ્યું કે આ પત્ર જરૂર મુંબાઇમાં ચેતન પ્રગટાવશે, પણ આખરે ભાગીદારોમાં અંદરો અંદર કુસંપ વધી જવાથી એ પત્રને મુંબાઇથી રાજકોટ લઇ જવું પડ્યું. પૈસા રોકનાર શ્રી. પ્રાણજીવન આહ્યાએ રૂખસદ લીધી, અને ભાગીદારી વીના પરસેવો પાડનાર શ્રી. રતિલાલ માધવાણીએ ગુમાસ્તાઓનાં જીવન સુધારવા કમર કસી. હવે 'લોહાણા સમાજ' રાજકોટથી કયારેક કયારેક ડોકીયાં કરી રહ્યું છે.

ઉપરનાં બધા પત્રોનું આયુષ્ય જોતાં શ્રી. લાલજી નાગજી ગણાત્રાએ "લોહાણા હીતેચ્છુ"ને અમરપટો આપ્યો છે. પચીસ પચીસ વર્ષથી 'લોહાણા હીતેચ્છુ' પત્રકારીત્વની વાડીમાં મીઠી વાસ બહેકાવી રહ્યું છે! આ પત્ર લેખો અને વાર્તાઓ પ્રગટ કરીને જ્ઞાતીની સેવા કરે છે. આ પત્રના તંત્રી જ્ઞાતીની ઉત્તમ સેવા કરતા આવ્યા છે, અને કરે છે.

આપણા પત્રકારીત્વના કયારામાં જ્ઞાતીહીતનાં સુલેહ, સંપ, સંગઠન, અને સહકારની મીઠીવાસ ફેલાવતાં હજી વધારે પુષ્પો વીકસો અને જ્ઞાતીબંધુઓને મુલ્યવાન બની રહો એવી મારી પરમકૃપાળુ પરમાત્મા પાસે યાચના છે.

---

# આગભરી અખબારીઆલમનાં

## સ્વાનુભવનાં ...સ્મરણો



આલેખે છે

**રતિલાલ માધવાણી**

આ જેય યાદ છે, આઠ આનાના ભાડાની એ અમારા મંડળની અંધારી ઑફીસ. એમાં અમે કેટલાક માથા ફરેલા મિત્રો સાહિત્યસાધના કરતા હતા! મંડળના બે હસ્તલિખિત મુખપત્રો 'રાષ્ટ્રોર્મિ' સાપ્તાહીક અને 'ચિનગારી' માસિકના તંત્રી હોવાનું સદ્‌ભાગ્ય મને સાંપડયું હતું. 'રાષ્ટ્રોર્મિ' અમરેલીના વાતાવરણમાં વારંવાર ખળભળાટ મચાવતું, અને 'ચિનગારી'એ તો પોતાના સુશોભિત સ્વરૂપ અને આત્માને કારણે જુદી જ છાપ પાડી હતી. તેણે અમરેલીમાં એ કાળે હસ્તલિખીત માસીકોનો યુગ પ્રગટાવ્યો હતો. 'ચિનગારી' પાછળ અમે રાતદિવસ જહેમત ઉઠાવતા, તેને વધુમાં વધુ સુંદર બનાવવા અમે મોડી રાતો સુધી ઘાસતેલના પ્રકાશે પરસેવો પાડતા. રાજકોટમાં ભરાયલા 'સૌરાષ્ટ્ર હસ્તલીખીત પત્ર 'પ્રદર્શન'માં તેણે ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કર્યું હતું; મહાન સાહીત્યકારોનાં સામયીકોની હરીફાઈમાંય.

### વતનનો સાદ!

ઈ. સ. ૧૯૩૦ માં ભારતવર્ષમાં કંઈક ભડકો જાગી પડયો હતો, અને તેમાં સૌએ હોમાઈ જવાનું હતું, એમ સાંભળ્યું અને અમે—અમારા 'પા'-ની ટણુક ટોળીએ 'વાનરસેના' સ્થાપી મારે નશીબે આ'વીતી કેપ્ટનગીરી એ વાનરસેના ત્યારે 'વાનર-પત્રીકા'નું પ્રકાશન પણ કરતી હતી. તેની માથાફોડ બધી મારેજ નશીબે લાધી હતી.

બાર વર્ષની એ કાળની મારી ઉંમરથી મને અક્ષરોની આલમ પ્રત્યે અજબ આકર્ષણ પેદા થયું

• • • • • • છેક બાળપણથી— •

**અક્ષરોના રમકડે રમનારના અખબારી આલમની આગ સાથેની દોસ્તીનાં આ સ્મરણો અહીં ઓચિંતાજ ટપકી પડયાં છે!**

# કેટલીક વાતો આવશ્યક છે અને કેટલાક ખુલાસાય જરૂરી છે !

હતું. ગાંડું ઘેલું ચીતરી મારતો હતો, મીત્રોને વંચાવીને 'બહાદુરી' બતાવતો હતો !

## સામ્યવાદી બાળકો !

એ ઉત્સાહમાંને ઉત્સાહમાં એ સમયના અમે વાનરોએ 'વાનર' હસ્તલીખીત માસીકનો જન્મ આપ્યો, એની શરૂઆતના દિવસોનો ઇતિહાસ કદી ભુલાય એવો નથી! ખર્ચ માટે અમે સામ્યવાદી નીતી અખત્યાર કરેલી. દરેક સભ્ય ચાર પાંચ કોરા ફુલસ્કેપ લાવે એવો અમારો ધારો હતો. બંધામણી માટે વળી કોઇ હરીનો લાલ ભેટી જતો !

આ સમયમાં અમે નાનકડું એવું બાળ-પુસ્તકાલય પણ ચલાવતા હતા. મુરબ્બીઓએ તેને 'મોટું' બનાવવાનો વીચાર કર્યો 'ને સ્વ. ગીજુભાઇના હસ્તે ભારે મોટા સમારંભથી એ એક આલીશાન મકાનમાં—હજારો પુસ્તકો અને સંખ્યાબંધ સાધનો સાથે મહાન્ સ્વરૂપમાં ખુલ્લું મુકાયું. એ સમારંભમાં અમે સમયને ઓળખ્યો. અનેક પરીચયો થયાં, અંધારામાંથી અજવાળામાં આવ્યા.

પછી તો 'વાનર'માં અમે નાનપ દીઠી અને 'ચીનગારી' સ્વરૂપ ધર્યું.

## અનેક સંસ્થાઓ અનેક પત્રો

એ. બી. સી. ડીના અટપટા અક્ષરો ઘૂંટતા ઘૂંટતા, પાઠમાળા ગોખતા ગોખતા-દર વર્ષે પરીક્ષામાં પ્રથમ નંબર સાચવતા ને 'મોનીટર' ભોગવતા ભોગવતા આ બધા લ્હાવા મેં લીધા. અમારી એ ટોળીએ મને હંમેશા આગળ કર્યો હતો, એમ કહું તો ખોટું નથી, અનેક સંસ્થાઓ એ કાળમાં અમારી ટોળીને હાથે સ્થપાઇ, તેમાં કુમાર મંડળના પ્રમુખ તરીકે, શીશુમંડળના સેક્રેટરી તરીકે, વાનર મંડળના નીયામક તરીકે, સ્કુલ સહકારી મંડળના વહીવટદાર તરીકે, અને બધા પત્રોના તંત્રી તરીકે એ પ્યારા દોસ્તોએ મને ધકકો મારીને અજવાળામાં મૂકયો હતો!

શહેર પછી બહારના નેતાઓ, કાર્યકરો, સાહિત્યકારો અને પત્રકારો સાથેનો મારો પરિચય એ મંડળોને કારણે વધતો જતો હતો. સ્વ. ગિજુભાઇ બધેકાએ મને બાલમાસીકો તરફ ધસડયો.

હું જાણતો ન્હોતો કે મારી શી યોગ્યતાએ મને એ ઉંમરમાં અનેક મુરબ્બીઓ અને મીત્રો વધુને વધુ ક્ષેત્ર આપ્યે જતા હતા, હું જાણતો ન્હોતો કે મારી કઇ શકતીને કારણે અનેક સાહીત્યકારોએ મારા પર મીઠી પાંખ ઢાળી હતી, મને ખબર ન્હોતી કે કઇ વીશેષતાને કારણે અનેક પત્રકારો એવડી એ ઉંમરમાં મને આવકાર આપતા હતા !

અમરેલીના એ હસ્તલીખીતો જોઇને આજુબાજુના શહેરોની સંસ્થાઓના સંચાલકો મને તેમનું હસ્ત-લીખીત તયાર કરી આપવા દબાણ કરતા હતા ! એ રીતે અનેક હસ્તલીખીતો એ કાળમાં મારા હાથમાંથી પસાર થઇ ગયા !

જ્યારે મને શ્રી. બાવચંદભાઇ વડેરાનો રજ-માત્ર પરીચય ન્હોતો, ત્યારે અમારા એક ભાઇ અમારૂં એકાદ માસીક લઇને તેમની પાસે અભીપ્રાય લખાવવા ગયા હતા. શ્રી. બાવચંદભાઇએ અભીપ્રાયમાં લખેલું કે 'તંત્રીમાં પત્રકાર તરીકેના સ્વાભાવીક ગુણો દૃષ્ટીગોચર થાય છે' અને તેમણે મને રૂબરૂમાં બોલાવ્યો. પછી તો અમે નીકટના માનવીઓ બની ગયા. તેમની મારી દરેક કાર્યમાં સહાનુભુતિ, અને સહાય રહેતી. એ હું કદી ભુલું તેમ નથી. અને આજે પણ તેમના પર મારો એટલોજ હકક હોવાનો દાવો કરૂં છું. આ રીતેજ અનેક પત્રકારો અને સાહીત્યકારોના સુંદર અભીપ્રાયો મેળવવા અમે ભાગ્યશાળી બન્યા હતા.

## છાપેલા પત્રકારિત્વ ભણી

એ ઉગતી અવસ્થામાં વડોદરાના સુપ્રસીધ્ધ બાળ-માસીક 'બાલજીવન'ના તંત્રીએ 'બાલસાહીત્યના લેખકો'ની વર્ષો સુધી ચાલે એટલી લાંબી લેખમાળા લખવા કલમ પકડાવી હતી, વડોદરાના એટલાજ જુના બીજા બાળમાસીક 'બાળક'ના એક ખાસ અંકનું સંપાદન કરવાનું સદ્‌ભાગ્ય એ કાળે મને સાંપડયું હતું, 'પુસ્તકાલય' જેવા અભ્યાસી વીષયો ચર્ચતા માસીકમાં મારા લેખો વારંવાર તંત્રી નોંધ સાથે પ્રસિધ્ધ થતા. અને દર વર્ષે દીપોત્સવીના પ્રકાશનોની સમાલોચના 'દીપોત્સવીના રસથાળ'ના નામે કરવાનું મને મળતું હતું.

આ પછી તો અનેક ક્ષેત્રો મળ્યા, અનેક સહારા મળ્યા, તેમાં સૌરાષ્ટ્ર કાર્યાલયનાં પત્રો અને તે વખતના સૌરાષ્ટ્ર કાર્યાલયવાળા શ્રી. કકલભાઇ કોઠારી અને શ્રી. હરગોવીંદ પંડયાએ 'છોકરો મહેનતુ છે' એ શબ્દ સાથે સાથ આપ્યો હતો !

સત્તર વર્ષની સંધ્યાએ 'જયસૌરાષ્ટ્ર' મળ્યું... સૌરાષ્ટ્રનો પ્રવાસ સાંપડયો...એના સ્મરણો ભુલાય એવાં નથી. એ પ્રવાસે મને ગામે ગામ મીત્રો આપ્યા.

## અઢારમે વર્ષે સ્વતંત્ર જોખમદારી

અને અઢારમા વર્ષની ઉગતી પ્રભાતે તો ગોંડળમાં જન્મીને જગજાહેર બનેલા 'લોહાણા જયોતી'ના સંચાલકોએ મને અતિ દબાણ સાથે પોતાનામાં સમાવ્યો. એ પત્રના અમે બે તંત્રી હતા, હું પત્રનું સંપાદન સંભાળતો હતો, શ્રી. ગોટેચા તેના પ્રચારકાર્ય માટે પ્રવાસ ખેડતાં હતા. એક, બે અને ત્રણ અંકોમાં તો 'લોહાણા જયોતી'ના પ્રકાશે સર્વત્ર ચમકાર પ્રસરાવી દીધો. આત્મશ્લાઘાનો અપરાધ થતો હોય તો ભલે થાય પણ એણે વર્તાવેલો હાહાકાર પણ આજે કોણ ભુલી ગયું છે ! એની કટારોમાં ચમકતી કળકળતી કહાણીઓ કેફીયતોને...કિસ્સાઓ...તીખી ને તમતતી ભાષા, એનો આકર્ષક દેહ અને ગોઠવણીથી કેણ અંજાયું ન્હોતું ! કોણ જાણે કઇ ગર્તામાંથી ગોતી ગોતીને એ જ્ઞાતિની છાતી પર અનેક 'અરેરાટી'નો ઢગલો કરતું હતું, કોણ જાણે કયાંથી પણ એ અનેક એવી વાનીઓ પીરસતું હતું કે જ્ઞાતીના કલેજામાં કંપારી વછૂટતી હતી !

## 'લોહાણા જયોતિ'એ પાડેલી ભાત

અગ્રલેખો, નોંધો, લેખો, લેખમાળાઓ, કાવ્યો અને વીવીધ ચર્ચાઓ દ્વારા એણે લોહાણા પત્રકારીત્વમાં નુતન ભાત પાડી હતી, એમ અનેક મુરબ્બીઓ અને મીત્રોએ મુકતકંઠે કહ્યું છે !

## એ સાહસો-એ જોખમો

પણ કોણ જાણતું હતું કે એની પાછળ તો ખાંડાની ધાર હતી, કોને ખબર હતી કે એ બધી વસ્તુઓ પાછળ અનેક પરીશ્રમો પડેલા હતા, એ તીખી ને તમતમતી કલમ પાછળ 'ખૂન...કોર્ટ...કેદ અને માર'ના ભણકારા વાગતા હતા, કોને ખ્યાલ હતો કે એ બધા પાછળ વકીલો અને નોટીસોની દોડધામ થતી હતી, એ તરવરાટ, એ ક્રાંતીભર્યા સર્જન પાછળ કાંઇક સાહસ, જોખમ, જવાબદારી અને ભયની ભયંકર ભુતાવળો ભમી રહી હતી; કોને ખબર હતી કે કિસ્સાઓ, કેફીયતો, અને કરૂણ કથનીઓની પ્રાપ્તી પાછળ પરીશ્રમ ઉપરાંત સાહસ, ત્રાસ, જોખમ અને દગાફટકાંનો ડર પણ પડયો હતો !

## યોદ્ધાની રીતે જીવ્યું

એવાજ એક કાવાદાવાના ભોગે અમારે રાજીનામું આપવું પડયું અને એનું અવસાન થયું. પણ મને સંતોષ છે કે એણે જીવનને ન ખરડયું, એણે ટેક ન છોડી, એણે ધ્યેય ન તરછોડયો, એણે

**પત્રકારિત્વ**

**એ કંઇ રમત નથી કે બંગલા બંધાવવાનું સાધન નથી ! ત્યાં તો સદાય કોર્ટ........કાયદા........કેદ........અને હાથકડીના નાદ ગાજતા રહે છે !**

• જોઈએ છે ! •

> આઝાદીની આહ્લેક જગાવનારા અખબારો !
> અને જોઇએ છે : જ્ઞાતીનો સહૃદયનો સહારો,
> લક્ષ્મીનંદનો સાહીત્યકારોને ક્યારે પીછાણશે ?

આત્માનો દ્રોહ ન કર્યો, એ રણક્ષેત્રમાં જ લડતું લડતું મર્યું, એ વાતનો મને ગર્વ છે કે એ યોધ્ધાની રીતે જીવ્યું અને યોધ્ધાની રીતે મર્યું.

### કલેજા ઉતરડાયાં છે !

આજેય 'જ્યોતિ સંપાદન'ના આકરો ને કારમો, સાહસભર્યો ને જોખમભર્યો, હીંમતભર્યો, ને ધીરજભર્યો, પરીશ્રમભર્યો ને અથાકતાભર્યો, એ સમય ચક્ષુઓ સમક્ષ બરાબર ખડો છે ! સાસરવાસોમાં પીડાતી, પછડાતી, દબાતી. રીબાતી, લોહીના આંસુડાં સારતી અભાગણી—એ 'વહુ'ઓની ફરીયતો ક્યાંથી નોંધાઇ આવતી હતી ? એ દ્રશ્યો...એ જોખમભર્યાં દ્રશ્યો કેમ ભુલ્યા ભૂલાશે ! એ પાણીઘાટો, એ સરીતા-તીરો, એ નવાણો એ થાળાઓ અને એ હોસ્પીટલો કેમ ભુલાશે ? એ કુમળી છતાં કરમાયલી દેહલત્તાઓ, એ નીસ્તેજ મુખડાં,' ને લોહી ઝરતી આંખો, એ આંસુડાંઓ અને એ કારમા ધીમાં રૂદનો, એ હીબકાં ને એ ધ્રૂજાટ, એ કંપારી ને એ દુઃખદર્દભર્યાં નીસ્તેજ માનવદેહો કેમ ભુલાય ! એ આંસુઓએ, એ હીબકાંઓએ, એ કંપારીઓએ અમારા કાળજાને ઉતરડી નાખ્યા છે, એ દુઃખ, એ દર્દો; એ ભય, એ ત્રાસે અમારા આત્માને હચમચાવી નાખ્યા છે, એ કુમળી કળીઓની એ કારમી વ્યથાઓએ અમારા જીવનમાં આગ ચાંપી છે, એ નીર્દોષ, ગભરૂ, કુમળી કળી સરખી બાળાઓનાં ઉંડા નીશ્વાસોએ અમારા અણુએ અણુમાં દાહ પાથરી દીધો છે, એ શોણીતભરી જીંદગાનીઓના અભ્યાસ અમારા કલેજાની કોરો કોતરી નાખી છે. અગનપછેડો ઓઢનારી અબળાઓની આહે અમારા આત્મામાં ધરતીકંપ કર્યો છે, કહો, કહો. એ બધું કેમ ભુલી શકીએ !

અઢાર વર્ષની ઉંમરમાં મેળવેલું આ અનુભવ-ભાથું કદી ખુટે એવું નથી.

એ પછી મારા 'જ્યોતિ' માસીકનો જન્મ થયો. પરંતુ મારી માંદગીના કારણે અવસાન એનું થયું.

પછી 'લોહાણા હીતેચ્છુ' આવ્યું. એનાં સ્મરણે નોંધાવા સરખા છે. પણ તેનો અધીકાર મને મળ્યો હોય, એમ હું માનતો નથી. અલબત 'બહારવટીઓ' 'ધેયૂર' વગેરે ઉપનામથી લખાતી કટારો અવશ્ય આદર પામી હતી. 'જયસૌરાષ્ટ્ર'ની ઘણી કટારો પણ લખવી પડતી હતી, 'હીતેચ્છુ' સાથે લક્ષ્મી ચાંદલો કરવા કરવા આવે છે...'મોં ધોવા ન જા' એ પ્રેરક શબ્દો સાથે મુ. લાલજીભાઇએ મને જોડેલો.

એ પછી 'લોહાણા સમાજ'ના સંચાલકોના પ્રેમના દબાણેજ મને મુંબઇ તરફ ધસડયો. સંપાદનનો બધો બોજો તેમણે મારા શીરે નાખી દીધો. મારૂં દીલ કોણ જાણે કેમ ત્યારે લોહાણા પત્રકારીત્વથી દૂરને દૂર ભાગતું હતું ! હૃદય વગરની રીતે માત્ર ઘસરડા પુરતું જ ત્યારે હું 'લોહાણા સમાજ'-નું સંપાદન કરતો હતો. હરપળે હુ તેમાંથી છટકવા માગતો હતો. અને મીત્રો મને રોકી રહ્યા હતા.

દીલ ન્હોતું ત્યાં દીલાવરી શાની હોય ? તે છોડીને હું મુંબઇ ગુમાસ્તા મહામંડળના મુખપત્ર 'ગુમાસ્તા સંદેશ'માં જોડાઇ ગયો. એ ક્ષેત્ર મારે માટે ત્યારે નવું હતું. છતાં પીડીતોની શક્ય સેવા કરવાની હોંસે 'ગુમાસ્તા સંદેશ' અને હું એકમેક બની ગયા. મંડળના કાર્યવાહકોએ મારા પર અથાગ વીશ્વાસ મૂકયો—મને મોકળું ક્ષેત્ર આપ્યું. છેલ્લી ગુમાસ્તા પરીષદના એક સેક્રેટરી તરીકે કામ કરવાની તક પણ આપી. અને તેમનો પ્રેમ તો ભુલાય તેમ નથી. આજે 'ગુમાસ્તા સંદેશ'નું સંપાદન કરતાં કરતાં મને સવા વરસનો સમય વીત્યો છે. દરમ્યાન ઘણું લખ્યું છે. 'નવી દુનિયા' નામની નાની નવલકથા પણ પ્રસીધ્ધ કરી શકયો છું.

### ચિત્રપટના ચિત્રની માફક

આજે એકવીસ વરસના અંતકાળે ઉભો ઉભો વીચાર કરૂં છું ત્યારે મારી જીંદગી પર

## માગણી

## એટલીજ છે કે: અમારા કલેજાના રકતથી લખાયલા અક્ષરોની કીંમત કરો !

મને સહ્રહજાર આશ્ચર્ય ઉત્પન્ન થાય છે. સ્મરણો જાગી ઉઠે છે, ચીત્રપટના ચીત્રની માફક એક એક દ્રશ્ય ચક્ષુઓ સમક્ષ ચમકી જાય છે !

### પ્યારૂં પત્રકારિત્વ

એ સ્થળો......

એ પ્રસંગો......

છાપખાનાની આળવીતરી આલમે પ્રકાર પ્રકારના અનુભવો આપ્યા છે. ત્રાસ, ભય, દુઃખ અને જાકારા પણ તેમાં છે. છાપખાનાએ જીવનમાં કદીક કદીક આફતો ઉતારી છે. કાગળ, કલમ અને કારસાઓની આ કપરી ને અજબ દુનિવાએ માછલાં ધોયાં છે !

છતાંય કોણ જાણે કેમ એનું સ્થાન હૃદયના ઉંડા ખુણામાંથી જરાય ખસ્યું નથી. એના સીવાય સ્વપ્ન-સૃષ્ટીમાં બીજી કશી ચીજને સ્થાન મળ્યું નથી, એ કલમ, એ બીબાં, એ મશીનોની 'મહા ભુતાવળી' ગણાતી દુનિયામાં સદાય શાંતી દીઠી છે !

એ સાહસો, એ જોખમો, એ આફતો, એ ત્રાસો, એ દુઃખો 'ને એ દર્દોની દારૂણતા વચ્ચેય એને નમન કરતો રહ્યો છું.

સાહસ આવ્યાં છે, ને સાહસો ખેડયા છે, જોખમો દીઠયા છે, 'ને જોખમો વેઠયા છે, આફત આવી છે 'ને વધાવી લીધી છે, ત્રાસો ઉદ્‌ભવ્યા છે ને ઉરમાં સમાવ્યા છે, દર્દો આવ્યા છે ને દબાવ્યા છે.

### સાહિત્ય-પત્રકારિત્વ રમકડું હતું

આ મને આમ છાપખાનાના રમકડા વચ્ચે રમતાં રમતાં બાળપણ વીતાવ્યું, કુમારાવસ્થા વીતાવી, આશાભર્યા હૃદયે, પુલકીત મને અને થનગનતા શ્વાસે વેઠેલા એની પાછળના પરીશ્રમો, પરસેવાઓ, અને ત્રાસોની વીગતો અહીં આપવાની આજે તો ઇચ્છાય નથી.

સદાય કલેજામાં એક આગ સળગતી રહી છે 'કંઇક કરવુ" કાર્યને કાજે, ધ્યેયને ખાતર, સીદ્ધીને માટે અને તમન્નાને કારણે અઘોર આફતો તો શું મૃત્યુ આવે તો વધાવી લેવા સુધીની તૈયારી સદા રાખી છે.

### સાધન નથી !

લોહાણા જ્ઞાતિમાં આજે જે વાતાવરણ સર્જાઇ રહ્યું છે, લોહાણા જ્ઞાતિમાં આજે જે ભયંકર ભુતાવળો જાગી પડી છે, લોહાણાજ્ઞાતિમાં આજે જે ખુન... આપઘાત...અત્યાચાર... અન્યાય... અનીતિ અને આપઘાતની લોહી નીતરતી સૃષ્ટી સર્જાઈ ગઇ છે. એ સામે હરહંમેશ, હરઘડીએ ને હરપળે જેહાદ જગાડવાની ફરજ નિહાળી છે, એ કારમી પરીસ્થીતી, એ આકરી અવદશા ને એ શરમકથાઓ કાળજું કોરી ખાય છે ! પણ...પણ...એની સામેની લડત જરાય જોસ પકડી શકી નથી, એ ભારે દુઃખ, દર્દ, વ્યથા અને ચીંતાનો વીષય છે !

હૃદય થનગને છે, આત્મા પોકારે છે, ભાવનાઓ જાગે છે, પણ સાધન નથી. સાધન મળે છે. તો મૂડી રોકનારાઓમાં અંદર અંદર મર્દાનગી ખેલવાનો શોખ પ્રગટી પડે છે ! અને અમારા જેવા આશાભર્યા, ઉમંગભર્યા ઉર્મીભર્યા, ધગધગતી આગવાળાઓને ત્યાંથી 'રામ, રામ' કરવાં પડે છે !

### કયાંય 'ભાગીદારી' કરી નથી !

જયાં જયાં પ્રાણ પાથર્યો, આત્મા રેડયો, પરસેવો પાડયો, શરીરને નીચોવી નાખ્યું, જીવનની સત્યાનાશી નોતરવા સુધી કામ કર્યું, ત્યાં ત્યાં બીજીજ પીડા વળગી પડી. આ તકે સ્પષ્ટ કરવાની જરૂર જોઉં છું કે આજસુધી મેં જયાં જયાં કામ કર્યું, કોઇપણ સ્થળે મેં 'માલીકી' નોંધાવી નથી, 'ભાગીદારી' સ્વીકારી નથી, અને બાદશાહી મહેનતાની ઇચ્છાય કરી નથી. અને કોઇ ગગનગામી સગવડો પણ માગી નથી. માત્ર ફરજમાં મસ્તી અનુભવી છે, એ સીવાય કોઇ વાતની ચીંતા રાખી નથી, કોઇ 'લાટો, કામી જવાની ઇચ્છા હરગીઝ કરી નથી, છતાંય એનાં માલીકોનાં

આંતગ્યુધ્ધે હંમેશા ડામ દીધા છે. માર્ગમાં પથ્થરા પાથર્યા છે, નીષ્કલંક રસ્તે કાંટા વેર્યા છે, ભાવનાઓ, સ્વપ્નાઓ અને ભાવી જીંદગાની પર છુરીઓ ચલાવી છે !

## જોઇએ છે આવું અખબાર.

**આજે પણ** કલ્પનાએ તરે છે, જ્ઞાતિનું એક એવું અખબાર કે જે જ્ઞાતિને ગાંડી કરે, જ્ઞાતિના હૈયામાં, પ્રાણમાં અને ખોળીયામાં નવચેતનનો સંચાર કરે. જ્ઞાતિમાં વ્યાપેલા કલંકો, જ્ઞાતિમાં ઘૂસેલા પ્રત્યાઘાતો, જ્ઞાતીને કોરી ખાનારા કમજાત કલંકોની કત્લ કરીને જ્ઞાતીને સુખ, શાંતી સંતોષને માર્ગે વાળે, જ્ઞાતીમાં આશા ઉત્સાહ, આનંદ અને ઉલ્લાસના ધોધ વહાવે.

**જ્ઞાતિના સારાય કષ્ટોનું દુશ્મન બની રહે, અને જ્ઞાતિનું સહાયતુંસાથી બને, જેના અક્ષરે અક્ષરમાંથી અને જેના શબ્દે શબ્દમાંથી, જેના પૃષ્ઠે પૃષ્ટમાંથી આઝાદીની આહલેક નીકળતી હોય !**

પરંતુ લક્ષ્મી રીસાઇ પડી છે.

સરસ્વતી અને લક્ષ્મી વચ્ચે અસહકાર જાણે જાગી પડયો છે.

## જ્ઞાતિના ધનિકોને કીંમત નથી!

**આજે કહેતાં અફસોસ થાય છે કે જ્ઞાતિના ધનિકોની મૂડી એવા કોઇ કાર્યને માટે નવરી પડી નથી. જ્ઞાતિના કોઇ સાધનસંપન્નની સંપતી આવી આગ સાથે ખેલવાનું સાહસ કરી શકવા અશકત બની છે. આના, પાઇ અને દોઢીયાની દુનિયામાં અટવાઇ ગયેલા આપણા લક્ષ્મીનંદનોને આવા એક સત્કાર્યને માટે મૂડી રોકવાનું તો શું પણ 'પાઈ' આપવાનું પણ વસમું બન્યું છે. અને એવાય લક્ષ્મીનંદનો નિહાળ્યા છે. કે જ્ઞાતિમાં જાગૃતિ આશા અને ઉત્સાહ સ્થાપવા મથતા અખબારનવેશોને પોતાના આંગણામાં ઉભા રાખવાની ઉદારતા પણ તેમને બતાવવી નથી! પોતાના પરસેવાને ભોગે, પોતાના શ્વાસના ભોગે જ્ઞાતિની સેવા કરતા અખબારનવેશોની જો જ્ઞાતિને કીંમત નથી તો......... જ્ઞાતીનું નસીબ કેવું હશે ?**

## એ યાદ રહે !

**એ** યાદ રહે કે સાચા ભેખધારી અખબારનવેશો રોટલાના ટુકડા ખાતર અખબારો ચલાવતા નથી, એ યાદ રહે કે સાચા અખબારનવેશો લક્ષ્મીની કોઇ લાલસાએ અખબારની આગભરી આલમમાં અવતરી પડયા નથી, એ યાદ રહે કે સાચા અખબારનવેશો કોઇ કીસ્મત અજમાવ સદા ભડકા અને ભુતાવળો જયાં જાગતી રહે છે. એવા આ ભુખડીબારસ ક્ષેત્રમાં ઘુમતા નથી ! સાચા અખબારનવેશો તો સુખ, સગવડો, કીસ્મત અને ભવીષ્યમાં ભડભડતો ભડકો કરીને સાહસ, જોખમ જવાબદારી, અને ત્રાસની આ આલમમાં ઉતરે છે. ત્યાં મશરૂની તળાઇઓ નથી ત્યાં બત્રીસ ભાતના ભોજન નથી, તેના પંથના પમરાટ કરતાં પુષ્પોય પાથર્યાં નથી. ત્યાં તો છે ખાંડાની ધાર, કાયદાની ચુંગાલો, આફતના સદાયના ઓળા અને પરસેવાનો પરીશ્રમ. જરાક બેદરકારી ને આફત આવી ઉભી છે. જરાક બેપરવા ને કાયદાની જાળ આવીજ છે. જરાક લાપરવાને હાથકડીના ખણુખણાટ સંભળાયજ છે. આવા આ ક્ષેત્રમાં જોઇએ છે, અડીખમ, મૃત્યુંજય વીરલ માનવીઓ અને જોઇએ છે. જ્ઞાતીનો સહૃદયનો સહારો, જ્ઞાતિની સહાનુભુતિ, જ્ઞાતિનું પીઠબળ.

## અમારી પાછળ આંસુ સારશો નહિ.

**અમે કહીએ છીએ કે અમારી પર આફત આવે. અમારી સામે કોઈ મટકુંય મારશો નહી, અમે કહીએ છીએ અમારા સામે જોશોય નહી, અમે કહીએ છીએ અમારા ઘોરમાં ઘોર વાતાવરણ વખતે કોઇ બહાર પણ કરશો નહિ, અમે કહીએ છીએ અમારા નામનિશાન ભૂંસાઈ જાય તોય કોઇ અમીભર્યા બે અક્ષરોય ઉચ્ચારશો નહી, અમે કહીએ છીએ અમારા પ્રાણાર્પણની પળે કોઈ પાવળુ પાણી પાવાય આવશો નહી, અમે કહીએ છીએ, અમારા મૃત્યુ પાછળ કોઈ આંસુડાંય સારશો નહિ, અમે કહીએ છીએ અમારી રાખ પર કોઈ આંખ પણ ઢાળશો નહિ, અમે કહીએ છીએ અમારા સ્મારકો કરશો નહિ, ને ખાંભીઓ ખોડાવશો નહિ, તૈલીચિત્રો ચોડશો નહિ ને શોકસભાઓ પણ ભરશો નહિ.**

## આટલી ઇચ્છા અમારી

**પણ...પણ...**અમારી અખબારનવેશોની નાનીશી માગણી એ છે કે આજે અમારા કાર્યની જરાક જેટલી પણ ખેવના કરો. અમારા ધગધગતા આત્માના અક્ષરો પર અવીચારી ન બનો, અમારા કલેજાના રકતથી લખાયલી લીંટીઓને ફેંકી ન ઘો, અમારા પ્રાણ ઝરતા પુરૂષાર્થમાં સહારો આપવાથી દૂર ને દૂર ન નાઠો! અમને સમજો...સાંભળો...અમારી આહ્નને ઓળખો !

જાગશે એવા થોડા સાધનસંપન્નો, ઉઠશે એવા થોડા ભાવનાશાળીઓ, અને પ્રકટશે એવા થોડા પરમાર્થીઓ જે લોહાણા પત્રકારીત્વની આજની શરમ મીટાવે !

——:o:——

# અક્ષરઆલમના



# : યાત્રીઓ



## શ્રી. આણંદજી મુળજી પાંધી

ઈ. સ. ૧૯૦૬ માં "લોહાણા મિત્ર" માસિકના મંડાણ માંડનાર આપણા આ બુઝર્ગ સાહિત્યકાર મુંબઈની જ્ઞાતિ પ્રવૃતિમાં સદાય અગ્ર હિસ્સો આપતા રહ્યા છે. અનેક સંસ્થાના તેમણે સંચાલન કર્યાં છે, અનેકની કાર્યવાહીમાં તેમનું સ્થાન છે. પ્રથમ મહાપરિદમાં તેમની સેવા અગત્યની હતી, બીજી યુવક પરિષદ અને બીજા લોહાણા લેખક સંમેલનમાં તેમનો ઉત્તમ ફાળો હતો.

શ્રી. આણંદજીભાઈનો જન્મ ઇ. સ. ૧૮૭૬ ના નવેંબરની ૨ જી તારીખે સાહિત્ય સેવાભિલાષિ પિતા મુળજી નથુ પાંધીને ત્યાં થયો હતો. તેઓ વતની કચ્છ દેશળપુરનાં છે. અંગ્રેજી સાત ધોરણના અભ્યાસ પછી તેમણે વ્યાપારી ક્ષેત્રમાં ઉચ્ચ જગાએ નોકરી કરી હતી. છેલ્લે સન ૧૯૧૦ થી પોર્ટ ટ્રસ્ટના ડોકસના કેશખાતામાં સાડીએકવીસ વરસની નોકરી પછી સન ૧૯૩૧ માં વૃધ્ધાવસ્થાને કારણે નિવૃત થઇ, શાંતિમાં જીંદગી ગુઝારે છે.

તેમણે પ્રસંગે પ્રસંગે અભ્યાસમય નિબંધો અને જ્ઞાતી પત્રોમાં ઉત્તમ લેખો લખ્યાં છે.

*

## શ્રી. વલ્લભદાસ ભ. ગણાત્રા

સંસ્કૃત સાહીત્યના અભ્યાસી અને કવી તરીકે શ્રી. વલ્લભદાસ ભગવાનજી ગણાત્રાએ સારી નામના મેળવી છે, તેઓ જામનગરના વતની છે, અને તેમનો જન્મ સંવત ૧૯૫૬ ના શ્રાવણ વદ ૮ ના દીને થયો હતો,

પ્રીવીયસના અભ્યાસ પછી અને સંસ્કૃતની "કાવ્યતીર્થ" ની પરીક્ષા પસાર કર્યા પછી તેમણે શીક્ષણક્ષેત્રમાં શકતી રેડી છે, હાલમાં તેઓ મુલુન્ડમાં સંસ્કૃતના શીક્ષક છે,

તેમણે સંસ્કૃત અને ગુજરાતીમાં સંખ્યાબંધ પુસ્તકો લખ્યા છે. ગુજરાતી અને સંસ્કૃતનાં શીઘ્રકવી છે. એ માટે અંગ્રેજી, હીન્દી, ગુજરાતી વર્તમાનપત્રો અને કોલેજોના પ્રોફેસરો તેમજ પંડિતોના ઉત્તમ અભીપ્રાયો મળ્યા છે.

## શ્રી. રામુ પરમાનંદ ઠક્કર

શ્રી. રામુ પરમાણંદ ઠક્કર ગુજરાતી અખબારી આલમમાં ઠીક ઠીક જાણીતા છે. ભાવનગરના અતિ જાણીતા સેવાભાવી કુટુંબમાં તેમનો જન્મ સંવત ૧૯૫૪ ના આશો સુદ ૪ ના દિને થયો હતો. 'ઠક્કરબાપા'ના તેઓ ભત્રિજા થાય.

ઇન્ટરમિડીએટ આર્ટસના અભ્યાસ પછી ઇ. સ. ૧૯૧૮ માં 'હિન્દુસ્તાન' દૈનિકના ઉપતંત્રી તરીકે જોડાયા હતા. તે પછી 'વીસમીસદી' વગેરેમાં કલમ ચલાવી થોડા વખત શેઠશ્રી નાનજી કાળીદાસના ખાનગી સેક્રેટરી તરીકે જોડાયા હતા. તે પછી રાણપુરના



## શ્રી. રામુ ઠક્કર

'સૌરાષ્ટ્ર' કાર્યાલયમાં 'સ્વાધિન મુદ્રણાલય'ના મેનેજર તરીકે લાંબો સમય કામ કર્યું. ત્યાં તેમણે 'ફુલછાબ'માં અતિ પ્રસિદ્ધિ પામેલી 'હું બાવા ને મંગળદાસ'ની ચાલુ માર્મિક લેખમાળા લખી હતી. ત્યાંથી તેઓ 'જન્મભૂમિ'ના મેનેજર તરીકે મુંબઈ આવ્યા. ત્યાર પછી 'બેન્નેટ કોલમેન' ના પબ્લીસીટી મેનેજર તરીકે કામ કરે છે. ઉપરાંત પત્રોમાં છુટક છુટક લખતા રહે છે.

શ્રી. રામુભાઈની કલમ સાહિત્યના દરેક ક્ષેત્રમાં સરખીજ ખીલી નીકળે છે, કહે છે કે તેઓ વર્ષો પહેલાં 'કવિતાનું કારખાનું' હતા, સુંદર નવલિકાઓ પણ લખે છે, 'કાનમા કહું ?' એ નામના જાતિય વિજ્ઞાનના તેમના પુસ્તકની હજારો કોપીઓ ચપોચપ ઉપડી ગઈ હતી. હાસ્યસાહિત્યના તો તેઓ જાણે 'સ્પેશાલિસ્ટ' છે. તેનો પુરાવો 'હું બાવા મંગળદાસ'ની લેખમાળા અને તેમની જુદી જુદી હાસ્યકથાઓ અને હાસ્ય લેખોમાંથી મળી રહે છે. ઉત્તમ પ્રચારકાર્ય પણ તેમણે પોતાનું કર્યું છે.

## .પાઠ્ય પુસ્તકોની........

## શ્રી. વિઠલદાસ જે. કુટમુટીયા

શ્રી. વિઠલદાસ જે. કુટમુટીયાની સાહિત્ય ક્ષેત્રમાં ખાસ કરી–શિક્ષણ સાહિત્યની સેવા નોંધનીય છે. તેમના સંપાદન કરેલા શિક્ષણ સાહિત્યના પુસ્તકોની લાંબી યાદિ આપણી સામે પડી છે.

તેઓ દ્વારકાના વતની છે. તેમનો જન્મ ઈ. સ. ૧૯૦૮ ના જાન્યુઆરીની ૧૦ મી તારીખે થયો હતો. ઇ. સ. ૧૯૩૨ માં એમ. એ. થયા. પછી શિક્ષક તરીકે જીવનની શરૂઆત કરી, પણ નોકરી કરતાં કરતાં ઉંડા ખંતથી અભ્યાસ ચાલુ રાખી એમ. એ. એલ બી. થઈ ઇ. સ. ૧૯૩૭ થી મુંબઈમાં વકીલાત કરે છે.

શ્રી. વિઠલદાસનું વિદ્યાર્થી જીવન પણ ઉજ્વલ હતું. તેઓ હંમેશા પ્રથમ નંબર રાખતા, સ્કોલરશિપો મેળવતા ઉપરાંત કસરત, સારા અક્ષરો માટે પણ ઇનામ મેળવતાં, ઇન્ટર આર્ટસમાં સારા માર્કસ મેળવવાને કારણે વિલ્સન કોલેજના સ્કોલર બન્યા, અર્થશાસ્ત્ર અને ઇતિહાસ સાથે ઇ. સ. ૧૯૩૦ માં ઓનર્સ સાથી બી. એ. ની ડીગ્રી મેળવી.

ઇ. સ. ૧૯૩૨ માં ઇતીહાસ અર્થશાસ્ત્ર સાથે એમ. એ. ની ડીગ્રી–ઇતીહાસતા ૭૦ ટકા માર્કસ સાથે મેળવી, ઇ. સ. ૧૯૩૩ માં એમ. એ. એલ. એલ. એલ. બી. થયા.

લેખનની શરૂઆત તેમણે ઇ. સ. ૧૯૨૭ થી કરી હતી. લેખો, કાવ્યો, વાર્તાઓ લખતા. તેમના લેખોને ઉર્મી, પ્રસ્થાન, મુંબઇ સમાચારના દીપોત્સવી અંકોમાં ઉત્તમ સ્થાન મળતું. બીજા લોહાણા લેખક સંમેલનના તેઓ મંત્રી હતા.

તેમની બીજી પ્રવુતીઓમાં ઇ. સ. ૧૯૨૮ માં ના. ઇ. ભૂ. મે. બોર્ડીંગના ડીબેટીંગ યુનીયનના મંત્રી હતા. ઇ. સ. ૧૯૨૯ માં સ્નાતક મંડળના મદદનીશ મંત્રી ચૂંટાઇ ૧૯૩૧ સુધી ચાલુ રહ્યા હતા. મુંબઇમાં મળેલી બીજી લોહાણા યુવક સંમેલનની કાર્યવાહી સમીતીના સભ્ય હતા.

શીક્ષણ સાહીત્યના તેમણે બાર પુસ્તકો લખ્યા છે, તેમાંના કેટલાંક મુંબઇ સરકારના કેળવણી ખાતાએ પાઠ્ય પુસ્તક તરીકે મંજુર કર્યાં છે.

## ....સર્જક બંધુબેલડી.

## શ્રી. રણછોડદાસ જે. કુટમુટીયા

કુટમુટીયા બંધુઓએ એકજ ચીલે ચાલીને અજબ છાપ પાડી છે. શ્રી વિઠલદાસ કુટમુટીયાના પગલે પગલે પ્રયાણ કરતા તેમના લઘુબંધુ શ્રી. રણછોડદાસ કુટમુટીયા પણ એવું સ્થાન મેળવવા ભાગ્યશાળી બન્યા છે.

તેમનો જન્મ ઇ૦ સ૦ ૧૯૧૦ ના જુન માસની ૧૦ મી તારીખે થયો હતો. દ્વારકાની હાઇસ્કુલમાં અભ્યાસ કરી મેટ્રીકની પરીક્ષામાં પ્રથમ નંબર તેમણે મેળવ્યો હતો. સીનીયર બી. એ. સુધી તેમણે ના. ઇ. તથા ભૂ. મે. બોર્ડિંગમા રહી અભ્યાસ કરી ઇ૦ સ૦ ૧૯૩૫ માં બી. એ. થયા હતા. અને એજ વર્ષમાં એસ. ટી. સી.–શીક્ષક માટેની ડીપ્લોમાં મેળવી. ધી સેન્ટ્રલ ઇંગ્લીશ સ્કુલના હેડમાસ્તર તરીકે કામ કર્યું. તે પછી ૧૯૩૬ થી એસ્પલેન્ડ હાઇસ્કુલમાં શીક્ષક તરીકે જોડાયા છે.

શેઠ ના. ઇ. તથા ભુ. મે. બોડીંગમાં 'ચિનગારી' હસ્તલીખીતને જન્મ આપનાર અને પ્રથમ તંત્રી તેઓ છે. ત્યાંની ડીબેટીંગ યુનીયનના સેક્રેટરી હતા, ફ્રાઇનલ કન્યાશાળાની શીક્ષણ સમીતિના સલાહકાર હતા. મુંબઇમાં મળેલા યુવક સંમેલન વખતે 'સ્વ૦ ગોપાળજી રામજી–સ્મરણમંજરી'નું સંપાદન તેમણે કરેલું, તેમજ લેખક સંમેલનમાં પણ તેમનો અગ્ર હીસ્સો હતો.

શિક્ષક તરીકે તેઓ જ્ઞાતીના ગરીબવીદ્યાર્થીઓને અતી ઉપયોગી થઇ પડે છે.

નોકરી ઉપરાંત હાલમાં તેઓ સેકન્ડ એલ. એલ. બી. ની પરીક્ષા આપવાના છે. ઉપરાંત કોઇ કોઇ સામયીકોમાં કયારેક કયારેક લખે છે.

વડીલબંધુની સાથે કેટલાક પુસ્તકના સહ-સર્જક છે.



## શ્રી. મોહનલાલ વી. કારીયા

શ્રી. મોહનલાલ વીઠલદાસ કારીયા લોહાણા જ્ઞાતિના એક કવી અને નાટયકાર છે. તેમણે 'જલારામ,' 'લોહીની લક્ષ્મી,' 'આર્ય મહર્ષી,' 'જુતાનો માર' વીર જશરાજ' નાટકો લખેલા છે.

સંવત ૧૯૪૫ ના કારતક શુદ ૧૧ ના રોજ તેમનો જન્મ થયો હતો. ગુજરાતી સાત ધોરણના અભ્યાસ પછી રાજકોટમાં કેળવણી ખાતામાં શીક્ષક તરીકે જોડાયા હતા. તે પછી મુંબઇ આવી જુદી જુદી નાટક કંપનીઓમાં નાટકો લખતા હતા.

કવીના નાટકોએ ઘણી વખત જનતામાં હાહાકાર ફેલાવ્યા છે. તેમની કલમ તેઓ સદા અન્યાય સામે ઉંચકે છે.

*




## શ્રી. શ્યામજી વાઘજી તેલવાળા

પત્રકારીત્વના શોખને ખાતર જીવનની બધી વસ્તુઓમાં પુળો મૂકનારા થોડા લોહાણા પત્રકારોમાંના શ્રી. શ્યામજી વાઘજી તેલવાળા એક છે. તેમની તેલની ધીખતી દુકાન ચાલતી હોવા છતાં શોખે તેમને પત્રકારીત્વમાં પેસાડયા છે.

તેમનું વતન કચ્છ મુદ્રા. જન્મ સંવત ૧૯૬૮ માં થયેલો. મેટ્રીક સુધી પહોંચી શકયા છે.

શરૂઆત છુટક છુટક લેખો લખવાથી કરી, જ્ઞાતીપત્રોમાં પણ લખતા. મુંબઇમાં 'તરૂણ ગુજરાતી સાહીત્ય સભા'ની સ્થાપના તેમણે મીત્રો સાથે મળીને કરેલી, તેના પ્રથમ બે વર્ષના તેઓ પ્રમુખ હતા. 'ગુલામ' નામનું નવલીકા સંગ્રહનું તેમનું એક પુસ્તક પ્રસીદ્ધ થયું છે. તે પછી તેમણે ટુંકી વાર્તાઓનું 'નવલીકા' નામે એક સુંદર માસીક ચલાવેલું, તે પછી 'મીજબાની' સાપ્તાહીક પણ ચલાવતા. પરંતુ 'બેઘડી મોજ' સાપ્તાહીકમાં સહતંત્રી નીમાતા બધી પ્રવૃતીઓથી અળગા થઇ 'બેઘડી મોજ'નું સંપાદન કરે છે.

શ્રી. શ્યામજીભાઇ કચ્છ લોહાણા સ્વયંસેવક મંડળના સભ્ય છે. જ્ઞાતીસેવાની તમન્ના તેમના હૈયે ઘેરી છે. તક મળે છે ત્યારે અવશ્ય સેવા બજાવી છુટે છે.



## શ્રી. ધીરજલાલ વ. ગણાત્રા

શ્રી. ગણાત્રા દામનગરના વતની છે, તેમનો જન્મ સંવત ૧૯૫૮ ભાદરવા શુદ ૫ ના રોજ થયો હતો. સાહીત્યનો શોખ બાળપણથીજ લાગ્યો હતો, મેટ્રીક સુધીના અભ્યાસ પછી ત્રણ વર્ષ આફ્રીકામાં ગાળ્યા, પછી મહાસભાની પ્રવૃતીમાં પડયા હતા.

તેમણે 'સ્વપ્નવિહારી' નામથી ઘણા પત્રોમાં વાર્તાઓ, નાટકો, કાવ્યો લખ્યા છે. ઇ૦ સ૦ ૧૯૩૨ ના હુલ્લડ વખતે 'હીન્દુ' પત્રના તંત્રી, મુદ્રક, પ્રકાશક તરીકે ભારે જોખમદારી ઉઠાવી હતી. તે પછી 'ગુજરાતી' સપ્તાહીકના તંત્રી વીભાગમાં બે વર્ષ ગોઠવાયા હતા.

વીલેપાર્લે સાહીત્ય સભાના સેક્રેટરી, તરીકે, હરીજન બાળાશ્રમમાં, વીલાપાર્લા કુમારીકા અને સ્ત્રી મંડળ, ભગીની સેવા સમાજ, વગેરે જુદી જુદી સંસ્થાઓમાં તેઓ સેવા આપી છે. હાસ્યસાહીત્ય સર્જન તેમનો ખાસ વીષય છે.



# શ્રી. રામદાસ રૂપારેલ

પોરંબદર નજીક મોઢવાડાના વતની આ પત્રકાર બધુ બત્રીસ વરસની વય ધરાવે છે,

'અંગ્રેજી છઠ્ઠા ધોરણના અભ્યાસ પછી ઇ. સ, ૧૯૩૦ થી 'ભારતભુમી' તથા 'મુંબઇ' ડેલીન્યુઝ ના તંત્રી તરીકે કામ કરે છે.

ઇ. સ. ૧૯૨૫ માં 'સરીતા' નામે એક પુસ્તીકા પ્રસીધ્ધ કરી હતી, ઉપરાત તેમની 'રેડીયોની રમણી' નામે એક ફીલ્મ 'ઇન્દીરા ફીલ્મ કું. એ ઉતારી હતી,

જ્ઞાતી વીષયક પ્રવૃતીમાં મુંબઇમાં લોહાણા હોસ્પીટલ સ્થાપવા સદા શકય પ્રચાર કરે છે,

*

## * શ્રી. રતિલાલ ભનજી ઠકકર *

શ્રી. રતીલાલ ભનજી ઠકકર પત્રકારીત્વમાં વર્ષોથી પડયા છે. આજ સુધીમાં તેમણે અનેક પત્રોમાં કામ કર્યું છે. પોતાના પત્રો 'નૂતનયુગ' 'તીરંદાજ,' 'કામવીજ્ઞાન' વગેરે ચલાવ્યા છે. અને હાલમાં તેઓ 'સીનેમા પોલ'ના તંત્રી છે. તેઓ જામનગરના વતની છે.

# શ્રી. જમનાદાસ ના. અઢીયા

લોહાણા જ્ઞાતીના આ સુપ્રસીધ્ધ કવીની પ્રસાદીનો સ્વાદ કોણે નથી ચાખ્યો ? આપણા આ કવીનો જન્મ જામનગરમાં સંવત ૧૯૫૨ ના પોષ શુદ ૨ ના રોજ થયો હતો.

મેટ્રીક સુધીના અભ્યાસ પછી તેઓ બહુ ધમાલીયા વ્યાપારી ક્ષેત્રમાં પ્રવેશ્યા છે. અને છતાંય કાવ્યશકતી વીકસાવી છે. તેમણે આજ સુધીમાં જ્ઞાતિપત્રો મારફત સંખ્યાબંધ કાવ્યોની ભેટ કરી છે.

# શ્રી મહાવીરપ્રસાદ તન્ના

શ્રી. તન્ના એક કુશળ વૈદ્ય, કાર્યકર ઉપરાંત કવી છે. કચ્છ લોહાણા સ્વયં સેવક મંડળની કાર્યવાહી સમીતિના સભ્ય છે. ને તેના મુખપત્ર 'લોહાણા સેવક'ના તંત્રી છે.

તેમનો જન્મ કચ્છમાં સંવત ૧૯૬૪ ના ચૈત્ર શુદ ૧૦ ને ગુરુવારે થયો હતો.

*

## * શ્રી. પ્રભુદાસ વા. ઠકકર *

શ્રી. પ્રભુદાસ વાલજી ઠકકર રાજકોટના વતની છે. જીંદગીની શરૂઆત એક સાધારણ કંપોઝીટરથી કરીને ધીમે ધીમે મુંબઇના એક વખતના સુપ્રસીદ્ધ 'હરીહર પ્રેસ'ના તેઓ ભાગીદાર બન્યા હતા. તેઓ 'સીનેમા વીલાસ' પત્રના તંત્રી છે.

*

## * શ્રી. જેઠાલાલ સોમૈયા

તેઓ જામખંભાળીયાના વતની છે, અંગ્રેજી ચાર ધોરણના અભ્યાસ પછી પત્રકારીત્વમાં જોડાયા છે, અને 'લાટસાહેબ' ના નામે પ્રસીધ્ધ થયા છે, તેઓ મામીંક હાસ્ય બહુ સુંદર રીતે છેડી શકે છે, મામીંક ભાવભરી નવલીકાઓ પણ સુંદર લખે છે, તાજેતરમાંજ તેમનું એક પુસ્તક ' 'શાંતા આરટે: તેનું જીવન અને કલા' એ નામે બહાર પડ્યું છે, હાલમાં તેઓ 'સીનેમા વીલાસ'માં' કલમ ચલાવે છે,

# યુવક પ્રવૃતિ



# પ્રવર્તકો



## શ્રી. જયન્ત ચંદ્રારાણા

ચોવીસ વર્ષના આ યુવાન બંધુનું જીવન પ્રભાત ઉજ્વલ છે, ઇ. સ. ૧૯૩૦ ના દેશવ્યાપી સત્યાગ્રહ સંગ્રામમાં તેમણે પંદર વર્ષની કુમળી વયે–નિશાળનાં પોથાં અભરાઇ પર ચડાવી ' સી ' વોર્ડના સાતમા સરસુખ-ત્યાર તરીકે જેલ જાત્રા સ્વીકારી હતી, અને સાત મહીના જેલ નીવાસ સેવ્યો હતો

ભાઇ જયન્ત ભાવનગર પાસેના વર્તેજના વતની છે. એલ. એલ, બી, નો અભ્યાસ કરે છે, ઉપરાંત જ્ઞાતિની યુવક પ્રવૃતીમાં અગ્રભાગ લ્યે છે લોહાણા યુથલીગના પ્રમુખ છે.



## શ્રી. ચંદ્રકાન્ત સી. વકીલ

લોહાણા જ્ઞાતીની સેવા તવારીખે જેમનું નામ ચીરસ્મરણીય છે, તે સ્વ૰ સી. વી. વકીલના પૌત્ર ભાઇ ચંદ્રકાન્ત સી. વકીલ એક ભાવનાશાળી યુવાનબંધુ છે.

તેમનો જન્મ ઇ૰ સ૰ ૧૯૧૯ ના જાન્યુઆરીની ૨૪ મી તારીખે થયો હતો. તેમનું વતન ભાવનગર છે. મેટ્રીક સુધીના અભ્યાસ પછી 'ભારત એજન્સી' નામની વ્યાપારી સંસ્થા તેમણે શરૂ કરી છે.

લોહાણા યુથલીગના ખજાનચી તેમજ મંત્રી અને હાલાઇ લો. વો. કોરના મંત્રી છે. ઇ૰ સ૰ ૧૯૩૧ ના સત્યાગ્રહસંગ્રામ વખતે વાનરસેનાની પ્રવૃતીમાં અગ્ર ભાગ લીધો હતો. ઉપરાંત કયારેક કયારેક લખે છે પણ ખરા. તેમના બે પુસ્તકો 'પ્રવાસ' અને 'યુવાન' પ્રસીદ્ધ થયા છે.

તેમના જીવનમાં સેવાભાવના ભારોભાર ભરી છે.

ભાઈ પ્રભુદાસનાં સેવાની ત્રુતી સદાય જાગતી રહે છે. જુનાગઢ રાજ્યના તાલાલાના વતની છે, અને તેમનો જન્મ ઇ. સ. ૧૯૨૦ ના જુન માસની ૧૮ મી તારીખે થયો હતો. મેટ્રીક સુધીના અભ્યાસ બાદ હાલ સીનેમેટોગ્રાફીની લાઇનમાં જોડાયા છે.



## શ્રી. પ્રભુદાસ કે. તન્ના

ગો. તે. હાઇસ્કુલમાં 'દિવ્યજ્યોતી' નામનાં હસ્તલિખીતનું તેમણે 'નરેંદ્રકુમાર કે. ઠક્કર'ના નામે સંચાલન અને સંપાદન બે વર્ષ સુધી કરેલું; તે માસીક આખી સ્કુલમાં પહેલું અને અને આગેવાન હતું. તેના પરીપાક રૂપે આજે વર્ગે વર્ગે હસ્તલિખીતો સ્થાપીત થયા છે.

ભાઇ પ્રભુદાસ હાલાઇ લોહાણા વો. કોંગ્રના સેક્રેટરી તરીકે કેટલાક વર્ષથી સેવા આપે છે. ઉપરાંત યુથલીગની મેનેજીંગ કમીટીના સભ્ય છે. હાલાઇ લો.હાણા વ્યાયામશાળાના સભ્ય છે.

ભાઇ મધુકાન્તનો જન્મ બમ્બઇ શહેરમાં તા૦ ૨૯-૪-૧૯૧૪ ના દિને થયો હતો. અંગ્રેજી સાત ધોરણના અભ્યાસ પછી મુંબઇમાં કેટલીક જુદી જુદી જુદી વ્યાપારી લાઇનના અનુભવ પછીથી અત્યારે કાપડના વ્યાપારક્ષેત્રમાં કાર્ય કરે છે.



## શ્રી. મધુકાન્ત કોટક

ઇ૦ સ૦ ૧૯૩૦ ના સત્યાગ્રહ સંગ્રામમાં તેમણે ફાળો આપેલો છે. 'કોંગ્રેસ' પત્રિકાના પ્રચાર તેમજ પ્રભાતફેરીમાં હીસ્સો આપતા હતા. તીલક સંવત્સરી વખતના સરઘસમાં પોલીસે બળજબરીથી તેમના હાથમાંથી ઝંડો છોડાવ્યો હતો. ઇજા થવાને કારણે હોસ્પીટલમાં રહેવું પડયું હતું.

પોતે અંગત જીવનમાં સુધારક વીચારનો અમલ કરે છે. લેખો લખે છે. થાનાઇઓના અયોગ્ય લાગા વગેરે માટે મહાજનમાં ઝુંબેશ ઉંડાવી હતી

લોહાણા યુથલીગના ત્રણેક વર્ષથી ખજાનચી છે, ઉપરાંત બજારના ગુમાસ્તા મંડળના સેક્રેટરી ચૂંટાઇને મંડળમાં તેમણે પ્રાણ આણ્યો છે, ગુમાસ્તા મહામંડળમાં ગુમાસ્તા મંડળના પ્રતીનીધી છે.

ભાઇ મધુ કોટેચા 'શાશ્વત સ્મીત' વરસાવતા યુવાન છે. એમની રગેરગમાં ભાવના તરવરે છે અને 'આગે-કદમ'ની એમને અજબ ધૂન છે તેમનો જન્મ રાજકોટમાં ઇ. સ. ૧૯૧૯ ના સપ્ટેમ્બર માસની ૫ મી તારીખે થયો હતો. આટલી નાની ઉંમરમાં તે બીજી એલ. એલ. બી. ના અભ્યાસે પહોંચી ગયા છે એ આશ્ચર્યજનક નથી?

એ યુથલીગના સેક્રટરી છે. અંગ્રેજી બંગાળી



શ્રી. મધુ કોટેચા

સાહીત્યનો શોખ ધરાવે છે. સમાજવાદમાં અજબ શ્રદ્ધા રાખે છે.

ઉપરાંત ભાઇ મધુ સુંદર વકતા છે, એ બોલે છે ત્યારે ભાવનાના પૂર વહાવે છે. એનો અવાજ શ્રોતાઓના દીલ હરે છે. વાણી એમણે કબજે કરી છે. તેમની ભાવનાઓ, ઇચ્છાઓ અને સ્વપ્નાઓ પોતાને માટે, જ્ઞાતી માટે અને દેશ માટે ખુબ ખુબ ઉન્નત છે આપણે તેમના સ્વપ્નાઓની સફળતાજ ઇચ્છીએને!

## શ્રી. જયસુખલાલ મં. તન્ના

ભાઇ જયસુખલાલ જુનાગઢના વતની છે. તેમની ઉંમર ત્રીસ વર્ષની છે. તેમણે ઇલેકટ્રીક એન્જીનીયરીંગનો અભ્યાસ કરી 'એલ. ઇ. ઇ. નો ડીપ્લોમાં મેળવ્યો છે. રેડીયો એન્જીનીઅરીંગમાં પ્રથમ વર્ગમાં આવ્યા હતા. હાલ મીકેનીકલ એન્જીનીયરીંગનો અભ્યાસ માટુંગાના વીકટોરીયા જ્યુબીલી ટેકનીકલ ઇન્સ્ટીટ્યુટમાં કરે છે.

ભાઇ જયસુખલાલ શેઠ ના. ઇ. તથા ભુ. મે. લોહાણા બોર્ડીંગના ચાલુ તથા ભૂતપૂર્વ વીદ્યાર્થી સંમેલનના સેક્રેટરી તરીકે સેવા બજાવે છે.

ખમીર અને ખંજરથી જેની તવારીખ આલેખાઈ છે.

. તે .

# લોહાણા જ્ઞાતિ —— એ

ઇન્સાફ અને હકક
ઇજ્જત અન આબરૂ
વચન અને ફરજ
સહાય અને સેવા
માટે

# માથાં વઢાવ્યાં છે !

**હીં**મત અને હથિયાર, શસ્ત્રો અને શૂરવીરતા, તલ્વાર અને તાકાત, ખમીર અને ખંજર, સાહસ અને શૌર્યના રંગો વચ્ચે જે કોમની તવારીખ ઘડાઇ છે, ઇન્સાફ અને હક્ક ખાતર, ઇજ્જત અને આબરૂ કાજે, વચન અને ફરજ માટે, સહાય અને સેવા સાટે જે કોમે સરફરોશીની તમન્ના સદા દાખવી છે, રકત વહાવ્યું છે, પ્રાણને હોડમાં મૂકયાં છે. શરીરને ફુલની માફક રણક્ષેત્રમાં ઘુમાવ્યું છે, શરીરો ઢાળ્યાં છે 'ને મસ્તકો કપાવ્યાં છે, યાહોમ કરીને જીવનની આશાઓ, ઇચ્છાઓ, સ્વપ્નાઓ પણ સળગાવી મૂકયા છે, તે કોમ જરૂર ગર્વથી, ગૌરવથી ઉન્નત મસ્તકે અને ફુલતી છાતીએ જગતના ચોકમાં ઉભી રહી શકે છે !

**ક**ચ્છ, કાઠિઆવાડ અને સિંધના ગામડે ગામડે, ટીંબે ટીંબે જે જ્ઞાતિની ક્ષત્રિયવટ અને ખુમારીની ખાંભીઓ ખડી છે, મંદિરો અને પાળીયાઓ પથરાયાં છે, એ ગામડાઓના સ્થળે સ્થળમાંથી અને પથ્થરે પથ્થરમાંથી જાણે લોહાણા જ્ઞાતિના વીરનરોના આદેશ ઉઠે છે !

**જે જ્ઞાતિએ** વીર જસરાજ, દેવકરણ શેઠ, પુંજા શેઠ, જીવણ શેઠ દેવજી શેઠ, દેવચંદ શેઠ, મેઘજી શેઠ, કલ્યાણજી કમલાણી, પ્રેમજી શેઠ જેવા સેંકડો સાહસવીરો અને શહીદો આપ્યા છે, અને જે કોમની તવારીખ સાહસના સોદાગરોથી તરબોળ છે. એ જ્ઞાતિ મુડદાલ, માયકાંગલી, નુરહિન, નાહિંમત, નિર્માલ્ય અને નાહોશ ન હોય !

**જે જ્ઞાતિની** ગળથુથીમાં-ખુમારી અને ખંજરના પાઠ છે, જે જ્ઞાતિના શુભ પ્રસંગોમાં શસ્ત્રોની વિધીઓ છે, એ જ્ઞાતિની જીંદગાની લાઝીમ ન હોય !

**એ** હરદમ યાદ રાખવું ઘટે કે લોહાણા ક્ષત્રિય છે, એની ક્ષત્રીયવટ ન લજવાય ! એના અણુએ અણુંમાંથી 'આઝાદીની આહ્લેક' નીકળવી જોઇએ !

—: સંપાદક :



# ક્ષ—ત્રિ—ય—વ—ટ....નું.... ખ—મી—ર!

## : તાજી તવારીખનું એક ઉજવલ પૃષ્ઠ :



મુંબઈના સાગર કીનારે સુપ્રસિદ્ધ જર્મન સંગ્રામ સ્ટીમર એમડન લાંગરી હતી. તેનું નીરીક્ષણ કરવા હજારો મુંબઈગરાઓ ઉલટી પડયા હતા. વહાણો અને હોડકાંઓ મારફત લાંબી કૂચકદમ તે પર થતી હતી.

આવું એક હોડકું સાગરની સપાટી પર હીંચોળા લેતું તે તરફ જઈ રહ્યું હતું. તેમાં પુરૂષો હતા, સ્ત્રીઓ હતી, બાળકો હતાં. તેઓ આશાભર્યા હૈયે નિરીક્ષણાર્થે નીકળી પડયા હતાં. તેમના અંતરમાં આનંદ માતો ન્હોતો, બાળકો મસ્તીમાં મશગુલ હતા, અને સૌ ઉલ્લાસમાં એ ટુંકો શો સાગરપ્રવાસ ખેડતા હતા.

હોડકું તે સ્ટીમરની સાનીધ્યમાં આવી પહોંચ્યું, મીનીટ...પણ કુદરતનો કાનુન વિચિત્ર છે...કોણ જાણે શુંયે થયું એ હોડકું ગળચીયા ગળવા માંડયું, મૃત્યુ સાથે મિત્રાચારી બાંધવાના જાણે એણે કોડ થયાં!

વાતાવરણ સ્થંભી ગયું, ચીસાચીસ...અને બુમ બુમ...થઈ રહી! 'એ મારો બાબો!...' 'એ...બા...એ બાપુજી'...' બચાવો...બચાવો,ની હૃદયભેદક કરૂણ ચીચીયારીઓ વાતાવરણને ભયંકર બનાવતી ગાજી રહી. એઘડી હવા પણ થંભી ગઈ!

'કોઈ...બચાવો!...દોડો...દોડો...દોડો! કોણ દોડે? કોણ બચાવે? મૃત્યુ સાથે મિત્રાચારી બાંધવાની હોંશ કોને હૈયે હોય? થોડા ખલાસીઓ કુદી પડયા, એક યુવાન પણ એ 'ધૂ...ધુ...ધુ...' કરતા ઉછળતા તોફાની સાગરમાં કુદી પડયો...થોડી મીનીટોમાં તો તે વિજય વરીને સુખરૂપ બહાર નીકળ્યો, સૌએ એને વધાવ્યો!

એ યુવાન હતો આપણો વ્યાયામ વીર ચતુરભાઈ વિશ્રામ ઠક્કર! •બોમ્બે બોયઝ સ્કાઉટ લોકલ એસોસીએશને તેને સોનાના ચાંદે વધાવ્યા, જીવદયા મંડળીએ પણ ભારે કીંમત કરી!

———*———



ગુજરાત, કચ્છ કાઠિયાવાડને હવામાં ઉડતું કરનાર

## શ્રી. કબાલી



શ્રી. કબાલીએ લોહાણા જ્ઞાતિની ઇજ્જત વધારીછે, પ્રથમ હીંદી વીમાની તરીક તેમણે જે નામના જમાવી છે, એ લોહાણા જ્ઞાતિના ગૌરવને શોભ આપે તેવી છે,

શ્રી. પરશોતમ મેઘજી કબાલીને જન્મ ઈ. સ. ૧૯૦૨ ના એપ્રિલ માસની ૮ મી તારીખે થયો હતો. વતની કચ્છ લખપતના, અંગ્રેજી પાંચ ધોરણના અભ્યાસ પછી તેમને વીમાની થવાની લગની લાગી હતી.



યુરોપમાં જઇ મહામહેનતે વીમાન વીદ્યા મેળવી લોહાણા જ્ઞાતિનો આ નબીરો એ. બી. પાયલોટ લાયસન્સ લેનાર પ્રથમ હીંદી છે. હીંદમાં તેઓ પોતાના વીમાનમાંજ આવ્યા અને ઇ. સ. ૧૯૩૬ માં 'એર સર્વીસ ઓફ ઇન્ડીયા લી.' ઉભી કરી. ગુજરાત–કાઠીઆવાડને વીમાનમાં મુસાફરી કરતું કર્યું. એ કંપનીના તેઓ ડાયરેકટર છે. તેમના વીમાનો રોજ-બ-રોજ મુંબઇથી ભાવનગર, રાજકોટ, પોરબંદર પહોંચીને થોડા કલાકોમાં પાછા વળે છે. કચ્છ–ગુજરાતની પણ તેમની સર્વીસ શરૂ થઇ છે.

ઉપરાંત તેઓ 'બોમ્બે ફ્લાઇ ક્લબ'ના સેક્રેટરીછે. શ્રી. કબાલી લોહાણા જ્ઞાતિના ઉત્તમ રત્ન નીવડયા છે.

જગત્ પ્રવાસી જુવાન

## શ્રી. કીશોરસિંહ ઠક્કર

ખીસામાં એક દેઢીયું પણ લીધા વગર સાયકલ પર આખી દુનીયાનો પ્રવાસ ખેડનાર આ ઉછરતા પુરસમા–તનમનાટ ભરપુર યુવાનની હીંમત, ધૈર્ય, શ્રધ્ધા, સાહસ અને જીંદાદીલી માટે માન ઉત્પન્ન થાય છે.

ભાઇશ્રી કીશોરસિંહનો જન્મ વાંસદા–છાંછરાડીમાં ઈ. સ. ૧૯૧૧ ના નવેંબર માસની ૫ મી તારીખે થયો હતો. બાળપણમાં જ માતપીતા સ્વર્ગે સંચાર્યા, મદદ મેળવીને વડોદરા બોડીંગમાં દાખલ થઇ કેટલાક વર્ષના અભ્યાસ પછી મુંબઇના કચ્છ લોહાણા બાળાશ્રમમાં મેટ્રીક સુધી પહોંચ્યા પછી તેમણે 'જગત પ્રવાસ' શરૂ કર્યો હતો.



તેમના પ્રવાસમાં ઈંગ્લાંડ, આફ્રીકા, તુર્કસ્થાન, જાપાન, અફગાનીસ્થાન, પેશાવર વગેરે દેશો તેમણે ખેડયા હતા. રસ્તામાં જીવસટોસટના—સાહસો–જોખમો ખેડી જંગલોની ઝાડીઓ, પહાડોની ખીણોમાં ભયંકરમાં ભયંકર પ્રસંગો વટાવી—અનેક આફતો અને દુઃખો સહન કરી તેમણે પ્રવાસ પુરો કર્યો હતો. આટ આટલી આફતો છતાં જાપાનમાં પાયલોટ તરીકેનું શીક્ષણ મેળવી. એ. બી. લાયસન્સ લીધા છે.

## તંદુરસ્તીના તાલીમબાજો

ભાઇ કીશોરસિંહના વડિલબંધુ શ્રી. ચતુરભાઇ વિશ્રામ ઠક્કર આપણા એક સાહસિક યુવાન છે. તેમની સાહસિકતાનો પરિચય આપણે સાધ્યો છે.

તેમનો જન્મ ઇ. સ. ૧૯૦૮ નવેંબર માસની ૫ મી તારીખે અમદાવાદ નજીક વાંસદા ચાચરવાડીમાં થયો હતો. મેટ્રીક સુધીના અભ્યાસ પછી તેમણે વ્યાયામપ્રવૃત્તિમાં લક્ષ્ય પરોવ્યું છે. વ્યાયામ શિક્ષક તરીકે જ્ઞાતિને તેઓ ઉપયોગી થઇ પડયા છે. વીર વિઠ્ઠલ વ્યાયામશાળામાં તેમણે સેવાભાવે કામ કર્યું હતું, હાલાઇ લોહાણા વ્યાયામશાળાના પણ વ્યાયામ શિક્ષક હતા. જ્ઞાતિના પ્રસંગે પ્રસંગે તેમની સેવા મળીજ છે. અને રાષ્ટ્રીય પ્રવૃતિમાં પણ હીસ્સો આપતા આવ્યા છે. કોંગ્રેસની 'સી' વોર્ડની વોલીયન્ટર કોરને તાલીમ આપી હતી.



શ્રી. ચતુરભાઈ ઠક્કર

વ્યાયામના ક્ષેત્રમાં ભાઇ ચતુરભાઇની કારકિર્દી ઝળકતી કહી શકાય. 'એમડન' સ્ટીમરવાળો પ્રસંગ તેમની સહાસિકતાનો પરીચય આપી રહ્યો છે.



# હઠયોગી હેમેંદ્રમૂર્તિ

શ્રી. હેમેંદ્રમૂર્તિ વ્યાયામના અદ્‌ભુત પ્રયોગો કરી મેળાવડાઓમાં ચીરશાંતી સ્થાપી ધે છે. અનેકનાં હૈયાં ઉંચા કરી શકે છે, જીવ સટોસટના અનેક પ્રયોગો કરીને સૌને ચકીત બનાવે છે.

તેઓ રાજકોટ પાસેના મોટા દડવાના વતની છે. તેમનો જન્મ સવંત ૧૯૬૪ ના અષાઢ શુદ ૩ ના રોજ થયો હતો.

તેમનું બાળપણ અનેક તોફાનો, મસ્તી અને સાહસોથી ભરેલું છે. આ કારણે વીધાભ્યાસ માત્ર ગુજરાતી બે ધોરણ સુધીજ કરી શકયા છે.

જીવતા સર્પોને હાથમાં પકડવાનું સાહસ તેમણે અનેક વખત કર્યું હતું, જમીનમાં છુપાઇને એક વખત ચીતાને પણ ઠાર કરેલો, આવા તો કઇક ગજબનાક કામો તેમણે કર્યાં હતા.

યુવાન વયે તેઓ વ્યાયામના પ્રયોગો શીખ્યા, શરૂઆતમાં એક નાનકડી વ્યાયામશાળા શરૂ કરી હતી. ઈ. સ. ૧૯૩૦ ના ઐતીહાસિક સત્યાગ્રહમાં સંગ્રામમાં ઉમરાવતીમાં તેમણે અગ્ર ભાગ લીધો હતો. અને ત્રણ મહીનાના જેલ પણ ભોગવી હતી.

તેમના પ્રયોગોમાં સર્પદંશ, ૨૧ દીવસ સુધી જમીનમાં દફનાવું, રેલ્વે એન્જીન અટકાવવું, કાચફાંસી, ગળા ઉપરથી ગાડું હંકરાવવું વગેરે મુખ્ય અતિ જોખમી પ્રયોગો છે.

*

ઉગતા વ્યાયામ વીર

# શ્રી. માણીલાલ પલાના

વીસ વર્ષની વયના આ વ્યાયામવીર ઇન્દોરના વતની છે. તેમણે અનેક મેળાવડાઓમાં અને જલસાઓમાં વ્યાયામના અદ્‌ભુત પ્રયોગો કરી જોનારાઓના ધન્યવાદ મેળવ્યા છે.

તેમને બાળપણથી જ વ્યાયામનો શોખ હતો. વડીલોની અનીચ્છા છતાં એમણે શોખ કેળવ્યો હતો. અને કલકત્તા જઇ તેને વેગ આપ્યો હતો. ઈ. સ. ૧૯૩૭ ની આખરમાં કલકત્તાથી ઓરીસા પ્રાંત, મધ્યપ્રાંત, વગેરે પ્રદેશમાં લગભગ પંદરસો માઇલની મુસાફરી તેમણે સાયકલ પર કરી હતી. મુસાફરીમાં અનેક જોખમો અને



સાહસો આ કાશોર પ્રવાસોએ ખેડ્યા હતા. સબલપુરના ૩૫ માઈલના ધાડા જંગલમાં ઘેરી ભયાનકતા વચ્ચે પસાર થઇ પ્રવાસ પુરો કર્યો હતો. તે પછી કલકત્તામાં વ્યાયામ શીક્ષક તરીકે નોકરી બજાવી, અનેક જલ્સાઓમાં પોતાની શકિત બતાવી ચંદ્રકો મેળવ્યા.

તે પછી ભાઇ મણીલાલ કાઠીઆવાડમાં ફર્યા, પણ તેમની કદર ત્યાં ન થઇ. તેથી મુંબઇ આવી. વ્યાયામ શિક્ષક શરીકે નોકરી શોધી. અને વારંવારના પ્રયોગોથી શકિત ખીલી,

ત્રણ વર્ષ પહેલાં તેમની છાતીનું માપ ૩૦ થી ૩૧ હતું આજે ૩૯ થી ૪૦ સુધી પહોંચ્યું છે. તેમની અભીલાષા પર સુધી પહોંચવાની છે.

તેઓ તે છાતી પર મોટર ચઢાવી શકે છે, મોટર રોકી શકે છે, ફુંક મારી સોડાની બાટલી ફોડી શકે છે, સાંકળ હાથથી તોડી શકે છે, સળીઆઓ વાળી શકે છે, ચાલતી સાયકલે મોં પરથી મોં વતી રૂમાલ ઉંચકી શકે છે, શીશાઓ પર બેલેન્સ કરી શકે છે. ગંજીપો ફાડી શકે છે, આવા તો અનેક પ્રયોગો તેમણે સાધ્ય કર્યા છે.

સમય વીતતા એક ઉત્તમ વ્યાયામવીર થવાની ભાઇ મણીલાલ આગાહી આપી રહ્યા છે.

*

# ક્રીકેટદુનિયાના કલાબાજો

## સુપ્રસિદ્ધ ક્રિકેટર
## શ્રી. ચંદારાણા

ક્રીકેટની દુનિયામાં રસિયાઓના હૈયામાં 'ચંદારાણા' શબ્દ ઠીક ઘૂસી ગયો છે. શ્રી. મોહનલાલ હરજીવન ચંદારાણાએ રમતની એ આલમમાં પોતાની ધરખમ તાકાત બતાવી કવૉડ્રેંગ્યુલર મેચમાં ઇ. સ. ૧૯૧૩થી ઇ.સ. ૧૯૩૮ સુધી હિન્દુઓ તરફથી પ્રથમ પંક્તિના બોલર તરીકે જનતાએ તેમને પીછાણ્યા હતા. તેમાં બધી મળી તેમણે ૧૦૨ વીકેટો લીધી છે. આ રેકર્ડ છે. કેમકે પારસી, મુસલમાન, હિંદુ કે યુરોપીયનમાંથી કોઇપણ બોલરે આટલી વીકેટો લીધી નથી. આ આ સીવાય બીજો રેકર્ડ દસ વીકેટ કલાન બોલ્ડ એક મેચમાં લીધી છે. જે દુનિયામાં આજસુધી કોઇ લઇ શક્યું નથી. એક ફાસ્ટ બોલર તરીકે વધુમાં વધુ વર્ષો સુધી હીંદુ ટીમને તેમણે જોમ આપ્યો છે. તેઓ એ સમયે હિન્દુસ્તાનમાં સૌથી ફાસ્ટમાં ફાસ્ટ બોલર તરીકે પંકાયલા હતા. વીલાયતની પહેલી એમ. સી. સી. સામે હીન્દુઓ તરફથી પ્રથમ બોલર તરીકે રમવાનું માન એમને ફાળે જાય છે. પચીસ ઉપરાંત સોનાના તથા અન્ય ઇનામો તેમણે જીત્યા છે.

તેઓ વર્તેજના વતની છે. અને સંવત ૧૯૪૬ ના માગશર શુદ ૯ ને રવિવારના દિવસે તેમનો જન્મ થયો હતો.

મેટ્રીક સુધી પહોંચ્યા પછી ધાસ વગેરેની કમીશની એજન્સી સંવત ૧૯૮૮ થી શરૂ કરી છે. એક વ્યાપારી હોવા છતાં રમતની આલમમાં આટલી પ્રવિણતા, બાહેશી અને નામના મેળવી છે, એ અજબ થવા જેવું છે.

ઉપરાંત તેઓ ધાસ બજાર એસોસીએશનના મેનેજીંગ કમિટીના સભાસદ છે. જ્ઞાતિના શેઠીયા તરીકે તથા હીન્દુ જીમખાનાના એકટીંગ પ્રેસીડેંટ તરીકે પણ તેમણે સેવા બજાવી છે.

એમના ચી. વીનોદલાલ બી. એ એ. પણ પોતાના પીતાન નામને શોભાવી ક્રીકેટમાં એલ્ફીસ્ટન કોલેજની ટીમના કેપ્ટન તરીકે સોનાના ચાંદો વગેરે મેળવ્યું છે કેળવણીમાં એમનું કુટુંબ પ્રથમ પંકિતનું ગણાય છે. એમના બીજા પુત્ર ભાઇ રમણલાલ પણ બી. એ. થયા છે. ત્રીજા પુત્ર ઉતમલાલ બી. એસ. સી. માં પાસ થયા છે.



**શ્રી. ચુનિલાલ હ. ચંદારાણા**

કુમ કલ્પના થઈ શકે કે મુંબઈની મ્યુનિસીપાલીટીમાં હેડકલાર્ક તરીકે નોકરી બજાવતા બજાવતા શ્રી. ચુનિલાલભાઈએ ક્રીકેટની દુનિયામાં પ્રભાવ પાડયો હશે? '૧૯' '૨૨' '૨૪' '૨૬' માં કવૉડેંગ્યુર મેચોમાં 'રીઝર્વ' તરીકે તેમણે કામ કર્યું છે. પુરુષોત્તમ હીન્દુ ક્રીકેટ શીલ્ડ મેચમાં ૧૭૮ રનનો રેકાર્ડ કર્યો હતો. જે હજુ સુધી કોઈએ નથી. ઈ. સ. ૧૯૨૬ માં દીલ્હી ટુર્નામેન્ટમાં રમ્યા હતા. પી. જે. હીન્દુ જીમખાનાના ૩૬,૩૭ માં બોલીંગ 'એ' ટીમમાં સૌથી પહેલા આવ્યા હતા. આ રમતમાં તેમણે મેળવેલી પ્રવીણતાને કારણે ૨ સોનાનાં ચાંદ અને અર્ધો ડઝન ઉપરાંત કપ ઇનામો મળ્યાં છે. ડ્રાફ્ટ તથા કેરમ બોર્ડની હરીફાઈમાં પણ ઘણા ઇનામો મેળવ્યા છે. ઉપરાંત ક્રીકેટની દુનિયામાં બોલર, બેટસમેન, ફીલ્ડર તરીકેની ઉત્તમ શક્તિ તેઓ ધરાવે છે. ટેનીસમાં પણ અતિ પ્રવીણ છે. બોમ્બે ઇમ્પ્રવમેંટ ટ્રસ્ટ ઓફીસની ક્રીકેટ ટીમના કેપ્ટન છે.

તેઓ ભાવનગર પાસેના વર્તેજના વતની છે, અને ૪૭ વર્ષની વય ધરાવે છે.

તેમના ચિરંજીવી ભાઈ જશવંતને બાળપણમાં જ એક ઉગતા અખાડીમન તરીકે બે ત્રણ ચંદ્રકો મળ્યા છે.

★ ★

# તબીબો અને ધારાશાસ્ત્રીઓ

卐

## ડૉ૦ રતનજી રત્નાકર

મુંબઇના આંખના મશહુર ડૉકટર શ્રી. રતનજી પોપટ રત્નાકર જુનાગઢના વતની છે, તેમનો જન્મ સને ૧૮૮૧ માં થયો હતો.

ઓગણીસ વર્ષની વયે મેટ્રીક વટાવી જુનાગઢ સ્ટેટની સ્કોલરશીપ મેળવીને મુંબઇમાં તેમણે ડૉકટરી લાઇનનો અભ્યાસ શરૂ કર્યો.

સાંસારિક અને આર્થિક મુશ્કેલીઓ વચ્ચે તેઓ ડૉકટર બન્યા. અભ્યાસ વધારવાની તેમની ઇચ્છા

હતી, પણ મુશ્કેલીઓને અંગે તેઓએ એક દવાખાનાની શરૂઆત કરી. એક વરસ પછી મ્યુનિસીપલ હેલ્થ ગવર્નમેન્ટમાં જોડાયા. ત્યાંના ચાર વર્ષની સફળ સંતોષકારક કાર્યને અંગે વધુ અભ્યાસ માટે વિલાયત જવાની તક મળી.

વિલાયતથી હિંદ પાછા આવ્યા પછી તેમણે નોકરી છોડી. ઇ. સ. ૧૯૧૫માં બીજી વખત વિલાયત જઇ લીવરપુલમાં આંખની સર્જરીના સી. એચ. ઓ.ના ડીપ્લોમાં મેળવીને માન્ચેસ્ટરની મશહુર આંખની હોસ્પીટલમાં હાઉસ સરજન તરીકે જોડાયા. આવી જગ્યા હિન્દીઓને ભાગ્યેજ મળે છે. ત્યાં અનેક સર્ટીફીકેટો મેળવ્યાં હતાં. તે તે પછી ઓક્સફોર્ડ યુનિવર્સિટીની ડી. ઓ.ની ડીગ્રી મેળવી, લંડનમાં ડી. ઓ. એમ. એસ.ની આકરી ડીગ્રી મેળવી.

તે પછી મુંબઇ આવી મુંબઇમાં 'પ્રેક્ટીસ'ની શરૂઆત કરી. આ સમયમાં તેમણે અનેક દવાખાના ખોલી લોકોની મફત સારવાર કરી.

તેઓ 'ફેલો' ઓફ ધિ કોલેજ ઑફ ફીઝીશીયન એન્ડ સર્જન્સ થયા. 'પોલીસ ઓફ થેલ્મીક સર્જન' તરીકે પણ કર્યું હતું.

આ ઉપરાંત ગોરધનદાસ સુંદરદાસ મેડીકલ કોલેજના પ્રોફેસર ઑફ ઓફ્થેલ્મોલોજી છે, કીંગ એડવર્ડ મેમોરીયલ હોસ્પિટલ, વાડીઆ ચીલ્ડ્રન્સ હોસ્પિટલ, તથા વાડીયા મેટરનીટી હોસ્પિટલના ઓનરરી ઓફ થલ્મીક સર્જન છે. મુંબઇ યુનીવરસીટીની છેલ્લી એમ. બી. બી. એસ. ડી. ઓ. ડી. તથા ડી. ઓ. એમ. એસ. ની પરીક્ષામાં આંખનાં વિષયના પરિક્ષક તરીકે તેઓ ઇ. સ. ૧૯૨૪થી કામ કરે છે. ઓફથેલ્મોલોજીકલ કોંગ્રેસની આગામી અધિવેશનના પ્રમુખ ચુંટાયા છે. આમ તેમની કીર્તિધ્વજા ચોતરફ ફરકી રહી છે. પુરૂષાર્થ માનવી શું કરી નથી શકતો? ડોકટર તરીકેની તેમની ઉજ્વળ કારકીર્દિ, કીંમતી પ્રેક્ટીસ અને એક મશહુર તબીબ તરીકે તેમની નામના અગત્યની છે.



## ડૉ૦ નારણદાસ ભ. કોટક

કોટક કુટુંબની સુકીર્તિ આપણી કોમમાં અતિ બહોળી છે. રાવબહાદુર હરજીવનદાસ કોટકના લઘુબંધુ ડોકટર નારણદાસ કોટક એક સુપ્રસિધ્ધ ડોકટર તરીકે ઉચ્ચ સ્થાન ધરાવે છે.

તેમની ઉમર ૪૮ વર્ષની છે. એક ડોકટરના કડવા અનુભવને કારણે તેઓ ડોકટર થયા. એલ. એમ. એન્ડ એસ. થઇને જામનગરમાં સ્ટેટના મેડીકલ ઓફીસર તરીકે, વાંકાનેરમાં ચીફ મેડીકલ ઓફીસર તરીકે અને તે પછી વર્ષોથી મુંબઇમાં ધીખતી પ્રેકટીસ કરે છે.

તેઓ ઇંગ્લાંડ પણ જઇ આવ્યા છે, અને અનેક ડીગ્રીઓ ધરાવે છે. સ્ત્રીઓ અને બાળકોના સ્પેશ્યાલિસ્ટ છે.

જ્ઞાતિના ધર્માદા દવાખાનાઓને તેમની સહાય મળતી રહે છે.



# વૈદ્યરત્ન પં. મધુસુદન શાસ્ત્રી

વૈદ્ય પં. વાસુદેવ મધુસુદન શાસ્ત્રીએ વૈદકની અનેક કીંમતી ડીગ્રીઓ પ્રાપ્ત કરી છે. મુંબઇના પ્રખ્યાત વેપારી મોનજી સુંદરજીના તેઓ સુપૂત્ર છે.

તેમનો જન્મ મુંબઇમાં સંવત ૧૯૭૦ ના અશાડ વદી ૧૧ ના દિને થયો હતો.

આયુર્વેદનો તેમણે અભ્યાસ કર્યો છે. અને 'આયુવેદ શાસ્ત્રી' 'આયુર્વેદાચાર્ય' થયેલા છે. છેલ્લા દસ વરસથી મુંબઇ અને થાણામાં પ્રેકટીસ કરે છે.

તેઓ સેવાભાવી છે. સન ૧૯૩૪ માં ઓલ ઇન્ડીયા વર્ણાશ્રમ સ્વરાજ સંઘના મંત્રી હતા. સન ૧૯૩૫ માં મુંબઇ પ્રાંતિય વર્ણાશ્રમ સ્વરાજ સંઘના પ્રચારમંત્રી હતા. અને શ્રી વૈષ્ણવ સંઘનો પ્રધાન મંત્રી છે.

ગરીબો પ્રત્યે અત્યંત રહમ રાખી તેમની મફત સારવાર કરે છે. અનેક વિદ્યાર્થીઓને મફત ભણાવી તેમણે પરીક્ષાઓ પણ અપાવી છે.

તેઓ પ. હરીપ્રપન્નજીના શીષ્ય છે. ઉપરાંત પંડીત સભા કાશીએ 'ચીકીત્સા માર્તન્ડ' અને શ્રી ગોવર્ધન પીઠ તરફથી 'વૈદ્યરત્નનો' ઇલકાબ મળેલો છે.

## વૈદ્યરાજ
# શ્રી. ગોપાલજી કુંવરજી

આપણી જ્ઞાતિમાં વૈદ્યરાજ ગોપાલજી કુંવરજી ઠક્કર અનેક રીતે સુપ્રસિધ્ધ છે, વૈદ્ય તરીકે, લેખક તરીકે, પત્રકાર તરીકે અને કાર્યકર તરીકે.

તેમનું મૂળ વતન કચ્છ મંગવાણા. ઈ. સ. ૧૯૧૨ થી તેમણે વૈદક લાઈન લીધી છે. ઈ. સ. ૧૯૧૫ માં 'આયુર્વેદિક કોલેજની 'ભીષક'ની પદવી પ્રાપ્ત કરી છે.

તેમણે અનેક જ્ઞાતિસંસ્થામાં સેવા અર્પી છે, કરાંચી અને મુંબઇની કેટલીક જ્ઞાતિ સંસ્થાના કાર્યકર છે.

તેમણે 'લોહાણા જીવન' માસિક સુંદર રીતે ચલાવ્યું હતું. તે ઉપરાંત વૈદ્યકના ૨૦ દળદાર પુસ્તકો તેમણે લખ્યાં છે. ૧૯ વર્ષથી 'આરોગ્યસિંધુ' માસિક ચલાવે છે, અને વૈદ્યકશાસ્ત્રના એક સિદ્ધહસ્ત લેખક તરીકે જાણીતા છે.

તેમની સિંધ આયુર્વેદિક ફાર્મસી અતિ સુપ્રસિધ્ધ છે. કરાચીમાં હેડ ઑફીસ અને કારખાનું છે, તેની મુંબઈ અને અમદાવાદમાં શાખાઓ છે.

◇ ◇

# ડૉ. ડી. એન. જસાણી



મુંબઇના સુપ્રસિદ્ધ ડૉ. જસાણીના જીવનમાં હીંમત, ખંત, સાહસના ગુણો દ્રષ્ટિગોચર થાય છે.

કાઠીઆવાડના બગસરાના તેઓ વતની છે. તેમનો જન્મ સંવત ૧૯૪૦ ના શ્રાવણ વદી ૪ ના દિને થયો હતો.

પંદર વર્ષની કુમળી વયે જાફરાબાદથી વહાણમાં બેસી તેઓ મુંબઈ આવ્યા. તેમને માટે મુંબઇમાં કશો આધાર હતો નહિ, અનેક દુઃખ અને મુશ્કેલીઓમાંથી પસાર થવું પડ્યું હતું, સદ્ભાગ્યે એક ડોક્ટરને ત્યાં રૂ. ૭) ના પગારની નોકરી મળી. આ નોકરીને તેઓ ખંતથી વળગી રહ્યા અને નવ વર્ષ સુધી તબીબીતાલીમ લીધી, સાથે સાથે પોતાનું અધુરું શિક્ષણ પણ આગળ વધાર્યું. અને ઇ. સ. ૧૯૦૯ માં એક ડોકટર તરીકે ધંધાની શરૂઆત કરી.

આ રીતે કોઇ પણ સાધન વગર, કોઇના પણ સહારા વગર, માત્ર શ્રધ્ધા, હીંમત અને ખંતથી તેમણે ઉજ્વળ જીવનમાર્ગ પકડયો.

તે પછીની તો તેમની સેવાઓ, નોંધનીય છે, પ્લેગ, અને ઇન્ફ્લ્યુએંઝાના વખતમાં જ્ઞાતિબંધુઓને ઘેર ઘેર ફરીને તેમણે સારવાર કરી હતી. 'લોહાણા સમાજ' નામની સંસ્થાની સ્થાપના કરીને તેના વરસો સુધી સેક્રેટરી તરીકે સેવા બજાવી હતી. આમ એમણે સેવાના ક્ષેત્રમાં પણ અગત્યનો ફાળો આપેલો છે.

અને કાબેલ ડોકટર તરીકે તેઓ સુપ્રસિધ્ધ છે.



# ડૉ. કૃષ્ણ વર્મા

ડૉ. વર્માએ આકસ્મિત સંજોગોમાં તબીબી લાઇન લઇ, તેમાં અજબ ઇજ્જત અને આબરૂ મેળવ્યા છે. તેઓ એક પ્રખ્યાત ડૉકટર તરીકે જાણીતા છે

તેમનો જન્મઇ. સ. ૧૮૮૦ માં થયો હતો, કચ્છના વતની છે. મેટ્રીક થયા પછી ખાનદેશ જીલ્લાના એકબે ગામડાઓમાં પોતાની જીનીંગ ફેકટરીઓ ચલાવતા હતા.

ઇ. સ. ૧૯૦૦ માં તેઓ ક્ષયની જીવલેણ બીમારીમાં સપડાયા, તેમાંથી માંડ માંડ બેઠા થયા. સ્વસ્થતા પ્રાપ્ત કર્યા પછી બીમારીના કડવા જીવનને યાદ કરીને તેમણે ડૉકટરી લાઇનનો અભ્યાસ શરૂ કર્યો. તે પછી 'હોમીયો-



પથી, બાયોકેમીસ્ટ્રી' અને યોગનો અભ્યાસ કર્યો અને નેપાલમાં જઇને પણ અભ્યાસ વધાર્યો.

ઇ. સ. ૧૯૧૪ માં મુલુન્ડમાં 'નેચરલી હીલી હોમ'ની નાના પાયા પર શરૂઆત કરી, તેમાં જ્ઞાનથી, શક્તિથી, બુધ્ધિથી નામના મેળવી.

આજે પચીસ વરસથી મલાડમાં તેઓ એ દવાખાનું ચલાવે છે. ઇ. સ. ૧૯૩૯ માં તો તેના મકાનની ઉદ્ઘાટન ક્રિયા શ્રી. કનૈયાલાલ મુનશીને હાથે થઇ હતી. દવાખાનામાં સુવાવડ વિભાગ પણ છે.

ડૉ. વર્માએ હિન્દુસ્તાનના પ્રાચિન વૈદકશાસ્ત્રને ગૌરવ આપ્યું છે. એમ કહીએ તો ખોટું નથી.

# ડૉ૦ નારણદાસ ઠાકરશી સેદાણી

ડૉ૦ નારણદાસ ઠાકરશી સેદાણી ચલાલાના વતની છે. તેમની ઉંમર આશરે ૩૬ વર્ષની છે.

એલ. સી. પી. એન્ડ એસ. થઇને તેમણે ૧૯૨૯ ની સાલમાં સર હરકીસનદાસ હોસ્પીટલમાં હાઉસ સરજન તરીકે બે વર્ષ કામ કર્યું હતું. તે પછી સ્વતંત્ર પ્રેકટીસ કરે છે.

ઉચ્ચ કેળવણી બોર્ડિંગના મેડીકલ એડવાઇઝર છે, ધર્માદા દવાખાનાઓમાં સેવા આપતા રહે છે. યુવક સંમેલન વખતે આરોગ્ય સમિતિના સેક્રેટરી તરીકે કામ કર્યું હતું.



## ડૉ૦ જાદવજી હરિરામ ઠક્કર

ડૉ. જાદવજી હરિરામ ઠક્કર કચ્છ ભુજના વતની છે. તેમનો જન્મ સંવત ૧૯૭૧ ના આસો શુદ ૧૦ ને દિને થયો હતો.

તેઓ એમ. બી. બી. એસ. થયેલા છે. બે વર્ષથી મુંબઇમાં પ્રેકટીસ કરે છે. વડગાદી પર તેમનું દવાખાનું છે. ટુંકા સમયમાં તેમણે ડોકટર તરીકે સર્વત્ર ચાહ મેળવ્યો છે. ગરીબ દર્દીઓને ઓછા મુલ્યે અગર તો વિના મુલ્યે પણ દવા આપે છે. કોઈપણ જ્ઞાતિજનને હોસ્પીટલમાં સગવડ કરી આપવા ઇંતિજાર રહે છે.

તેઓ કચ્છ લોહાણા સ્વયંસેવક મંડળની મેનેજીંગ કમિટીના સભ્ય છે.

એક ડોકટર તરીકે તેઓ ઉંચી આશા આપી રહ્યા છે.



## ડૉ૦ મણિલાલ આડતિયા

કે. ઇ. એમ. હોસ્પિટલના હાઉસ ફીજીસીયન ડૉ. મણીલાલ દેવચંદ આડતીયા ચલાલાના વતની છે. તેમનો જન્મ ઇ. સ. ૧૯૧૫ ના નવેમ્બર માસની ૧૪ મી તારીખે થયો હતો.

વડોદરાની બોર્ડિંગમાં અભ્યાસ કરતા ત્યારે જ્ઞાતિવિષયક પ્રવૃત્તિઓ ચલાવતા, કોલેજમાં વ્યાયામની હરીફાઇમાં કપ મેળવ્યો હતો. કોલેજમાં એક્ઝામીનેશન મેડલ મેળવ્યો છે. કોલેજ મેગેઝીનના સબ એડીટર હતા.

એમ. બી. બી. એસ. સાથે બી. એસ, સી. ની પરીક્ષા ઉંચા નંબરે પાસ કરી છે. આંખના નિષ્ણાત છે.

તેમના પિતા શ્રી. દેવચંદ રામજી આડતીયા રાજરત્ન છે, વડોદરા મહાલના વિદ્યાધિકારી છે. તેમના એક ભાઇ રતિલાલ દેવચંદ હૈદ્રાબાદ કોલેજના પ્રોફેસર છે, અને એમ. એસ. સી. છે.





## ડૉ૦ મનહરલાલ પી૦ રાયજાદા

આપણા આ યુવાન ડોકટર રાજકોટના વતની છે, તેમની ઉંમર માત્ર ૨૩ વર્ષની છે.

તેમણે એમ. ડી. એચ. (હોમીઓપથી)ની ડીગ્રી પ્રાપ્ત કરી છે અને હાલ મુંબઈમાં પ્રેકટીસ કરે છે. હરસમસાના સ્પેશ્યાલિસ્ટ છે.

★

## શ્રી. નરેંદ્ર પ્રા. નથવાણી

શ્રી. નરેન્દ્ર પ્રાગજી નથવાણી કેશોદના વતની છે. તેમનો જન્મ કંપાલા (ઈસ્ટ આફ્રીકા) માં ઈ. સ. ૧૯૧૩ ના જાન્યુઆરી માસની ૩ જી તારીખે થયો હતો.

ઈ. સ. ૧૯૩૨-૩૩ ના સત્યાગ્રહ સંગ્રામમાં તેમણે અગત્યનો હીસ્સો આપ્યો હતો. સરમુખત્યાર બનીને એક વર્ષની જેલ ભોગવી હતી.

ઈ. સ. ૧૯૩૬ ના એપ્રીલ માસમાં મુંબઈ યુનિવર્સિટીની બીજી એલ. એલ. બી. ની પરીક્ષામાં પ્રથમ વર્ગમાં સૌથી વધુ માર્ક મેળવી સર મંગળદાસ નથુભાઈ લીગલ સ્કોલરશીપ તેમજ જડજ સ્પેન્સર પ્રાઈઝ મેળવ્યાં હતા.

હાલ તેઓ મુંબઈમાં એડવોકેટ તરીકે પ્રકટીસ કરે છે.



શ્રી. નરેન્દ્ર પ્રા. નથવાણી

## શ્રી. ગોપાળજી રવજી ગણાત્રા

શ્રી. ગોપાળજી રવજી ગણાત્રા રાજકોટના વતની છે. તેમની ઉંમર ૨૫ વર્ષની છે.

વસનજી ડોસા ટ્રસ્ટની મદદ મેળવી તેઓ બી. એ. એલ એલ. બી. થયા છે. અને એમ. એ. નો અભ્યાસ કરી રહ્યા છે.

તાજેતરમાંજ તેમણે વકીલાત શરૂ કરી છે.



શ્રી. ગોવિંદકુમાર ચંદન

શ્રી. ગોવિંદકુમાર દયાળજી ચંદન કચ્છ રોહાના વતની છે. તેમનો જન્મ ઇ. સ. ૧૯૧૨ ના ડીસેમ્બર માસની ૨૧ મી તારીખે થયો હતો.

તેઓ જી. ડી. એ. થયેલા છે. અને અત્યારે એડવોકેટ તરીકે પ્રેકટીસ કરે છે.

તેમના લગ્ન તાજેતરમાં શેઠ શૂરજી વલ્લભદાસના પુત્રી બ્હેન સરસ્વતીબ્હેન સાથે થયા છે.



## શ્રી. હરજીવનદાસ ભગવાનજી

શ્રી. હરજીવનદાસ ભગવાનજી સોનપાલ લોહાણા જ્ઞાતિના જાણીતા બેરીસ્ટર છે. તેઓ હાઇકોર્ટમાં પ્રેકટીસ કરે છે. એક સારા બેરીસ્ટર તરીકે તેમની નામના છે, અને તેમની પ્રેકટીસ ખીલતી ગણાય છે.

## શ્રી. પોપટલાલ ગોવિંદજી સોલીસીટર

શ્રી. પોપટલાલ ગોવિંદજી લાખાણી પોરબંદરના વતની છે. પોરબંદરમાં તેમના પિતાશ્રી ગોવિંદજીભાઇની સુવાસ ઉત્તમ છે. એક વકીલ તરીકે, સેવાવીર તરીકે અને સખાવતી તરીકે સુપ્રસિધ્ધ છે.

શ્રી. પોપટલાલ કેટલાક વર્ષથી મુંબઇમાં પોપટલાલ એન્ડ કું. ને નામે સોલીસીટર તરીકેની પ્રેકટીસ કરે છે.

## ઓડીટર



શ્રી. અંબાલાલ શીવલાલ ઠક્કર

શ્રી. અંબાલાલ શીવલાલ ઠક્કર ખેડા જીલ્લાના વાસદ ગામના વતની છે. તેમનો જન્મ ઇ. સ. ૧૯૦૮ ના ઓગસ્ટ માસની ૨૦ મી તારીખે થયો હતો.

માતપિતા બાળપણમાંજ અવસાન પામ્યા હતા. મામાને ત્યાં ઉછર્યા પછી વડોદરા બોર્ડિંગ અને મુંબઇ ઉચ્ચ કેળવણી બોર્ડિંગમાં રહી અભ્યાસ કર્યો હતો. ઇ. સ. ૧૯૨૭ માં મેટ્રીક પસાર કરી. ઇન્ટર સુધી પહોંચ્યા પછી જી. ડી. એ. નો અભ્યાસ શરૂ કરી ટયુશન અને સ્કોલરશીપોના ટેકાથી અભ્યાસ પુરો કર્યો. જી. ડી. એ. આર. એ. થઇ ઇ. સ. ૧૯૩૭ થી ઓડીટર તરીકે કામ કરે છે.





# પલટાતો નારીસમાજ

સમાજમાં નારીસમુદાયની સ્થિતિ શી છે? હૃદય પર હાથ મૂકીને કબુલવું પડશે કે સમાજશાસ્ત્રીઓએ એને અન્યાય આપ્યો છે, સમાજશાસ્ત્રો, કથાઓ અને સાહિત્યે એને પજવી છે, રાજદરબારે એની કીંમત અંકાઇ નથી, ઘરને દ્વારે તે ગુલામડી છે, સંસારજીવનમાં એના આત્માની અવહેલના થઇ છે. ચોતરફથી એને અન્યાય, અત્યાચાર અને જુલ્મની બરદાસ કરવી પડી છે.

સમાજના નિયમો શું પોકારે છે? સમાજના શિષ્ઠાચારો શી વાત કરે છે? સમાજના નીતિ'ને ન્યાયના ધોરણો, સમાજની પ્રણાલિકાઓ, સંસારની રૂઢિઓ, બધે નજર નાખી જુઓ એમાંથી શું ફલીત થાય છે?

ક્યાંય એનું શોભાભર્યું સ્થાન છે? કયાંય એની ગણતરી છે? કયાંય એની જરાક જેટલીય ખેવના છે? કયાંય એની મહત્તા છે? કયાંય એનું ચલણ છે? એનો આત્મા ઓળખવા કોઇએ પ્રયાસ કર્યો નથી, એની માનવતા પ્રત્યે દૃષ્ટિ નાખવા કોઇ થોભ્યા નથી.

આ શી સ્થિતિ છે સમાજની? પતિ અને પત્નિના અધિકારોમાં આકાશ પાતાળનો ભેદ શા માટે? સ્ત્રી પુરૂષોના સંબંધોમાં આટલું બધું અસામ્ય શા માટે? નર અને નારીની આંકણી અનોખી અનોખી શા કાજે?

'સ્ત્રી' માનવ નથી? સ્ત્રીને બુધ્ધિ નથી? સ્ત્રીને શક્તિ નથી? સ્ત્રીમાં ભાવના નથી? સ્ત્રીમાં કર્તવ્યતા નથી? કહો કહો કઇ વસ્તુની તેમાં ખામી છે?

પણ ઠેરો.... સ્ત્રી સમાજ સળવળે છે, તેનાં કાળજુનાં બંધન કડુડભૂસ કરતાં તૂટે છે! એને આત્મભાન લાધી ગયું છે. એને હવે પુરૂષની મિલ્કત નથી રહેવું, એને હવે એનું રમકડું પણ નથી બનવું, આજે તો નૂતનયુગની પ્રભા પ્રગટે છે અને નારી જાતના આત્માનું પતન કરનારા પાતકી બંધનોની કત્લ થઇ રહી છે!

સ્ત્રી માનવ જાતની માતા છે. સ્ત્રી સમાજનું અર્ધું અંગ છે, સમાજ અને જ્ઞતિની આબાદી બરબાદીનો આખોય સવાલ માત્ર માતાઓમાંથીજ વસી રહ્યો છે! : સંપાદક :

# મુંબઇની લોહાણા મહીલા પ્રવૃતિ

## મુંબઇની નારીજાગૃતિનો આછો ઈતિહાસ



સ્ત્રીઓનું જાહેરજીવન હોઇ શકે, એ કલ્પનાજ થોડા કાળ પહેલાં અસહ્ય હતી. સ્ત્રી એટલે ઘરરખુ પત્નિ, સ્ત્રી એટલે રસોડાની રાણી, સ્ત્રી એટલે પતિની સેવા કરનારી દાસી, તેને કેળવણી શા માટે ? અને તેને વળી જાહેરજીવન શું ?

અને લોહાણા કોમ તો એક 'આબરૂદાર' વ્યાપારી કોમ. તેની સ્ત્રીઓ 'ઘરબહાર' નીકળે એ બનેજ કેમ ? ઇ. સ. ૧૯૩૦ પહેલાં તદ્દન નિરાશાજનક અંધકારઘેરો કાળ હતો. લોહાણા જ્ઞાતિની સ્ત્રીઓ અને તેમનું જાહેરજીવન એ બે જાણે વિરોધી શબ્દો હતાં.

પરંતુ ઇ. સ. ૧૯૩૦ માં તો કાળ જાગી પડયો, પૂ. મહાત્માજીની સરદારી તળે ભારતવર્ષે સત્યાગ્રહ સંગ્રામનાં મંડાણ માંડયા. ભીરૂઓની ભીરૂતાને બાળી ભસ્મ કરે એવો એ કાળ હતો, ઉંઘતાની ઉંઘ ઉડાડનારો એ વખ્ત હતો, કોણ જાણે કયાંથી લાખોકરોડોની સંખ્યામાં માનવીઓ દોડી આવ્યા, અને દેશના યજ્ઞમાં બલી થવાની તૈયારી બતાવી.

આમાં સ્ત્રીઓ પણ હતી. આજ સુધી ઘરની દિવાલોની દુનિયામાં ગોંધાઇ રહેનારી નારી ઉંબર ઓળોટી બહાર આવી. અને તેણે અગત્યના કાર્યો હાથ લીધા. ઇતિહાસકારે એ નોંધવું પડશે કે સત્યાગ્રહ સંગ્રામમાં ભારતવર્ષની ઓરતોનો ફાળો જ્વલંત હતો. અગત્યનો હતો, કીંમતી હતો, ઉત્કટ હતો. એ લડતને એ વીર નારીઓએ જોબ આપ્યો હતો. એ લડતના પાયા નારીઓએ એમાં પુરાઇને પણ પ્રબળ બનાવ્યા હતા. તેમણે અજબ હીંમત અને ધીરજથી પીઠાંઓ પર અને પરદેશી કાપડની દુકાનો પર નિર્લજ્જ વેપારીઓનાં માનવતાનાં દેવાળાં છતાં પીકેટીંગ કર્યું હતું, સભાઓ અને સરઘસો ગજાવ્યાં હતાં, સરમુખત્યારીઓ લીધી હતી, જખ્મી ઓની સુશ્રૂષા કરી હતી, લાઠીઓ ખાધી હતી, જુલ્મ સહન કર્યાં હતા, જેલ ભોગવી હતી. પુરૂષ સમોવડોજ સ્ત્રીઓનો રાષ્ટ્રીય લડતમાં સેવાફાળો નોંધાઇ ચુકયો છે.

આ લડતમાં લોહાણાબ્હેનોએ પણ કીંમતી ફાળો આપ્યો હતો, શ્રીમતી કાશીબેન કોટકે કરાંચીમાં સરમુખત્યારી લઇને જેલ ભોગવી હતી. એમના સિવાય કરાંચીમાં તો અનેક લોહાણા બ્હેનોએ એ લડતમાં ભાગ લીધો હતો. મુંબઇમાં પણ સંખ્યાબંધ લોહાણા બ્હેનોએ અગ્ર હીસ્સો આપ્યો હતો. તેમાં બ્હેન લક્ષ્મીબેને (શ્રી. શુરજી વલ્લભદાસનાં પુત્રી) તો નાની ઉંમરમાં અગત્યની નામના મેળવી હતી.

સ્ત્રીઓમાં આમ આ વખતે આલમે અદ્દભુત આત્મબળનું દર્શન કર્યું. પરંતુ હજુ ત્યારે લોહાણા બ્હેનોએ કોઇ વ્યવસ્થિત સ્વરૂપે સંગઠ્ઠન સાધ્યું ન્હોતું, છતાં જાગેલો સ્ત્રીઆત્મા સમસમતો જણાતો હતો.

ઇ. સ. ૧૯૨૯ માં ભૂજમાં સમસ્ત લોહાણા યુવક સંમેલન મળ્યું, ત્યારે તેના પ્રણેતાઓને 'લોહાણા યુવતી સંમેલન' ભરવાના મનોરથ જાગેલા. પરંતુ સંજોગોએ યારી આપી નહિ. જોકે આવો એક સફળ પ્રયોગ ભાવનગરમાં મળેલી મહાપરિષદ વખતે નોંધાયલો હતો. સૌ. મણીબ્હેન મો. તન્નાના

પ્રમુખસ્થાને 'લોહાણા મહીલા પરિષદ્' મળેલી, પરંતુ તે પછી તે પરિષદનું શું થયું, તે જણાયું નહિ.

પરંતુ ૧૯૩૦ ની રાજકિય જાગૃતિએ સુતેલા સ્ત્રીઆત્મામાં શ્રદ્ધાની જયોત જગાડી અને લોહાણા કોમની નારીઓમાં પણ સંગઠ્ઠનની ભાવના જાગી.

મુંબઇમાં પ્રથમ શરૂઆત લોહાણા જ્ઞાતિના સેવાક્ષેત્રમાં જેણે અમરપટો પ્રાપ્ત કર્યો છે, તે સ્નાતક મંડળે ઇ. સ. ૧૯૩૧ માં સ્ત્રીવિભાગ શરૂ કરીને કરી. આ પછી 'કચ્છ લોહાણા સ્વયંસેવક મંડળ' અને 'હાલાઇ લોહાણા સહાયકારી મંડળ'માં પણ સ્ત્રીવિભાગો સ્થપાયા. આ વિભાગોનું સંચાલન બ્હેનોજ કરતી. આમ મુંબઇના ત્રણે અગત્યના મંડળોમાં સ્ત્રીઓને મોભાભર્યું સ્થાન પ્રાપ્ત થયું. અને મુંબઇમાં લોહાણા જ્ઞાતિની સ્ત્રીપ્રવૃત્તિની પ્રભા પ્રકટી.

આ ત્રણે મંડળોના સ્ત્રી વિભાગોના સ્ત્રી સભ્યોની સંખ્યા ૫૦૦ લગભગ હતી. અને એ વિભાગો તરફથી સ્ત્રીઓની વિવિધ સેવાના સુંદર પ્રયાસો થતા હતા. સ્ત્રીઓને લાજઘુમટામાંથી બહાર લાવવા અથાગ પ્રયાસો થતા, એકંદરે આ સમયે ઓરતોને જાગૃતિનો સાદ પડી ચુકયો હતો.

તે પછી તો ઇ. સ. ૧૯૩૧ ની આખરમાં મુંબઇની 'સમસ્ત લોહાણા યુવક પરિષદ'નું બીજું અધિવેશન ભરવાની હીલચાલ શરૂ થઇ, તે તકે યુવતી સંમેલન પણ મળે, એવા પ્રયાસો શરૂ થયા સ્નાતક મંડળના સ્ત્રી વિભાગે યુવતી સંમેલનનું પ્રથમ અધિવેશન ભરવાનો ઠરાવ કર્યો, તેને કચ્છ લોહાણા સ્વંયસેવક મંડળ અને હાલાઇ લોહાણા સહાયકારી મંડળના સ્ત્રી વિભાગે ટેકો આપ્યો, અને બીજા કેટલાક પ્રચારથી ક્ષેત્ર તૈયાર કરવામાં આવ્યું.

આમ ઇ. સ. ૧૯૩૧ ના ડીસેમ્બરની તા. ૨૪, ૨૫ ના દિવસોએ 'યુવક સંમેલન' સાથે 'સમસ્ત લોહાણા યુવતી સંમેલન પણ શ્રીમતી કાશીબ્હેન કોટકના પ્રમુખસ્થાને સુંદર સ્વરૂપમાં મળી ગયું. તેમાં જે ઠરાવો થયા હતા, તે નારીગૌરવને દીપાવે એવાં હતાં.

સંમેલનમાં લગભગ બે હજાર બ્હેનોએ ભાગ લીધો હતો. અને તેમાં ચાલેલા સુવ્યવસ્થિત કામે અજબ છાપ પાડી હતી.

આ સંમેલનની સફળતામાં અનેક બ્હેનોનો શ્રમ રહેલો હતો. સંમેલનનાં સ્વાગત પ્રમુખ શ્રીમતી મોંઘીબ્હેને ઉત્તમ કાર્યદક્ષતા બતાવી હતી, શ્રીમતી રમાબ્હેનનું ઘર તો પરીષદના કાર્યાલય સમું બન્યું હતું, શ્રીમતી કુંજલીલા બ્હેન તેમજ શ્રીમતી મનોરમાબ્હેનનો સેક્રેટરીઓ તરીકેનો અજબ તનમનાટ દેખાઇ આવતો હતો, એકંદરે ઘેર પ્રસંગ આવ્યો હોય એમ મુંબઇની લોહાણા સ્ત્રીશક્તિએ સંમેલન પ્રસંગને ઉજવ્યો હતો.

આ સંમેલને અનેક સ્ત્રીકાર્યકરો બહાર આણ્યાં, અને મુંબઇની સ્ત્રીપ્રવૃતિના પ્રવાહે વેગ પકડયો.

એ સ્ત્રીવિભાગો તરફથી જુદી જુદી હરીફાઇઓ યોજાતી હતી, મેળાવડાઓ અને સંમેલનો ભરાતાં હતા, અનેક માર્ગોએ મુંબઇની લોહાણા સ્ત્રીશક્તિનો આત્મા જાગી પડયો.

મુંબઇની સ્ત્રીપ્રવૃતિને વેગ આપનારાં બ્હેનોમાં શ્રીમતી રમાદેવી રતિલાલ ઠક્કર, શ્રીમતી મોંઘીબેન નેણુશી તેજપાળ, શ્રીમતી દીવાળીબ્હેન રત્નાકર, શ્રી. કાશીબેન કોટક, શ્રીમતી કુંજલીલા વર્મા, શ્રીમતી મનોરમા ભાનુચંદ્ર ઠક્કર, શ્રીમતી સ્નેહલીલા જં. ઠક્કર, શ્રીમતી લક્ષ્મીબેન કરમશી દામજી, શ્રીમતી કમળાબેન નંદલાલ સોલીસીટર, વગેરેનો ઉત્કટ ફાળો હતો.

સ્નાતક મંડળ સ્ત્રીવિભાગમાં પ્રથમ મંત્રી શ્રીમતી કુંજલીલાબ્હેન હતાં, તે પછી તે પદ શ્રીમતી મનોરમા બ્હેને શોભાવ્યું હતું. હાલાઇ લોહાણા સહાયકારી મંડળના સ્ત્રી વિભાગમાં શ્રીમતી રમાદેવી રતિલાલ, શ્રીમતી કુંજલીલા બ્હેન, શ્રીમતી મનોરમા બ્હેન. શ્રીમતી સ્નેહલીલા બ્હેન, શ્રીમતી તારાલક્ષ્મી બ્હેનનો અગત્યનો શ્રમ રહેતો, કચ્છ લોહાણા સ્વયંસેવક મંડળના સ્ત્રીવિભાગમાં શ્રીમતી મોંઘીબેન નેણુશી તેજપાળ, શ્રીમતી લક્ષ્મીબેન કલ્યાણજી કરમશી, વગેરે બ્હેનોનો અત્યંત પરિશ્રમ હતો.

આ રીતે એ સમયની સ્ત્રીજાગૃતિ અદ્ભુત હતી, પરંતુ કાળ કાળનું કામ કર્યે જાય છે. માનવજીવનમાં અનેક પલ્ટા આવ્યા કરે છે. એમ આપણી પ્રવૃતિઓમાં પણ ભરતી ઓટ હંમેશા ચાલ્યા કરે છે. આજે મુંબઇની લોહાણા સ્ત્રીપ્રવૃતિમાં ઓટ આવ્યો છે. એ નોંધવુંજ ઘટે.

પરંતુ એ ઓટ દુર કરવા પ્રયત્નો આદરવાની આવશ્યકતા નથી ? ★

## ગં. સ્વ. માતુશ્રી મીઠાબાઇ સોમજી

લોહાણા જ્ઞાતિનું એ ગૌરવ છે જ્ઞાતિમૈયાને કૂખે એવી અનેક સુપુત્રીઓ સાંપડી છે કે તેમણે મિલ્કત કેદ ન કરતાં જ્ઞાતિ-સેવાની ઝંખના કરતાં વહેતી કરી દીધી છે, એમાંના એક ગં. સ્વ. મીઠાબાઇ સોમજીએ દાનેશ્વરી બ્હેન તરીકે સુનામના પ્રાપ્ત કરી છે.

ગંગાસ્વરૂપ મીઠાંબાઇએ દયા, ધર્મ અને કેળ-વણીના ક્ષેત્રમાં છુટે હાથે લક્ષ્મી વહેતી મૂકી દીધી છે. તેમની સખાવતોની યાદી અતિ લાંબી છે.

સંવત ૧૯૫૪ ના અશાડ શુદ ૨ ના દિને કેશોદમાં શેઠ સોમજી અબજીને ત્યાં તેમનો જન્મ થયો હતો. બાલ્યાવસ્થા એક ચપળ બાલિકા તરીકે પસાર કરી, ત્રણ ધોરણના અભ્યાસ પછી તેમનું લગ્ન સંવત ૧૯૬૯ ના મહા શુદ ૭ ના રોજ અમરેલીના એક કુટુંબમાં થયું હતું. ચૌદ વર્ષના સંસારજીવન પછી પતિ અકાળ અવસાન પામ્યા, ગં. સ્વ. મીઠાબાઇએ દયા, દાન, ધર્મ પ્રત્યે મન વાળી વૈધવ્યનો ઘા રૂઝવવા માંડયો.

જ્ઞાતિ ચકિત બની જોઇ રહી, મીઠાબેનના મુખ-માંથી હજારોની યાદીઓ ટપકી પડવા માંડી, રૂ. ૪૨૦૦૦ આપી વેરાવળમાં બોર્ડિંગની શરૂઆત કરાવી, રૂ. ૩૦૦૦૦ ના ખર્ચે અમરેલીમાં મીઠાબાઇ મહાજનવાડીની સ્થાપના કરી, એ સિવાય અનેક સંસ્થાઓ, મંદિરો, પાંજરાપોળોમાં તેમજ પ્રસંગે પ્રસંગે હજારોની સખાવત તેમણે કરી છે.

અમરેલીના ત્રણ તડાં એકત્ર કરવા તેમણે ખૂબ જહેમત ઉઠાવી હતી, અને ત્રણે તડાંને પ્રિતિભોજન આપતાં હતાં ઉપરાંત કામનાથ મહાદેવમાં રૂ. ૫૦૦૦ ના ખર્ચે સોનાનું ઇંડુ ચડાવી ચોરાસી કરી હતી, આવી તો તેમની પ્રસગે પ્રસંગની મોટી સખાવતો દ્રષ્ટિએ ચડે છે.

માતુશ્રી કાનબાઇને પગલે ચાલી માતુશ્રી મીઠા-બાઇએ શિક્ષણ ક્ષેત્રમાં હજારોની રકમ આપી જ્ઞાતિમૈયાને શિક્ષણનાં અમી પાવા ઉત્તમ પ્રયાસો કર્યાં છે.



## ગં. સ્વ. વેલાબાઇ

સ્વ. શેઠ કાનજી જાદવજીનાં ગં. સ્વ. ધર્મ-પત્નિ બાઇ વેલાબાઇએ પતિને પગલે ચાલી મોટી સખાવતો કરી છે.

સર હરકીશનદાસ હોસ્પીટલમાં એક લાખ રૂપિયાની ગંજાવર રકમ, મુલુન્ડ કચ્છી લોહાણા સેનિટેરીયમની બાંધણી માટે મોટી રકમ, બીહાર ધરતીકંપ ફંડમાં રૂા. પાંચ હજાર, હમણાંજ દુષ્કાળ ફંડમાં રૂા. પચીસ હજાર, શિકારપુરની હોસ્પીટલમાં રૂા. ૪૦૦૦ એમ તેમની લાખોની સખાવત ઉપરાંત કચ્છના જુદા જુદા ગામોએ તેમની સખાવતના સ્મરણો ઉભાં છે.

આવાં દાનેશ્વરી બ્હેનો લોહાણા જ્ઞાતિમાં ઠેર ઠેર અવતરો !

## ગં. સ્વ. હાંસુબાઇ

ગં. સ્વ. હાંસુબાઇએ સ્વર્ગસ્થ પતિના સ્મરણાર્થે સત્કાર્યો પાછળ સખાવતો કરીને લોહાણા જીવનમાં અગત્યનું સ્થાન પ્રાપ્ત કર્યું છે.

પતિની મિલ્કત તેમણે જનસેવાના કાર્ય પાછળ વહેતી કરી છે. ખંભાળીયાની ચાલી તેમણે મોટે ખર્ચે બંધાવી હતી, તેનું માસિક ભાડું માત્ર ચાર આના લેવામાં આવે છે.

તેમનો જન્મ થાણા જીલ્લાના ભીમડી ગામમાં સંવત ૧૯૪૧ ના મહા શુદ ૨ ના રોજ ડ.ह्याभाઇ હીરજીને ત્યાં થયો હતો.

સંવત ૧૯૫૧ માં તો દસ વર્ષની ઉંમરે તેમનું લગ્ન શેઠ નારણદાસ જીવરાજ સાથે થયું હતું. સંવત ૧૯૭૬ ના ચૈત્ર શુદ અમાસના દિને નારણદાસ શેઠનું અવસાન થયું. ગં. સ્વ. હાસુબાઇએ મન ધર્મ તરફ વાળ્યું. તેમણે ભાગવત–ગીતાજીનો ઉંડો અભ્યાસ કર્યો છે.

આવી સન્નારીઓને લાખ લાખ ધન્યવાદ ઘટે છે.

: છે વૈધવ્યે વધુ વિમલતા સૌભાગ્યથી કંઇ ! :

## શ્રીમતી કાશીબેન કોટક

ઈ. સ. ૧૯૩૧ માં સત્યાગ્રહની લડતમાં ઝંપલાવી, અગ્રભાગ લઇ કરાંચી મહાસભા સમિતિની સરમુખત્યારી જેવી જવાબદારી ઉઠાવી જેલ મહેલ સ્વીકારનાર શ્રીમતી કાશીબેન કોટકે એક વીરાંગના તરીકે નામના મેળવી હતી.

રાવબહાદુર એચ. બી. કોટક સાહેબનાં લઘુબંધુ શ્રી. ગીરધરલાલ કોટક પણ રાષ્ટ્રસેવામાં શરૂઆતથી સુંદર હિસ્સો આપતા હતા. પતિને પગલે ચાલીને શ્રીમતી કાશીબેન કોટકે કુટુંબની કીર્તિમાં અગત્યનો ઉમેરો કર્યો છે.

તેમની દેશસેવાની કદર તરીકે ઇ. સ. ૧૯૩૧ ના ડીસેમ્બરમાં મુંબઇમાં મળેલા લોહાણા યુવતિ સંમેલનના તેમને પ્રમુખસ્થાને સ્થાપિત કરવામાં આવ્યા હતાં. પ્રમુખ તરીકેનું તેમનું ભાષણ ગૌરવવંતુ હતું. તેમાં તેમની નિરાભિમાનતા, નમ્રતા સ્પષ્ટ તરી આવતી હતી, સેવાભાવનાનાં દર્શન થતાં હતાં, અને તેમણે સુંદર રીતે સંમેલનનું કામકાજ ચલાવી અદ્ભુત છાપ પાડી હતી.



## ગં. સ્વ. ત્રિવેણીબેન વકીલ

ઈ. સ. ૧૯૩૦ના સત્યાગ્રહ સંગ્રામમાં અદ્ભૂત કારકિર્દિ બજાવનાર ગં. સ્વ. ત્રિવેણીબેન વકીલ ગોવિંદાશ્રમવાળા શ્રી વ્રજલાલભાઇનાં સુપુત્રી છે.

તેમની ઉંમર ૪૨ વર્ષની છે. ગુજરાતી સાત ધોરણના અભ્યાસ પછી તેમનું લગ્ન લોહાણા જ્ઞાતિના સુપ્રસિધ્ધ સીતારા સી. વી. વકીલના પુત્ર ચંપકલાલ સાથે થયું હતું. પણ એક પુત્રના જન્મ પછી તેમને વૈધવ્ય લાધ્યું છે, તે પુત્ર તે ભાઇ ચંદ્રકાંત વકીલ.

ગં. સ્વ. ત્રિવેણીબ્હેને દેશ, સમાજ અને જ્ઞાતિપ્રવૃતિમાં અગત્યનો શ્રમ ઉઠાવ્યો છે. રેલ સંકટ નિવારણ ફંડ માટે તેમણે તનતોડ મહેનત લીધી હતી, સત્યાગ્રહ વખતે સ્વયંસેવિકાદળમાં સભ્ય હતાં. ઇ. સ. ૧૯૩૧ માં યરોડા જેલની મહેમાનગીરી પણ ચાખી હતી. લોહાણા યુવતિ પરિષદ્‌માં ખજાનચી તરીકે ઉત્તમ સેવા બજાવી છે.

ગં. સ્વ. ત્રિવેણીબ્હેને સસરા અને પિતાને પગલે ચાલી જીવનને ઉજ્વળ બનાવ્યું છે.



## શ્રીમતી લક્ષ્મીબેન ગોરધનદાસ

ધીર પિતાની વીર પુત્રી તરીકે ઇ. સ. ૧૯૩૦ ના ધર્મયુદ્ધમાં કુમળા વયમાં આગેવાનીભર્યો ભાગ લઇને શ્રીમતી લક્ષ્મીબેને ચોતરફ આગ પ્રકટાવી મૂકી હતી, તેમની જીભમાંથી તણખા ઝરતા હતા, અને તેમનો તરવરાટ ભલભલા માનવીને માન ઉપજાવે એવો હતો. તેમણે સભાઓ ગજવી હતી, સરઘસોમાં આગેવાનીભર્યો ભાગ લીધો હતો. લાઠીઓ અને જુલ્મની ઝડીઓ વચ્ચે તેમણે અજબ શુરાતન દાખવ્યું હતું, જેલ સ્વીકારીને શ્રીમંત પિતાના આ પુત્રીએ વતનની આઝાદી ખાતર દુઃખ વેઠયાં હતા.

તેમણે ગુજરાતી, હિન્દી, અંગ્રેજી ભાષાઓનો સંપૂર્ણ અભ્યાસ કરેલો છે, કાશીના સંસ્કૃત વિદ્યાપીઠના 'મધ્યમા' સુધીનું જ્ઞાન પ્રાપ્ત કરેલું છે.

સંવત ૧૯૮૯ માં અજમેરમાં દયાનંદ સરસ્વતિની અર્ધશતાબ્દી ભારે દમામ સાથે ઉજવાઇ હતી, તે વખતે સંસ્કૃત ભાષાની મહત્વની હરીફાઇ પણ યોજાયલી. તેમાં કોઇ પણ જાતની તૈયારી વીના બ્હેન લક્ષ્મીબેનને અનાયાસ બોલવાનું ફરમાન મળ્યું. લક્ષ્મીબેને તે ફરમાન માથે ચડાવી સભાને ચકિત કરી નાખી. અને પ્રથમકક્ષાનો સોનાનો ચાંદ મેળવ્યો હતો,

આટલી નાની ઉંમરમાં સભાઓ ગંજાવનાર આ બ્હેનને 'વાગ વિશારદ'ની પદવી પ્રાપ્ત થઇ હતી. પરંતુ સાથે સાથે તેઓ 'યુધ્ધ વિશારદા' પણ બન્યાં.

ઇ. સ. ૧૯૩૧ લોહાણા યુવતિ સંમેલનમાં તેમનો કીંમતી ફાળો હતો, કચ્છ લોહાણા સ્વયંસેવક મંડળના સ્ત્રી વિભાગના શ્રીમતી લક્ષ્મી બેન એક અગ્રગણ્ય કાર્યકર હતાં.

તેઓ ઘોડેસ્વારી તેમજ નિશાનબાજીમાં પંકાયેલા છે. તેની કદરમાં સુવર્ણ ચંદ્રકો તેમણે મેળવ્યાં છે.

શેઠશ્રી ગુરજી વલ્લભદાસનાં પુનિત ગૌરવને સુપુત્રી લક્ષ્મીબેને અદ્ભૂત ઓપ આપ્યો છે.

તેમનું લગ્ન ઇ. સ. ૧૯૩૩ માં મુંબઇના જાણીના કચ્છી નેતા લાલજી ડુંગરશીના ભત્રીજા શ્રી. ગોરધનદાસ જાદવજી સાથે થયું છે.

આજે તેમની ઉમર ૨૨ વર્ષની છે.

## શ્રીમતી રમાદેવી ર. ઠક્કર

શ્રીમતી રમાબેન રતિલાલ ત્રિભુવન ઠક્કર મુંબઇની લોહાણા જ્ઞાતિના સ્ત્રી જાહેર જીવનમાં અગ્ર હીસ્સો આપતા આવ્યા છે. યુવતી સંમેલનની સ્વાગત સમિતિના તેઓ ઉપ-પ્રમુખ હતા.

એ પછી હાલાઇ લોહાણા સહાયકારી મંડળના સ્ત્રી વિભાગના એક આગેવાન તરીકે સુંદર સેવા બજાવી હતી.

તેમણે ઇ. સ. ૧૯૩૧ માં એક 'લોહાણા સ્વયંસેવિકા દળ' સ્થાપવાની દરખાસ્ત સ્નાતક મંડળના સ્ત્રી વિભાગમાં મૂકી હતી. એ મુજબ એક દળ પણ સ્થપાયું હતું. તેમાં જેમને ઘેર લક્ષ્મીની છોળો ઉડે છે, એવા શ્રીમતી રમાબેન પણ એક સ્વયંસેવિકા તરીકે જોડાયલાં. એ પ્રસંગ જ તેમના હૃદયના ઉંડાણે રહેલો સેવાભાવ પ્રત્યક્ષ કરે છે. આ સિવાય તેમની સેવાઓને અતિ જાણીતી જ છે. તન, મન, ધનને ભોગે તેમણે લોહાણા સ્ત્રીઓના જાહેર જીવન માટે સદા ચિંતા કરી છે.



## શ્રીમતી મનોરમા ભા. ઠક્કર

મુંબઇની લોહાણા સ્ત્રી પ્રવૃતિના આત્મા સરીખા સૌ. મનોરમાબ્હેનનું નામ સર્વત્ર સુપ્રસિદ્ધ છે. એ બ્હેને મુંબઇના લોહાણા મહિલા સમાજની સુંદર સેવા બજાવી છે.

તેમની ઉંમર ૨૮ વરસની છે. ગુજરાતી ૬ અને અંગ્રેજી ચાર ધોરણનો તેમનો અભ્યાસ છે.

તેમની સેવાઓ જાણીતી છે. શ્રી લોહાણા સ્નાતક મંડળના સ્ત્રી વિભાગના સેક્રેટરી તરીકે એ વર્ષ સેવા આપી હતી, પ્રથમ યુવતી સંમેલનના સહમંત્રી હતા, હાલાઇ લોહાણા સહાયકારી મંડળના સ્ત્રી વિભાગના મંત્રી તરીકે ફરજ બજાવે છે.

શ્રી. ભાનુચંદ્ર ઠક્કરના પગલે ચાલી સૌ. મનોરમા બ્હેને મુંબઇના લોહાણા મહીલા સમાજમાં સુંદર સ્થાન પ્રાપ્ત કર્યું છે.



## શ્રીમતી સ્નેહલીલા જ. ઠક્કર

મુંબઇમાં લોહાણા જ્ઞાતિની સ્ત્રી પ્રવૃતિમાં સૌ. સ્નેહલીલાબ્હેન જયંતિલાલ કા. ઠક્કરનો અગત્યનો હિસ્સો છે. તેમણે બ્હેનોની જાગૃતિ ખાતર અતિશય પરિશ્રમ લીધો છે.

તેમની ઉંમર ૨૫ વર્ષની છે. શ્રી. જયકૃષ્ણના વર્માના બ્હેન છે.

તેમની સેવાઓ જાણીતી છે. યુવતિ સંમેલનમાં સક્રિય ભાગ લીધો હતો. મધ્યસ્થ સમિતિ તરફથી પ્રવાસે એક ડેપ્યુટેશન ગુજરાત કાઠિઆવાડમાં ગયું હતું, તેના સ્ત્રી સભ્ય તરીકે સૌ. સ્નેહલીલાબેને સર્વત્ર સુંદર છાપ પાડી હતી. તેમના એક એક શબ્દે જ્ઞાતિનો સ્ત્રીસમુદાય ઉછળતો હતો.

ઉપરાંત તેઓ શ્રી ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળમાં અગત્યની સેવા અર્પે છે. તેના મુખપત્ર 'પત્રિકા' નાં માજી સહતંત્રી છે.

## શ્રીમતી તારાલક્ષ્મી લ. ઠક્કર

સૌ. તારાલક્ષ્મી લ. ઠક્કર સેવાભાવી બ્હેન છે. તેમનો જન્મ સંવત ૧૯૭૦ ના કારતક શુદ ૧ ના દિને થયો હતો. વર્નાક્યુલર ફાઇનલ સુધીનો તેમનો અભ્યાસ છે.

લોહાણા સ્નાતક મંડળના સભ્ય છે, હાલાઇ લોહાણા સહાયકારી મંડળનાં સભ્ય છે, તેના સ્ત્રી વિભાગના મંત્રી તરીકે પણ સેવા અર્પી છે. તેના ફરતા પુસ્તકાલયના લાઇબ્રેરીઅન તરીકે પણ સેવા બજાવી હતી. સુરત લોહાણા સેવા મંડળના સભ્ય છે, યુવક સંમેલન મધ્યસ્થ સમિતિના સભ્ય છે, યુવતિ સંમેલન અને લોહાણા લેખક સંમેલનના પણ સભ્ય હતા.



## કુમારી બચુબેન લોટવાળા

કુમારી બચુબેન લોટવાળા જેવી સુપુત્રીઓ માટે લોહાણા સમાજે ખરેખર મગરૂર થવા જેવું છે. ઉચ્ચ કક્ષાના સમાજ સેવિકા તરીકે, પત્રકાર તરીકે, લેખિકા તરીકે તેમણે જે સુનામના મેળવી છે. તે નારીજગતના ગૌરવને શોભા આપે તેવી છે.

તેમનો જન્મ સંવત ૧૯૫૬ ના આસો શુદ ૧૫ ના રોજ થયો હતો, જાણીતા આર્યસમાજીસ્ટ અને ઉદ્યોપતિ શ્રી. રણછોડદાસ ભવાન લોટવાળાનાં તેઓ પુત્રી છે.

ઇ. સ, ૧૯૧૯ માં તેઓ મેટ્રિક થયા હતા, અને બે વરસના કૉલેજના અભ્યાસ પછી તેમણે અભ્યાસ છોડયો હતો.

તેમણે વર્ષો સુધી મ્યુનિસીપાલીટીમાં ચુંટાઇને નગરસેવા કરી છે. અને ૧૯૨૬ થી ૧૯૨૯ સુધી ચુંટણીમાં તેઓ સફળ થયા હતા. ૧૯૩૨ માં તેઓ સ્કૂલ કમિટીમાં પણ ચુંટાયા હતા.

ઇ. સ. ૧૯૩૦ થી બે વર્ષ સુધી પોતાની માલીકીના જાણીતા દૈનિક અખબાર 'હિન્દુસ્તાન પ્રજામિત્ર'માં તેમણે તંત્રી તરીકે કામ કર્યું હતું. આ રીતે આવો જવાબદારીવાળો બોજો ઉઠાવીને તેમણે પત્રકારી આલમમાં સુંદર છાપ પાડી હતી. ઉપરાંત તેઓ જાણીતાં સ્ત્રીલેખીકા છે. તેમના વિચારમય અભ્યાસી લેખો અને નવલિકાઓથી

સાહિત્ય જગતમાં અનેરી છાપ પડી છે. તેમના જેવી સ્ત્રી લેખિકાઓ ગુજરાતી સાહિત્યમાં ખુબ ઓછી છે.

ઉપરાંત વરસોથી 'ભગીની સમાજ'માં સેવા આપે છે. તેની કાર્યવાહીના સભ્ય છે. ભગીની સમાજ કલબના સેક્રેટરી છે. 'ભગીની સમાજ' પત્રિકાનાં સહતંત્રી છે, 'યમુનાબાઇ નાયર હોસ્પિટલ કમિટી', વીમેન્સ કાઉન્સીલ રેસક્યુ હોમ કમિટી વગેરેમાં તેમણે સેવા આપી છે. ઇ. સ. ૧૯૨૬ માં અખીલ હિન્દ મહાસભા સમિતિના પણ સભ્ય હતા.

> પ્રથમ ગુજરાતી સ્ત્રી કોરપોરેટર તરીકે, દૈનિક પત્રનાં તંત્રી તરીકે અને મહાગુજરાતનાં ઉત્તમ લેખિકા તરીકે ઝગઝગતી સફળતા પ્રાપ્ત કરનાર કુમારી બચુબેન. જ્ઞાતિની બીજી બ્હેનોને દાખલારૂપ બનો !

આ રીતે કુમારી બચુબેને ઉત્તમ સમાજ સેવા બજાવી છે. અને સમાજમાં સ્ત્રીઓની મહત્તા વધારવામાં તેઓ પ્રમાણભૂત થયાં છે.




## ડૉ. કાશીબેન ઠક્કર

એમ. બી. બી. એસ.

કુમારી કાશીબેન પીતાંબર ઠક્કર લોહાણા જ્ઞાતિનાં પ્રથમ બાનુ ડૉકટર છે. પિતા શ્રી પિતાંબર લવજી ઠક્કર જ્ઞાતિનાં પ્રથમ એડવોકેટ અને પુત્રી જ્ઞાતિના પ્રથમ સ્ત્રી ડૉકટરઃ એમાં કેટલું અભિમાન રહેલું છે !

> લોહાણા જ્ઞાતિના પ્રથમ એડવૉકેટ પિતાની જ્ઞાતિનાં પ્રથમ સ્ત્રી ડૉકટર પુત્રી ડૉ. કાશીબેનને ધન્યવાદ હો!

કુમારી કાશીબેનને બાળપણથી જ ડૉકટર બનીને જનસેવા કરવાના મનોરથ હતાં, તે તેમણે ઇ. સ. ૧૯૩૮ માં એમ. બી. બી. એસ. ની ડીગ્રી પ્રાપ્ત કરીને પુરા કર્યાં છે.

પ્રથમ બાનુ તબીબ તરીકે મુંબઇ લોહાણા યુથલીગે તેમને ઇ. સ. ૧૯૩૮ ના જાન્યુઆરી મહીનાની ૨૮ મી તારીખે એક દમામદાર મેળાવડો યોજી 'વીરપસલી' આપી હતી, અને ગોવિંદાશ્રમ મીઠાઇવાળાએ 'સુવર્ણચંદ્રક' ભેટ કર્યો હતો,

કુ. કાશીબેને ખંતથી અભ્યાસ કરી જે ગૌરવ પ્રાપ્ત કર્યું છે, તે અભિનંદનિય છે.




## શ્રીમતિ વેલાલક્ષ્મી હેમેંદ્રમૂર્તિ

અંગ કસરત અને વ્યાયામના ક્ષેત્રમાં મહીલા સમાજ જાહેર રીતે ભાગ લેતાં અચકાય છે; પણ શ્રીમતી વેલાલક્ષ્મીબ્હેને શરમનો અને સંકોચનો એ પડદો ચીરી નાખ્યો છે, પતિને પગલે પગલે તેમણે એ ક્ષેત્રમાં પ્રવિણતા પ્રાપ્ત કરી છે. તેઓ જાન સટાસટના પ્રયોગો કરે છે.

તેમનો જન્મ જબલપુરના એક ગામડામાં એક ગરીબ લોહાણા કુટુંબમાં થયો હતો. જન્મ પછી માત્ર છજ મહીનામાં માતાપિતાએ સદાની વસમી વિદાય લીધી. તે પછી મોટી બ્હેનની છાયામાં



હજારોનો દાનપ્રવાહ

: વહેવડાવનાર :

ગં. સ્વ. મીઠાંબાઇ સોમજી



## શ્રીમતી કુસુમબ્હેન સેદાણી

એક આદર્શ યુવતિ તરીકે બ્હેન કુસુમ સુર્યકાંત સેદાણીએ પોતાનું જીવન ઉજવળ બનાવ્યું છે. આવી બ્હેનો માટે જ્ઞાતિએ મગરૂરી લેવા ઘટે છે!

બ્હેન કુસુમ જાણીતા ક્રિકેટર શ્રી. ચુનિલાલ હરજીવનદાસ ચંદારાણાનાં સુપુત્રી છે, અને તેમની ઉંમર ૨૪ વર્ષની છે.

બાળપણમાં પ્રો. સી. સી. શાહના શીષ્યા હતાં. તેમની પાસે લાઠી, ભાલા, તલ્વાર, શુટીંગ અને છરા ફેંકવાની કાબેલીયાત મેળવી હતી, ઉપરાંત સાયકલીંગમાં પ્રવિણતા મેળવી છે, સળગતી બરેટી અને સળગતી દોરીના પણ સુંદર પ્રયોગો કરી જાણે છે.

આ પ્રયોગોમાં તેમણે જુદીજુદી સંસ્થાઓ અને સદ્‌ગૃહસ્થો તરફથી ૧૩ ચંદ્રકો મેળવ્યાં હતાં.

ઉછરતી આ બાલિકાની સાત વર્ષની ઉંમરે ક્રુર કાળે મોટી બ્હેનને પણ ઉંચકી લઇને ઉંચે આભ ને નીચે ધરતી કરી મૂકયાં, કોઇકને આશ્રમે ઉછરી અંગ્રેજી ચાર ધોરણનો અભ્યાસ કરી, એક સાહસિક બાળા તરીકે તેમણે સર્વત્ર સુવાસ પ્રસરાવી હતી.

ઇ. સ. ૧૯૩૪ માં જાણીતા વ્યાયામવીર પ્રો. રામેંદ્રમૂર્તિના નાગપુરના એક પ્રોગ્રામ વખતે તેમનો પરીચય સાધી, તેમની સાથે લગ્નગ્રંથીથી જોડાયા છે. હાલ તેમની ઉંમર ૨૨ વરસની છે.

જન્મઘડીથીજ કપરા દુઃખો વેઠીને આવી વિદ્યા પ્રાપ્ત કરનાર આ બ્હેનની ધીરજ, ખંતઃ અને હીંમત ધન્યવાદ ઘટે છે.





યુવક પરિષદ્ વખતે ઉપરોક્ત પ્રયોગ કરી બતાવી તેમણે સૌને આશ્ચર્યચકિત કરી દીધાં હતાં.

ઇ. સ. ૧૯૩૫ માં વક્તૃત્વકળાની એક હરિફાઇમાં શ્રી. કુસુમબ્હેને અંગ્રેજીમાં છટાદાર ભાષણ કરી યોજકોને બ્હેનો માટે પણ આવી હરીફાઇઓ ગોઠવવા વિનંતિ કરી હતી, તે પરથી રાવબહાદુર કોટક સાહેબે પોતાના તરફથી અમુક રૂપિયા સંસ્થાને આપ્યા હતા.

ઇ. સ. ૧૯૩૬ માં તેમનું લગ્ન શ્રી. સૂર્યકાંત સેદાણી સાથે થયું છે.

## બ્હેન રમા મોહનલાલ

લોહાણા જ્ઞાતિને મુંબઇના સુપ્રસિદ્ધ ચંદારાણા કુટુંબે બતાવ્યું છે કે ઓઓ કેટલી સુંદર પ્રગતિ કરી શકે છે! બ્હેન કુ. રમા જાણીતા ક્રિકેટર શ્રી. મોહનલાલ ચંદારાણાનાં સુપુત્રી છે.

તેમનો જન્મ સંવત ૧૯૮૪ ના માગશર વદ ૧૩ બુધવારના દિને થયો હતો. હાલ ચોથા ધોરણનો અભ્યાસ કરે છે.

આટલી નાની વયમાં મુંબઇની સ્ત્રી લાઠીધારીઓમાં પ્રથમ કન્યા તરીકે ચાંદ મેળવ્યો છે, રામદાસ વ્યયામ મંદિરમાં પોતે કુમારીઓમાં પ્રથમ પંક્તિના લાઠી ફેરવનાર તરીકે પ્રખ્યાત છે. જમૈયાની લડતમાં પણ બે ત્રણ રૂપાના ચંદ્રકો મેળવ્યાં છે. રામદાસ વ્યાયામ મંદિરને મુંબઇ મ્યુનિસીપાલીટીમાંથી રૂા. ૨૦૦ ની વાર્ષિક ગ્રાન્ટ પોતાના સુંદર પોગ્રામોથી બ્હેન રમાએ મેળવી આપી છે, એમ કહીએ તો અતિશયોક્તી નથીજ.

બ્હેન રમાને ધન્યવાદ ઘટે છે.





## બ્હેન ગુલબદન રામુઠક્કર

લોહાણા જ્ઞાતિના સુપ્રસિદ્ધ સાહિત્યકાર શ્રી. રામુ ઠક્કરનાં પુત્રી બ્હેન ગુલબદન કળાના વિષયમાં પ્રગતિકૂચ કરી રહ્યાં છે.

બ્હેન ગુલબદનનો જન્મ સંવત ૧૯૮૮ ના આશો શુદ ૧૧ ના દિને થયો હતો. હાલ ગુજરાતી ત્રીજા ધોરણનો અભ્યાસ કરે છે, ઉપરાંત સંગીત, નૃત્ય અને અભિનયકળાની તાલીમ લ્યે છે. તેણે બોમ્બે ટોકીઝનાં 'નિર્મળા' ચિત્રપટમાં બાળ નિર્મળા તરીકે સુંદર કામ કરી પ્રસંશા મેળવી હતી. હવે પછીના બોમ્બે ટોકીઝનાં ચિત્રોમાં ફરી રજુ થનાર છે.

# મુંબઇના વ્યાપારક્ષેત્રમાં લોહાણા જ્ઞાતિનું સ્થાન

લેખક
શ્રી. ચીમનલાલ હ. વજાણી
મંત્રી, દવા બજાર વેપારી મંડળ.

સિંધમાંથી લોહાણાઓ તેરમી સદીમાં જ્યારે સિંધ પર વિદેશીઓના અત્યાચાર વધી પડયા ત્યારે કચ્છમાં અને ત્યાંથી કાઠીયાવાડમાં અને ત્યાંથી ગુજરાતમાં ગયા. ઓગણીસમી સદીની મધ્યમાં હિંદુસ્તાનને શસ્ત્રવિહિન બનાવવામાં આવ્યો. વિદ્યાધામોની પ્રણાલિકા ફરી, સંસ્કૃત–હિંદી અને ઉર્દુની જગ્યા આંગ્લ વિદ્યાએ લીધી. શરીરબળનું સ્થાન ખટપટે લીધું. તરવારને બદલે કલમ સબળી બની. અને લોહાણાઓ લડવૈયા મટી વ્યાપારી બન્યા.

મુંબઇ બેટ જે મૂળે ખડકો અને ખાડા ટેકરાવાળો ચોતરફ દરિયાથી વિંટાએલ એક ટાપુ હતો, અને જેમાં ઓગણીસમી સદીની શરૂઆત સુધી ભાગ્યેજ પંદર હજારની વસ્તી હતી તેનો ઉદય બ્રિટીશ શહેનશાહતના ઉદય સાથે થવા માંડયો; અને મુંબઇ એક સુંદર દરિઆઇ મથક બન્યું. આ ઉપરથી સંખ્યાબંધ લોકો મુંબઇમાં વ્યાપાર અર્થે આવવા લાગ્યા, અને તેજ રીતે કેટલાક આફ્રીકા તરફ પણ જવા લાગ્યા. આફ્રીકામાં લોહાણાઓ લગભગ સવાસો કરતાં વધારે વરસથી જઇ રહ્યા છે, પરંતુ જ્ઞાતિ, દેશ અને આપણા સંસ્કારોને સ્વદેશથી આટલે દુર હોવા છતાં તેઓએ જાળવી રાખેલ છે.

મુંબઇમાં પ્રથમ કચ્છમાંથી લોહાણાઓ અત્રે આવ્યા, અને ત્યાર પછી કાઠીયાવાડમાંથી લોહાણાઓ અત્રે ઓગણીસમી સદીની શરૂઆતમાં આવ્યા જણાય છે. હાલ આપણી જ્ઞાતિની વસ્તી મુંબઇમાં ૨૩૦૦૦ ત્રેવિસ હજાર લગભગ છે.

ઇ. સ. ૧૮૫૩ માં ઠા. કરમશી રણમલ નામના કચ્છી ગૃહસ્થે ધારાપુરી બેટમાં ૩૦૯ પગથીયા ડુંગર પર જવાને માટે કરાવી આપ્યા છે.

જ્યાં જ્યાં લોહાણાઓ ગયા છે ત્યાં ત્યાં ઉદારતાનો પરિચય તેઓએ કરાવ્યો છે. આગળના વખતમાં મુસાફરી આજના જેટલી સુખ સગવડવાળી નહિ હતી, પરંતુ મુસ્કેલીઓનો સામનો કરી, સાહસો ખેડી આપણા જાતિ ગુણોનો પરિચય તેઓએ કરાવ્યો છે.

અત્યારે આપણામાં ભાઇ ભાઇને મદદ કરવાની વૃત્તિ ઓછી થઇ ગઇ છે. ક્ષમાશિલતા દુર જઇ બેઠી છે, જેથી આપણે મતભેદમાં ડુબી ગયા છીએ. આગળ આવવાને માટે ભ્રાતૃભાવ, સંપ અને સાહસ તેમજ બુદ્ધિ જોઇએ. સાહસ અને બુદ્ધિ આપણામાં અવશ્ય છે, તેના અનેક પ્રમાણ મોજુદ છે, પરંતુ ઇર્ષા અને કુસંપને લીધે આપણે પછાત પડીએ છીએ. છેલ્લા વીસ વરસમાં આ અવગુણોએ આપણામાંથી જ્ઞાતિ પ્રેમ દુર કર્યો છે, જે વખતે સ્વ. ઠા. ખીમજી દયાળ, સ્વ. ઠા. ચન્નાભાઇ પેરાજ, સ્વ. ઠા. ગીરધરદાસ જેઠાભાઇ જે. પી. અને સ્વ. ઠા. દામોદરદાસ ગોરધનદાસ સુખડવાલા જે. પી. હતા. તે વખતે આપણામાં જે ઉદારતા, બાંધુપ્રેમ

વગેરે હતાં તે આજે નથી. કેમ જાણે તે આપણા વડિલો સાથે આપણે ભાંડુપ્રેમની હોળી કરી ન હોય! આટલું છતાં સાહસપ્રિય બુધ્ધિશાળી લોહાણા વ્યાપારના દરેક ક્ષેત્રમાં ઠીક આગળ વધ્યા છે, તે નીચેની બીનાથી જણાશે.

મુંબઈ શહેરની આબાદીમાં રૂ મુખ્ય ભાગ ભજવે છે. અને આ વેપારમાં ઠા. ખીમજી વીશરામની કું. ઠા. ભવાનજી લક્ષ્મીદાસની કું. અને કોટક કું. મશહુર છે. પ્રમાણિકતાને માટે અને અનુભવીઓ તરીકે વેપારી બજારમાં તેઓનું સ્થાન અનોખું છે. તેમજ રૂના દલાલો તરીકે ઠા. રતિલાલ ત્રીભોવનદાસ મોખરે છે. આ સિવાય ઠા. જગજીવનદાસ ડોસાભાઈ દલાલોમાં બહુજ પંકાય છે. તેઓ પોતાની બુધ્ધિ અને પ્રમાણીકતાથી દલાલોમાં ઉંચું માન ધરાવે છે. ઠા. ખીમજી પુંજાની કું. ઠા. વિઠલદાસ જાદવજી ગાંધી અને ચુનીલાલ કૃષ્ણદાસ સાવતા વગેરે જાણીતા અનુભવી અને લાગવગ ધરાવતા દલાલો છે.

રૂથી બીજા નંબરે કાપડનો વેપાર આવે છે. આ વેપારમાં આપણા બંધુઓ ઠીક આગળ વધ્યા છે. આબરૂ પણ સારી જમાવી છે જથાબંધ વેપાર કરનારાઓમાં ઠા. ભીમજી જેઠાભાઈ, ઠા. વિઠલદાસ વેલજી, ઠા. સુંદરજી જેરામ, ઠા. રાઘવજી વલ્લભદાસ, ઠા. દ્વારકાદાસ રણછોડદાસ, ઠા. મથુરાદાસ ગોરધનદાસ, ઠા. મોનજી સુંદરજી, ઠા. જમનાદાસ કલ્યાણજી, ઠા. ગોકુલદાસ સુંદરજી, ઠા. રામદાસ માધવજી જેસંગ, ઠા. પિતાંબર ભગવાનજી, ઠા. ભાણજી પરસોતમ, ઠા. દ્વારકાદાસ દામોદરદાસ માવાણી, ઠા. ધરમશી ગોવીંદજી, ઠા. મોહનલાલ રામજી ઠાકરસી, ઠા. મકનજી પરસોતમ, ઠા. જેસંગભાઈ ગોકુળદાસ, ઠા. દેવરામ અખાઈ, ઠા. ગોરધનદાસ ગોવીંદજી ભાણજી, ઠા. મોનજી ચત્રભુજ, અને ઠ. જમનાદાસ વનમાળી ધાબળીવાળા વગેરે છે. આ ઉપરાંત બીજા ઘણાય આપણા ભાઈઓ કાપડના છુટક તેમજ જથ્થાબંધ વેપારમાં જોડાયલા છે. લોહાણાઓ ઉદર હોઈ પ્રમાણિકતા ઘણે ભાગે જીવનમાં તરતી હોય છે, અને આ ગુણને લીધે વેપારમાં સારી આબરૂ આપણા જ્ઞાતિબંધુઓની છે.

સુતરના વેપારમાં ઠા. આણંદજી વલ્લભદાસ દાસાણી સારૂં નામ ધરાવે છે.

બારદાનના વેપારમાં આપણા કેટલાક ભાઈઓ સારૂં કામ કરે છે પણ તે બધામાં મશહુર અને મોટા વેપારી તરીકે ઠા. ડોસા હરજીની કું. બહુજ જાણીતી છે.

આ સિવાય અનાજના વેપારમાં મોટે ભાગે કચ્છી લોહાણાઓ પડયા છે પરંતુ જથાબંધ અનાજના વેપારીઓમાં ઠા. હીરજી ગોવીંદની કું. સહુથી મોખરે છે. ઠા. મોતી પંચાણની કું. અને ઠા. રવજી પ્રેમજીની કું. વગેરે પણ બહુ સારૂં માન ધરાવે છે.

તેલીબીયાંનો વેપાર મુંબઈમાં બહુજ સારા પ્રમાણમાં ચાલે છે અને ઠા. ગીરધરદાસ જગજીવનદાસ, ઠા. ગીરધર દેવજી અને ઠા. કાળા રામજી આ બજારમાં સારા પ્રમાણમાં કામ કરે છે.

શુદ્ધ ઘીના વેપારી તરિકે ઠા. મથુરાદાસ જાદવજી, ઠા. લવજી નારણજી વગેરેથી મુંબઈમાં કોઈજ અજાણ્યું નથી. તેઓની પ્રમાણિકતાને લીધે તેમના માર્કાના માલના નાણાં ચાલુ ભાવ કરતાં દર મણે એકથી દોઢ રૂપીઓ અધિક રાજી થઈને વધુ આપે છે. ઘીના વેપારમાં આપણા બંધુઓનું સ્થાન મોખરે છે એજ પ્રમાણે તેલના વેપારમાં ઠા. રૂગનાથદાસ માધવજી રાજા જેઓ પોતાની ઓઈલ મીલ ચલાવે છે તેઓનું નામ આગળ પડતું છે.

લોટનો વેપાર પણ મુંબઈમાં બહુ મોટા પાયે ચાલે છે અને ઠા. રણછોડદાસ ભવાનભાઈ આ વેપારમાં વરસોથી સારૂં કામકાજ કરે છે.

કેસર અને એલચીના વેપારમાં ઠા. હીરજી કેશવજી જાણીતા છે. કરીયાણાના જથાબંધ માલના વેપારમાં ઠા. ગોપાલજી ગાંગજીની કું. ઠા. કરસનદાસ પિતાંબર અને ઠા. રતિલાલ ગોવીંદજી સારી નામના ધરાવે છે એજ મુજબ નાગછાપ હિંગ વનદેવી છાપ હિંગ વગેરે ટ્રેડ માર્કા ધરાવનાર હિંગના વેપારીઓ આપણાજ જ્ઞાતિ બંધુઓ છે.

મેવાના વેપારમાં ઠા. રણછોડદાસ મોનજીની કું, ઠા. કુંવરજી ડુંગરશીની કું, ઠા. રણછોડદાસ ગોરધનદાસની કું, ઠા. હીરજી કેશવજીની કું, ઠા. માવજી પ્રાગજીની કું અને ઠા. રતનસી કોરજીની કું, સારૂં નામ ધરાવે છે.

સોનાચાંદીના વેપારમાં આપણા ભાઈઓ બહુજ ઓછા પડયા છે ઠા. પ્રાણવલભદાસ દામોદરદાસ ચાંદીવાળા પ્રમાણિકતાને માટે સારૂં નામ ધરાવનાર વેપારી છે.

રંગના વેપારમાં ઠા. શુરજી વલભદાસ, ઠા. મણીલાલ મુળજીની કું. અને એલ. લીલાધર વગેરે છે થોડાજ ભાઈઓ આ લાઈનમાં પડયા છે પરંતુ જે છે તેઓ જાણીતા અને આગેવાન વેપારીઓ છે.

આ સિવાય રંગ, તેલ, વારનીસ, વગેરે લાઈનનો માલ બનાવી વેચનાર વેપારીઓમાં ઇંડો સીમ્પલેકસો વર્કસવાળા ઠા. હરીદાસ ગોકળદાસ કોટક અને ઠા. ગોકુળદાસ કલ્યાણજી પુજારા સારી નામના ધરાવે છે, સિવાય ઠા. રતનશી રાયસી પણ વરસોથી આ લાઇનનું કામ કરે છે.

ઇમારતી કાટના વેપારમાં આપણા ભાઈઓનું ધ્યાન ઓછું ગયું છે. ઠા. ડાહ્યાભાઈ અમરશી વાંદરાવાળા આ લાઇનમાં બહુજ જાણીતા છે એજ પ્રમાણે ઇંટ અને ચૂનો, રેતી તેમજ સીમીંટ, લાદી વગેરેમાં પણ આપણા ભાઈઓ બહુજ જુજ પ્રમાણમાં છે. ઇંટના વેપારમાં ઠા. છગનલાલ દેવજી એક પ્રમાણિક વેપારી તરીકે સારી ખ્યાતિ ધરાવે છે અને રેતી ચુનાના વેપારી તરીકે ઠા. માધવજી ગોવીંદજી અને ઠા. મંગળજી દાસાણી જાણીતા છે. લાદીના વેપારમાં ઠા. જમનાદાસ ખેરાજ ખુબ મશહુર છે.

ઠા. દેવચંદ ધર્મસિંહ શેઠીયા કોલસાના બજારનાં લગભગ રાજા જેવા ગણી શકાય એવી સુંદર પ્રતિષ્ઠા ધરાવે છે.

તમાકુ અને સીગારના કામમાં ઠા. નરશી મોનજી ગોલ્ડન ટ્રેમેકો કુંવાળા ખુબ વિખ્યાત છે. તેઓની ફેકટરીમાં બનતી સીગાર સારી ખ્યાતિ ધરાવે છે.

દવાના વેપારમાં તો લોહાણાઓ લગભગ અડધા બજાર ઉપર કાબુ ધરાવે છે. ઠા. નરોત્તમ ગીરધરની કું. પેટંટ મેડીસીનના વેપારમાં સરસાઈ ભોગવે છે. ઠા. ચુનીલાલ ડાહ્યાભાઈને બજારના ડ્રગસના વેપારીઓમાં પહેલા નંબરના વેપારી ગણી શકાય. વરસો સુધી શ્રી. ચુનિલાલ શેઠ બજારની એસોસીએશનના પ્રમુખ હતાં. આ ઉપરાંત ઠા. મોનજી વિશરામ, ઠા. ચાંપશી નરશી, ઠા. લક્ષ્મીદાસ ડાહ્યાભાઈ, ઠા. છગનલાલ ડાહ્યાભાઈ, ઠા. કેશવજી સી. ઠક્કર, ઓરીએન્ટલ મેડીકલ સ્ટોર્સ વગેરે આગેવાન વેપારી છે. દવા બજાર વ્યાપારી મંડળનું મંત્રી પદ વરસોથી આપણા જ્ઞાતિબંધુ માનભરી રીતે સંભાળી રહ્યા છે. આમ દવાના વેપારમાં આપણા ભાઈઓ સારી રીતે આગેવાની લઈ રહ્યા છે.

વીમાના એજંટો તરીકે ઠા. કલ્યાણજી કરમશી દામજી ખુબ મશહુર છે. અને વીમાના દલાલો તરીકે ઠા. રણછોડદાસ દામોદરદાસ તન્ના સારૂં માન ધરાવે છે. તેમની પ્રમાણીકતાથી સારી સારી કંપનીઓ તેઓને સરવેયર તરીકે વિશ્વાસપાત્ર ગણી જોખમી કામ તેઓને સોંપે છે અને તેઓના રિપોર્ટને મંજુર રાખે છે. એજ પ્રમાણે ઠા. કેશવજી મુળજી ઠા. વસનજી લીલાધર અને ઠા. હીરાલાલ લાલજી રાજાણી એઓ મુખ્ય છે.

કમીશન એજન્ટના ધંધામાં ઠા. શામજી કાળીદાસ, ઠા. કાનજી કાળીદાસ, ઠા. જગજીવનદાસ તુલસીદાસ, ઠા. ગીરધરભાઈ દેવજી, ઠા. જેરામ દેવજી ઠા. પ્રેમજી પ્રાગજી, ઠા. રવજી દેવજી, ઠા. પ્રભુદાસ વિઠ્ઠલદાસ, ઠા. કરસનદાસ નારણદાસ વગેરે જાણીતા છે.

જીન પ્રેસની લાઇનમાં ઠા. વીરજી પેરાજ બહુજ ઉંચું માન અને સ્થાન ધરાવે છે.

બીલ્ડીંગ કોંટ્રેકટના ધંધામાં ઠા. છગનલાલ કેશવજી આહ્યા અને ઠા. મગનલાલ ડાહ્યાભાઈ વશનજી તેમજ ઠા. નેણશી મોનજી જાણીતા છે.

બુકસેલર તરીકે ધી જનરલ બુક ડીપો અને એન. એમ. ઠકકર જાણીતા જાણીતા છે.

મીઠાઇ અને હોટલના ધંધામાં આપણા ભાઈઓ સારી નામના ધરાવે છે. ગોવીંદાશ્રમ મીઠાઇવાલાના નામથી મુંબઈ શહેરમાં ભાગ્યેજ કોઈક અજાણ્યું હશે. એજ રીતે સુરતી હોટલ, રામભરોસે હોટલ, પ્રસિદ્ધ બરફીવાલા ઠા. નરશીદાસ દામોદરદાસ, ઠા. પિતાંબર આણંદજી, પ્રસિદ્ધ ગોપાલદાસ બરફીવાલા અને ઠા. દામોદરદાસ નારણદાસ વગેરે મીઠાઇના વેપારમાં બહુજ સારી નામના ધરાવે છે.

તૈયાર કપડાંનાં જાણીતા સ્ટોર્સો આપણા ભાઈઓ ચલાવે છે, તેમાં જે. વી. ઠક્કર, કોટક સ્ટોર્સ, ઠક્કર બ્રધર્સ, જે. એમ. ઠક્કર, બીબી સ્ટોર્સ, લાલજી ભીમજી, રતનશી ભવાન વગેરે મુખ્ય છે.

ઇલેકટ્રીક સામાનના જાણીતા વેપારીઓ જે. ડી. ઠક્કર વગેરે લોહાણાબંધુઓજ છે.

ફેન્સી કાપડ અને ડ્રેસવાળાના ધંધામાં ઠા. મગનલાલ ભગવાનજી અને ઠા. ઓધવજી મૂળજી એઓ પ્રસિધ્ધ છે. ડ્રેસના ધંધામાં ભાઇ મગનલાલથી અજાણ્યો ભાગ્યેજ કોઇક સ્ટુડીયો કે નાટક કંપની હશે. આ ઉપરાંત બંધબેસતા રંગો-શીલાઇ અને છેલ્લી ઢબની વસ્ત્રોની સજાવટમાં ભાઇ મગનલાલ અજોડ છે.

ટોપીના ધંધામાં રઘુવંશી બધર્સ સારી પધ્ધતિ ધરાવે છે.

મીલના ડાયરેકટરો, હોઝીઅરી, તાલપત્રી, જરીનો વેપાર-સોના ચાંદી ઝવેરાત, ગોળ, શ્રીફળ, મીઠું, ચાહ, દુધ, દિવાસળી, કેરોસીન, ત્રાંબા પિત્તળ, જરમન સિલવર એલ્યુમીનીયમ, લોખંડ, મશીનરી, મોટરકાર, હાર્ડવેર, કટલરી ઇલેકટ્રીક સામાન સ્ટેશનરી, કાથાના દોરડા, વાજીંત્રો, બંગડી, પરફ્યુમરી, છત્રી, ફોટોગ્રાફી, ફરનીચર, વહાણવટું, સાબુ, લેધરગુડસ, ઘડીયાળ, સાઇકલ, એંજીનીયરીંગ, ખાંડ વગેરે ધંધામાં પણ લોહાણા બંધુઓ છે.

મુકાદમીમાં ઠા. વલ્લભજી રામજી, અને ઠા. કાનજી જાદવજીની કું. સારી આબરૂ ધરાવે છે. વીમાનોના ઉડયનના કામમાં એક ભાઇ કબાલી એકલાજ આગળ વધ્યા છે અને બહુજ સારી નામના ધરાવે છે એ મુજબ ભાઇ ભાવસિંહજી મોરારજી તન્ના આપણી જ્ઞાતિના એકલાજ રેડીયોની લાઇનના જાણકાર છે.

ભાટીયા, જૈન, કપોળ એઓની સરખામણીમાં આપણે ખુબ પછાત છીએ. કોરપોરેશનમાં બેસનાર માત્ર ચારજ લોહાણાઓ શ્રી. શીવદાસ ચાંપશી, શ્રી. રતિલાલ ત્રીભોવનદાસ ઠક્કર, શ્રી. દેવજી રતનશી અને શ્રી. નરભેરામ પોપટ છે. મુંબઇની ધારાસભામાં એક પણ લોહાણા ગૃહસ્થ બેસતા નથી. જ્યાં સ્થિતી આવી છે ત્યાં મધ્યસ્થ અગર વડી ધારાસભાની વાતજ કયાં કરવી?

સરકારી ખાતામાં ઉંચા હોદ્દા પ્રાપ્ત કરનાર બહુજ જુજ છે. શ્રી. પિતાંબરદાસ લવજી રીટાયર માજીસ્ટ્રેટ જેટલે ઉંચે હોદ્દે મુંબઇમાં કોઇ હાલમાં જણાતું નથી. સોલીસીટરો તરીકે ભાઇ નંદલાલ છગનલાલ અને ભાઇ પોપટલાલ ગોવીંદજી સારી આબરૂ ધરાવે છે. ભાઇ લાલજી ગોકુળદાસ એડવોકેટ જેટલી સફળતાં બીજા આપણા ભાઇઓ મેળવે એ દિવસની રાહ જ્ઞાતિ જોઇ રહી છે. એક વસ્તુથી આપણને આનંદ છે કે શ્રી. મોરારજી આણંદજી તન્ના જેવાજ સફળ દિવાનગીરી અગર મહાઅમાત્યપદ શોભાવનાર આપણે ત્યાં છે, રાવબહાદુર હરજીવનદાસ ભવાનભાઇ કોટક જેઓએ રાજકોટનું દિવાનપણું કર્યા બાદ ઇડરમાં એ પદ શોભાવ્યું અને હાલ જંજીરા સ્ટેટમાં દિવાનપદે છે તેઓ માટે-તેઓના જ્ઞાન માટે અને જ્ઞાતિપ્રત્યેની તેઓની લાગણી માટે આપણે મગરૂર છીએ. ભાઇ જયકૃષ્ણ નાગરદાસ વર્મા અને ત્રીભોવનદાસ રાજા એઓ પણ તેઓની મહાઅમાત્ય તરીકેની યશસ્વી કામગીરીથી જ્ઞાતિની ઉજાસ આપી રહ્યા છે.

ડોકટરો તરીકે શ્રી. નરોતમદાસ પ્રાગજી નથવાણી શ્રી. નરેંદ્ર ખોદાણી શ્રી મોહનલાલ કારીઆ અને શ્રી. આડતીયા અને ડો. ભોગીલાલ, ડો. કેશાણી વગેરે વધુ પંકાય અને જ્ઞાતિને વધુ લાભ આપે એમ આશા રાખવી અસ્થાને નથી, વકીલ તરીકે ભાઇ ભાનુચંદ્ર ઠક્કર, ભાઇ રવજી ગણાત્રા અને શ્રી. નરેન્દ્ર નથવાણી ધંધામાં આગળ વધી રહ્યા છે અને જ્ઞાતિને આશા આપતાં યુવાનો છે.

આમ મુંબઇમાં વસતા ત્રીસ હજાર લોહાણાઓને હજુ આગળ વધવાને ઘણી ઘણી લાઇનો બણ ખેડાએલ પડેલી છે. ઉગતા યુવાનોને, લેખકોને, ડીગ્રીધારીઓને અને સાધારણ ભણી વેપારી લાઇનમાં ખેડાએલ બંધુઓને જો ઉત્તેજન દેવામાં આવે તો આપણી જ્ઞાતિ જરૂર ઘણીજ આગળ વધે. આપણે ત્યાં આશાભર્યા ઉગતા યુવાનોને અને યુવતીઓને ઉત્તેજન નથી અને તેથીજ નોકરી કરનાર અનુભવી લોહાણા નોકર તરીકે જ જીવન વિતાડે છે. સારા નંબરે પાસ થનાર ડીગ્રીધારી સાધન અને ટેકાના અભાવે સાધારણ સ્થિતિમાંજ જીવન વિતાડે છે. આગળ વધવાને સાહસ અને બુદ્ધી જોઇએ, તે આપણામાં છે તેની સાથે ભંડુ પ્રેમ અને મીઠી નજર હોય તો જ્ઞાતિ જરૂર આગળ વધે અને આગળ વધેલી જ્ઞાતિઓની હરોળમાં આવી શકે. જ્યારે લોહાણા નામ સાંભળીએ પ્રત્યેક લોહાણાની આંખોમાંથી અમી વરસશે અને હૈયું પ્રેમથી છલકાશે ત્યારે આપણે સહુથી મોખરેજ હઇશું.



## ગોલ્ડન ટોબેકો કું. વાળા

### આજન્મ ઉદ્યોગવીર

# શ્રી. નરસી મોનજી

### પુરૂષાર્થભર્યાં પ્રતાપી જીવનનો આછો પરિચય

એક બાહોશ વ્યાપારી અને સાહસિક ઉદ્યોગપતિ તરીકે સુકીર્તિ પ્રાપ્ત કરનાર શ્રી. નરશીભાઈ મોનજી લોહાણા જ્ઞાતિના એક સીતારા છે.

તેમણે જીવનભર વિવિધ વ્યાપાર અને ઉદ્યોગ સાથે બાથ ભીડી છે, અનેક સાહસો ખેડયા છે. અને અજબ ધીરજ, ખંત, કાર્યદક્ષતા બતાવી છે. કરીયાણાથી માંડીને કપુર, રદ્દી ન્યુઝ પેપર્સ, બારદાન-તાલપત્રી, ભંગાર, રંગ અને શેરબજારના વેપારક્ષેત્રો અજબ હીંમતથી ખેડયાં છે, જગત જાણે છે કે એક વખત તેઓ 'રંગના રાજા' તરીકે વિખ્યાત હતા. આજે 'ગોલ્ડન ટોબેકો' કંપનીના સાહસિક સુત્રધાર તરીકે સુપ્રસિદ્ધ છે.



તેઓશ્રી કચ્છ લાખાણીયાના વતની છે. તેમનો જન્મ સં. ૧૯૪૪ ના ફાગણ માસમાં થયો હતો. ગુજરાતી અને જરૂર પુરતા અંગ્રેજી અભ્યાસ પછી તેઓ રંગુનમાં પિતાના બારદાન-તાલપત્રીના વ્યાપારમાં જુડયા હતા, તે પછી તો અનેક ધંધાઓ સર કર્યા, અને ખીલવ્યાં. સર્વક્ષેત્રોમાં તેમણે વ્યાપારી કુનેહ, કુશાગ્ર બુદ્ધિ, હીંમત, ધીરજ અને ખંત બતાવ્યા, હતા,

તે પછી ઇ. સ. ૧૯૩૧ માં બહુજ નાના પાયા પર વીલેપાર્લેમાં સીગારેટનું કારખાનું શરૂ કર્યું. જ્યારે તેની શરૂઆત થઇ ત્યારે કેટલાકોને બાલીશ પ્રયાસ લાગતો હતો, અને પરદેશી કંપનીઓ સામે ટકકર ઝીલવી એ પણ ભારે જોખમનું કામ હતું, પરંતુ શ્રી. નરસીભાઇના વ્યાપારી ભેજાંએ હીંમત ન હારી અને માત્ર વીસ માણસનું કારખાનું આજે ત્રણુસો માણસોનું ઉદ્યોગક્ષેત્ર બન્યું છે અને આજે આઠ લાખ સીગરેટો હંમેશ એ કારખાનું ઉત્પન્ન કરે છે! હિંદના ખુણેખુણામાં એ ડાયમંડ, ઇન્ડીયન ગોલ્ડ ફ્લેક, ઇલા, બ્રેબોર્ન, પ્રિન્સ, નેવીકટ, રેલીટ તથા ડીલક્ષની મશહુર બ્રાન્ડો ફરી વળી છે. સર્વત્ર તેનો સારો વપરાશ છે.

આ માટે તેમને જુદા જુદા અનેક ચંદ્રકો મળેલા છે. અને તેમણે હિન્દના મશહુર ઉદ્યોગપતિઓમાં પોતાનું સ્થાન પ્રાપ્ત કરી લીધું છે.

શ્રી. નરશીભાઇનું આખુંય જીવન સાહસ, હીંમત, ખંત અને ઉદારતાથી ભરેલું છે. તેમના જીવનના અનેક સુંદર પ્રસંગો તેમની મહત્તાને જોમ આપી રહ્યાં છે.

માત્ર ધીખતો વેપાર અને ઉદ્યોગ ખેડીનેજ તેમણે જીવનની સાર્થકતા નથી સમજી લીધી. અનેક જ્ઞાતિ સંસ્થાઓને તન, મન, ધનથી તેમણે ફાળો આપ્યો છે. કચ્છી લોહાણા મહાજનના મેમ્બર છે.

સ્વયંસેવક મંડળના લાઇફ મેમ્બર છે. અનેક સંસ્થાને મદદ કરતા રહે છે.

માંડવીમાં મળેલી લોહાણા પરિષદ વખતે એક લાખ રૂપીયા મરકામાં હોસ્પિટલ શરૂ કરવા આપ્યા હતા, તેમજ અગીયાર હજાર કેળવણી ફંડમાં ભર્યા હતા, તેમજ લોહાણા અનાથાશ્રમ અને સસ્તા ભાડાની ચાલો માટે મોટી રકમોની સખાવત કરી હતી. રૂા. વીસ હજાર શેર બજારમાં ધંધો કરતા તે વખતે પોતાની કંપનીનાં નામે તીલક ફંડમાં ભર્યા હતા, તથા હમણાં રૂા. ૬૦૦ વીલેપારલે ગોકળીબાઇ હાઇસ્કુલમાં ભેટ કર્યા છે. ઉપરાંત નાની મોટી અનેક મદદ આપતા રહે છે. કહે છે કે તેઓ પાંચથી સાત હજાર રૂપિયા દર વરસે સખાવતમાં ખર્ચે છે. આજ સુધીની તેમની સખાવત રૂા. બે લાખની ગણી શકાય.

શ્રી. નરશીભાઇનું જીવન લોહાણા જ્ઞાતિના ગૌરવને ઉજવળ બનાવે છે. એક રઘુવંશી માટે માન પેદા કરે એવું છે. તેમના પહાડી શરીર અને તેજસ્વી મુખમુદ્રા પર બાહોશી અને કાબેલિઆત તરવરતી દેખાય છે.

## શ્રી. રણછોડદાસ ભવાન લોટવાળા

જીવનમાં જે સત્ય સમજાયું તેની પાછળ ફના થઇ જવાની ક્ષત્રિયવટ જાણીતી છે. શ્રી. રણછોડદાસ લોટવાળાનું જીવન એજ સુત્ર સુણાવી રહ્યું છે. તેમણે પોતાને જે સમજાયું છે, અને જનસમાજની સેવાનો સાચો માર્ગ લાગ્યો છે, એ વિચારસરણીના પ્રચાર પાછળ આજસુધીમાં લાખોનો ભોગ આપ્યો છે.

તેમના 'હીંદુસ્તાન પત્રો' પોતાની નીતિને અનુસરીને ચાલે છે, અને એ પત્રો પાછળ દર વર્ષે જંગી ખોટ સહન કરીને પણ ટેક અને સિદ્ધાંત ખાતર તેઓ ચલાવે છે.

તેમનો જન્મ સંવત ૧૯૩૩ માં થયો હતો, ગુજરાતી, અંગ્રેજી, સંસ્કૃત અભ્યાસ પછી તેમણે વ્યાપારક્ષેત્રમાં ઝુકાવ્યું હતું.

તેમની 'ડંકનરોડ ફ્લોર મીલ' આજે દેશદેશાવરમાં પ્રખ્યાત છે. તે ધીખતો ધંધો કરતાં કરતાંય તેમણે સિધ્ધાંતના સવાલ પાછળ ભારે મથામણ કરી છે. અને જુદા જુદા ક્ષેત્રમાં સેવા બજાવી છે.

પ્રથમ 'આર્યપ્રકાશ' પત્ર તેઓ ચલાવતા અને દસ વર્ષ સુધી ૩૦૦ ની ખોટ પોતે ભરતા હતા.

તે વખતે મુંબઇમાં ગુજરાતીઓનું કે હિન્દુઓનું એક પણ દૈનિક ન્હોતું, પણ પારસીપત્રોના સામ્રાજ્ય ચાલતા હતાં. અને શ્રી. રણછોડદાસભાઇ સુધારાવાદી હતા, સુધારાવાદીઓનાં લખાણ પારસી પત્રો છાપતા ન્હોતા, આ વસ્તુ તેમને લાગી આવી અને તેમણે 'હિન્દુસ્તાન' દૈનિકને જન્મ આપ્યો. તે પછી તો અનેક દૈનિકો અને અઠવાડિકો, માસિકો ખરીદ્યાં અને ચલાવ્યા આજે તેમના પત્રો 'હિન્દુસ્તાન પ્રજામિત્ર' 'હીન્દપ્રજા', 'પ્રજામિત્ર કેસરી' વગેરે ધીમે ધીમે પ્રજાનો ચાહ મેળવતા જાય છે. રાજકરણની તેમની ફીલસુફીજ જુદી જાતની છે. અને તેના પ્રચાર માટેજ તેઓ આ પત્રો ચલાવી રહ્યાં તે. તેની પાછળ આજસુધીમાં તેમણે ત્રણ લાખ ઉપરાંતની ગંજાવર ખોટ કરી છે.

આ પત્રો દ્વારા તેમણે સંખ્યાબંધ શકિતશાળી પત્રકારોની ભેટ કરી છે. ઉપરાંત સાહિત્યસેવા પણ બજાવી છે.

તેમનું સેવાપાંસુ વીશાળ છે. તેઓ મુંબઇ ઇલાકા આર્યપ્રતિનિધિ સભાના પ્રમુખ હતા, આર્ય સમાજના ટ્રસ્ટી, આર્ય વિદ્યાના સ્થાપક, આર્યન ખધરમુડના પ્રેરક છે, ઉપરાંત તેમના તરફથી મુંબઇમાં બે વિશાળ લાયબ્રેરીઓ ચાલે છે.

એક ઉદ્યોગપતિ, અડગ, ટેકીલા સમાજસેવક તરીકે તેમણે જીવનને ઉન્નત બનાવ્યું છે.



લાખોનું દાન કરનાર

સ્વ. શેઠ હીરજી મૂળજી

## શ્રી. રતિલાલ ગોવિંદજી



આજે અગરબત્તીના વેપારક્ષેત્રમાં શ્રી. શેઠ રતિલાલ ગોવિંદજી 'અગરબત્તીના રાજા' ગણાય છે. તેમણે એક બાહોશ વ્યાપારી તરીકે નામના મેળવી છે.

તેઓ સાવરકુંડલાના વતની છે. તેમનો જન્મ સંવત ૧૯૪૭ ના અશાડ શુદ ૯ ને દિને થયો હતો. ગુજરાતી પાંચ ધોરણના અભ્યાસ પછી શરૂઆતના દસ વરસ જુદા જુદા વ્યાપારી અનુભવો લીધા. તે પછી અગરબત્તીની એક દુકાનમાં ભાગીદાર બન્યા. સને ૧૯૧૭ થી પોતાનો સ્વતંત્ર વ્યાપાર કરે છે.

તેમનો વ્યાપાર અગરબત્તી અને કપુરનો છે. તેમણે ઇ. સ. ૧૯૨૬ માં કપુરનું કારખાનું, ઇ. સ ૧૯૨૮ માં પુનામાં અગરબત્તીનું કારખાનું, ઇ. સ. ૧૯૩૬ માં સિંદુરનું કારખાનું તેમજ ઇ. સ. ૧૯૩૬ માં વોશિંગ સોડાની એક ફેકટરી પુનામાં કરેલી છે.

કરીયાણા બજાર અગરબત્તી મર્ચંન્ટસ એસોસિએશનના પ્રમુખ છે.

મુંબઇના મશહુર ડ્રેસવાળા
અને જાણીતા કાર્યકર

## શ્રી. મગનલાલ ભગવાનજી ડ્રેસવાળા

કાઠયાવાડના ગીર પ્રદેશમાં ગીગા રામની નામના ગવાય છે. ગીગા રામે મુત્સદ્દીગીરીથી, બુદ્ધિ-ચાતુર્યથી અને શૌર્યના રંગોથી જીવનને રંગીને ચોતરફ સુનામના પ્રસરાવી એક તવારીખ પુરૂષ તરીકે સ્થાન મેળવ્યું છે એવા અનેક સુકૃત્યો અને પ્રસંગોથી ગીરના ખુણેખુણામાં હજુપણ તેમની યશગાથા ગવાઇ રહી છે. અને આજે પણ 'ગીગા રામની ઓરડી' નામે ઓળખાતું 'ઓરડા' ગીગા રામના પ્રતાપી જીવનનો પરિચય આપી રહ્યું છે. તેની આજુબાજુ પ્રદેશના વતનીઓ તેમજ ચારણો આજે પણ એ ગીગારામની મુત્સદ્દીગીરી અને શૌર્યની કથાઓ મુક્તે કંઠે ગાઇ રહ્યા છે.

મુળ એમનું કુટુંબ નથવાણી તરીકે ઓળખાતું પણ ગીગા રામના વખતથી નગદીયા-'નગદનાણાવાળા' તરીકે પ્રચલિત બન્યું છે. આમ નગદનાણાવાળા ગીગા રામને ત્યાં સમૃધ્ધિની છોળો ઉડતી, સત્તાના સુત્રો પણ તેમણે સંભાળ્યા હતાં.

આવા આ યુગપુરૂષના વંશજ તરીકે શ્રી. મગનલાલ ભગવાનજી ડ્રેસવાળાએ અનેક સેવાકાર્યોથી જીવનને શોભાયમાન બનાવ્યું છે.

તેમનો જન્મ સં. ૧૯૬૫ માં થયો હતો ઇ. સ. ૧૯૨૩ માં તેમની આજની દુકાનની સ્થાપના થઇ. તેમણે જરૂર પડતા અભ્યાસ પછી છેક કુમળી ઉમરે આ ધંધામાં ચીત ચોડયું.

અને આજે તો રંગભૂમિ, ફીલ્મ અને એને લગતા બીજા ક્ષેત્રમાં 'મગનલાલ ભગવાનજી ડ્રેસ-વાળાના' નામનો સીક્કો પડી ગયો છે એ દુનિયામાં તેમણે ઉચ્ચતમ ઇજ્જત-આબરૂ, માન અને મોભો તેમજ ચાહના પ્રાપ્ત કરી છે. એક બાહોશ વ્યાપારી તરીકે એ ક્ષેત્રમાં તેમની યશગાથા અનેરી છે.



## શ્રી. મગનલાલ ભગવાનજી ડ્રેસવાળા

છેક નાની ઉંમરથી ખંત, હીંમત અને કંઇક નવું નવું કરવાની વૃતિથી 'શ્રી. મગનલાલ ડ્રેસવાળા પોતાના વ્યાપારમાં યશદાયી સ્થાન પ્રાપ્ત કરી શકયા છે. પરંતુ માત્ર ધંધા પુરતુંજ તેમણે જીવનને મર્યાદિત નથી બનાવ્યું, આટલાટલા ધીખતા વ્યાપાર છતાં, આટઆટલા ધમાલભર્યા ક્ષેત્ર છતાં તેઓ જ્ઞાતિસેવામાં ઉત્કટ ફાળો આપતા રહ્યા છે.

ઇ. સ. ૧૯૩૧ ના યુવક સંમેલનમાં પ્રતિનિધિ તરીકે ચુંટાઇ ગયા હતા. એ સંમેલનમાં તેમણે બજાવેલ સેવા કોઇ ભુલી શકશે નહિ. ઉંચ કેળવણી બોર્ડિંગ રજત મહોત્સવના સુઅવસરે રંજન સમિતિના પ્રમુખ તરીકે તેમણે જે શક્તિનો પરિચય કરાવ્યો છે, તે યાદગાર રહેશે. ઉપરાંત જ્ઞાતિના કોઇપણ પ્રસંગે અને કોઇપણ શાળા કોલેજના પ્રોગ્રામોમાં શ્રી. મગનલાલ ડ્રેસવાળાનો કીંમતી સહકાર, સાથ અને સહાય ન હોય એ ભાગ્યેજ બને.

તેમણે તન, મન અને ધનથી પણ જ્ઞાતિની યથાશકય સેવા બજાવી છે. સ્નેહભર્યા હૃદયથી, અને શીળા સ્વભાવથી તેમણે ચોતરફ સુવાસ પ્રસરાવી છે. તેમના હૃદયના અણુએ અણુમાં સેવાભાવના અને ધગશ દ્રષ્ટિગોચર થાય છે. તેમનો તનમનાટ, તેમની ઉત્કટતા, અને તેમની કાર્યદક્ષતા સદા સર્વદા એટલી ને એટલી જાગૃત રહે છે.

તેઓ ઘોઘારી મહાજનની મેનેજીંગ કમિટીના સભ્ય છે. અને જ્ઞાતિની લગભગ સંસ્થાઓને તેમની કીંમતી સેવા મળતી રહે છે. આટલી ઉંમરમાં આમ સર્વત્ર સેવા અપીં સુનામના મેળવવા તેઓ ભાગ્યશાળી બન્યા છે.

તેમના લઘુબંધુ શ્રી. હરીલાલ ભગવાનજી ડ્રેસવાળા પણ એવીજ ભાવના, ઉત્સાહ અને ધગશના રંગોથી રંગાયલા યુવાન છે.

તેમનો જન્મ સંવત ૧૯૭૨ માં થયો હતો. અભ્યાસ પછી વડીલ ભાઇના સહકારમાં સામેલ થયા છે. એક યુવાન તરીકે તેમના હૃદયમાં જ્ઞાતિ ઉન્નતિની ભાવના ભરી છે. લોહાણા યુવક પ્રવૃતિમાં તેમણે રસ લીધો છે. દરેક રીતે શ્રી મગનલાલભાઇને સેવા કાર્યમાં સહકાર આપતા આવ્યા છે. બન્ને ભાઈઓ પોતાના કીર્તિવંત કુટુંબની યશગાથામાં અગત્યનો ઉમેરો કરી રહ્યા છે.

## શ્રી. હરીલાલ ભગવાનજી ડ્રેસવાળા





## શ્રી. શેઠ શીવજી ધર્મસિંહ શેઠીયા

શેઠ શીવજી ધર્મસિંહ શેઠીયા કચ્છ અંજારના વતની છે. તેમનો જન્મ સંવત ૧૯૪૯ ના મહાવદ ૧૪ ના રોજ થયો હતો.

સંવત ૧૯૬૭ માં અઢાર વર્ષની ઉમરે મુંબઇ આવી તેમણે 'એસ. ડી. શેઠીયાની કું'ની સ્થાપના કરી કંતાનનો વ્યાપાર શરૂ કર્યો. તે પછી કલકત્તામાં એક જર્મન પેઢીમાં જોડાયા ઇ. સ. ૧૯૨૨ થી તેઓ મુંબઇમાં વડીલબંધુ શ્રી. શેઠ દેવચંદ ધર્મસિંહ શેઠીયા સાથે કોલસાનો જથાબંધ વ્યાપાર કરે છે. તેમની શાખા કલકત્તામાં છે. અમદાવાદ અને ભાવનગરમાં તેમની ઓફીસો છે.

કલકત્તામાં 'લોહાણા સ્વયંસેવક મંડળ'ના સેક્રેટરી હતા. બીજી તેમની સમાજસેવા પણ બહોળી છે. વીલેપાર્લે ગોકળીબાઇ હાઇ સ્કુલની મેનેજીંગ કમીટીના પ્રમુખ છે. અને સંસ્થાને અગત્યની મદદ આપતા રહે છે.

## શ્રી. શેઠ કરમશી જેઠાભાઇ

શ્રી. શેઠ કરમશીભાઇ જેઠાભાઇ સોમૈયા કચ્છ તેરાના વતની છે. તેમનો જન્મ અહમદનગરના બેલાપુરમાં સંવત ૧૯૫૮ ના અશાડ માસમાં થયો હતો.

નોન મેટ્રીક સુધી અભ્યાસ કરી વડીલોના બારદાન અને કરીયાણાના વ્યાપારમાં જોડાયા હતા.

તે પછી સંવત ૧૯૮૪ માં બેલાપુરવાળા શેઠ લછમનદાસ રામપ્રતાપ સાથે ખાંડના વેપારમાં જોડાયા અને શેઠ શોભાચંદ રામનારાયણના નામે વ્યાપાર શરૂ કર્યો. તદન નાના પાયાપર શરૂ થયેલા એ ધંધાની વૃદ્ધિ અત્યારે વિશાળ રીતે થઇ છે. આ કંપની આજે દક્ષિણ મહારાષ્ટ્રની લગભગ તમામ મીલોની સેલીંગ એજન્સી ધરાવે છે. તેમાં મુખ્ય હિસ્સો શેઠ કરમશીભાઇની કુનેહ અને જાત દેખરેખનો છે.

ગોદાવરી સુગર મીલ્સ લી. ની સ્થાપનામાં તેમનો અગ્ર હીસ્સો છે.

તેમણે કચ્છ લોહાણા સ્વયંસેવક મંડળના ઉપપ્રમુખ તરીકે એક વર્ષ સેવા બજાવી છે.



## શેઠ નાનજી કાળીદાસ સવાણી



શ્રી. શેઠ નાનજી કાળીદાસ સવાણી અમરેલીના વતની છે. તેમનો જન્મ ઇ. સ. ૧૮૯૫ના જુન માસની ૧૫મી તારીખે થયો હતો.

ગુજરાતી સાત ધોરણના અભ્યાસ પછી ઇ. સ. ૧૯૧૨ માં તેઓ આફ્રિકા ગયા હતા. ઇ. સ. ૧૯૨૦ માં મુંબઇમાં શામજી કાળીદાસના નામની કમીશન એજન્શીની શાખા ખોલી હતી.

એક બાહોશ વ્યાપારી તરીકે, તેમણે સારી સફળતા પ્રાપ્ત કરી છે. જાપાન અને ઇસ્ટ આફ્રિકામાં પણ મોટા પાયા પર તેમનો વ્યાપાર ચાલે છે. ઇ. સ. ૧૯૩૭માં તેઓ જાપાનને પ્રવાસે ગયા હતા, પાછા ફર્યા ત્યારે અમરેલીમાં લોહાણા જ્ઞાતિએ તેમનો સત્કાર કરી માનપત્ર આપ્યું હતું.

શ્રી. નાનજીભાઇ અમીર દીલના સદ્‌ગૃહસ્થ છે, તેમણે શીળીસૌજન્યતાથી સર્વત્ર સુવાસ પ્રસરાવી છે.

અમરેલી લોહાણા બોર્ડિંગ તથા બીજી સંસ્થાઓમાં અવાર નવાર મદદ કરતા રહે છે.



## શેઠ ઘેલાભાઇ સુંદરજી



卐

શ્રી. શેઠ ઘેલાભાઇ સુંદરજી કચ્છ પધરના વતની છે તેમનો જન્મ સંવત ૧૯૩૯ના આસો શુદ ૧૫ના દિને થયો હતો. ગુજરાતી તથા થોડા અંગ્રેજી અભ્યાસ પછી સંવત ૧૯૩૯ થી 'મોનજી સુંદરજી'ના નામે ચાલતી કાપડની દુકાનમાં જોડાયા છે.

કચ્છી લોહાણા જ્ઞાતિના સ્વ. શેઠ ધારશી ખેતશી ટ્રસ્ટના તેઓ ટ્રસ્ટી છે. ધી જકરીયા બજાર પીસ ગુડસ મરચન્ટસ એસોસિએશનના સ્થાપક તરીકે તેની વર્ષો સુધી સેવા બજાવી છે.

એક વ્યાપારી તરીકે તેમણે સર્વત્ર ચાહના મેળવી છે. અનેક રાજ્યો સાથે તેમને સંબંધ છે.





શેઠ મથુરાદાસ રણછોડદાસ



શેઠ

લક્ષ્મીદાસ રણછોડદાસ

સોરઠી ઘીના વ્યાપારક્ષેત્રે મ. જા. માકોવાળા મથુરાદાસ જાદવજીની અગત્યની ગણતરી છે. એ કું. વાળા શ્રી. લક્ષ્મીદાસ રણછોડદાસ ચોલેરા જાણીતા સેવાભાવી વેપારી છે.

તેઓ સંવત ૧૯૮૭ થી મુંબઇમાં વસવાટ કરે છે. અનેક સંસ્થાને અને દુઃખીઓને તેઓ વારંવાર ઉપયોગી થઇ પડે છે. હાલાઇ લોહાણા મહાજનની મેનેજીંગ કમીટીના સભ્ય છે.

તેમના વડીલ બંધુ શ્રી. મથુરાદાસે વીસાવદરમાં પાંજરાપોળની સ્થાપનામાં અગ્ર હીસ્સો આપ્યો છે. જુનાગઢ, વેરાવળ, અમરેલી વગેરે બોર્ડીંગોને અગત્યની મદદ કરી છે. ગૌસેવામાં તેમને અધિક રસ છે.



★ શેઠ શ્રીવિઠ્ઠલદાસ પુરૂષોત્તમ ★







લોહાણા વ્યાપારીઓએ દેશ-પરદેશમાં જઇ સુંદર સ્થાન પ્રાપ્ત કર્યું છે, એજ પ્રમાણે શેઠશ્રી વીઠલદાસ પુરૂષોત્તમનું નામ મેંગલોર પ્રદેશના વ્યાપારક્ષેત્રમાં કીંમતી થઇ પડયું છે. તેમણે એ પ્રદેશમાં માત્ર પોતાની નહિ, જ્ઞાતિનીજ નહિ, પણ સમસ્ત ગુજરાતી પ્રજાની ઇજ્જતઆબરૂ વધારી છે.

શ્રી. વિઠલદાસ અમરેલીના વતની છે. અમરેલીનું રતનશી ખીમાનું કુટુંબ સુપ્રસિધ્ધ છે. એ કુટુંબના તેઓ નબીરા છે. છેલ્લા વીસ-બાવીસ વર્ષથી તેઓ મેંગલોરમાં વ્યાપાર કરે છે. આજે તેમની ત્રણ દુકાનો મેંગલોરમાં ચાલે છે. મુંબઇમાં પણ તેમની પેઢી છે.

બાહોશી, ખંત અને બુદ્ધિબળથી તેમણે મેંગલોર પ્રદેશના વ્યાપારક્ષેત્રમાં અગત્યનું સ્થાન પ્રાપ્ત કર્યું છે.

★

● શેઠ જાદવજી મૂળજી ●

શ્રી. જાદવજી મૂળજી પોરબંદરના વતની છે. અને તેમની લગભગ ૬૨ વર્ષની ઉંમર છે.

નાની વયમાં મારકીટમાં નોકરીની શરૂઆત કરી, તે પછી આપમેળે આગળ વધી આજે ૩૦ વરસથી ગોળદેવળના લત્તામાં તૈયાર કપડાંની તેમની દુકાન ચાલે છે જ્ઞાતિ માટે અભિમાન રાખે છે. જ્ઞાતિસંસ્થાઓમાં, અનાથાશ્રમોમાં મોટી મદદ કરે છે.

ગુજરાત કાઠીઆવાડમાં ઠેકઠેકાણે કુવા બંધાવ્યા છે, બીજી તેમની સખાવતો ઘણી છે.

હાલાઇ લોહાણા સહાયકારી મંડળના લાઇફ મેંબર છે.



વૃદ્ધ હોવા છતાં યુવાનીભર્યા વિચારો ધરાવે છે. રાષ્ટ્ર, સમાજ અને જ્ઞાતિસંબંધીની તેઓશ્રીની ભાવના ખુબજ ઉન્નત છે.

## ★ શેઠ જમનાદાસ ખેરાજ ★

લાદી અને સીમેન્ટના વ્યાપારક્ષેત્રે તાંદુર અને શાહબાદ સ્ટોન કું. અતિ સુપ્રસિદ્ધ છે. તેના માલિક શેઠ જમનાદાસ ખેરાજ પણ એટલીજ નામના ધરાવતા સેવાભાવી આગેવાન કાર્યકર છે.

તેમનું વતન પોરબંદર પાસેનું મોઢવાડા છે. ઇ. સ. ૧૯૦૩ ના ડીસેમ્બરની ૨૧ મીના રોજ તેમનો થયો હતો. મેટ્રીક સુધીના અભ્યાસ પછી તેમણે પિતાના વ્યાપારમાં ઝંપલાવ્યું હતું. તેમની કુનેહ અને મીઠાશને કારણે આજે તેમની કંપની તેમના વ્યાપાર-ક્ષેત્રમાં મોખરે આવી ઉભી છે. તેઓ એસોસીએટ સીમેન્ટ કંપનીના મેનેજીંગ એજન્ટ પણ છે.

ઉપરાંત જ્ઞાતિસેવા માટે સદા તત્પર રહે છે. ખાનગીમાં તેમની ઘણી મદદો છે, હા. લો. મહાજનની મેનેજીંગ કમિટીના સભ્ય છે. સ્વ. ત્રિભોવન ગીરધર ચેરીટી ટ્રસ્ટના ટ્રસ્ટી છે.

## ● શેઠ ગીરધરલાલ જગજીવનદાસ તન્ના ●



[ શ્રી. હરજીવનદાસ જ. તન્ના. ]





[ શ્રી. ગીરધરલાલ જ. તન્ના. ]

શ્રી. શેઠ ગીરધરલાલ જગજીવનદાસ તન્ના જુનાગઢના વતની છે. તેમની ઉંમર ૫૫ વર્ષની છે.

મુંબઇમાં તેઓ સીડઝનો મોટા પાયા પર વેપાર કરે છે. સીડઝ એસોસિએશનના ડાયરેકટર છે.

તેમણે વિદ્યાદાનમાં અગત્યનો ફાળો આપ્યો છે. જુનાગઢમાં હાયર એજ્યુકેશન લો. વિ. ભુવન રૂા. ૨૫૦૦ ના ખર્ચે સ્થાપ્યું હતું. તે સંવત ૧૯૯૧ થી તે માધ્યમિક ભુવન સાથે સાંધી. તેમાં તેમના પિતાશ્રી જગજીવનદાસ પુંજાભાઇનું નામ જોડાયું છે. શેઠશ્રી ગીરધરલાલભાઇએ તે વખતે પણ રૂા. દશ હજાર આપ્યા હતા. ઉપરાંત જગજીવનદાસ પુંજાભાઇ લોહાણા નિરાશ્રિત ફંડમાં રૂા. દશ હજારની રકમ આપેલ છે. તેઓ હાલાઇ લોહાણા મહાજનમેનેજીંગ કમિટીના સભ્ય છે.

તેમના વડીલ બંધુ શ્રી. શેઠ હરજીવનદાસ પણ એવાજ ઉદાર દીલના છે. હાલમાં તેઓ જુનાગઢ રહે છે.





## શેઠ ગોવીંદદાસ કુબેરદાસ

શ્રી. ગોવિંદદાસ કુબેરદાસ ભાવનગરના વતની છે. તેમની ઉંમર ૫૦ વર્ષની છે.

મુંબઈમાં વીસ વર્ષથી રૂની દલાલીનો ધીખતો ધંધો ચલાવી રહ્યા છે.

તેમની ખાનગી મદદો બહોળા પ્રમાણમાં છે. ઘોઘેરામાં તેમણે રૂા. ૨૫૦૦ ના ખર્ચે પોતાના નામે એક કુવો બંધાવી આપ્યો છે.



## શેઠ હરગોવિંદદાસ ભવાનભાઈ કોટક

શ્રી. હરગોવિંદદાસ ભવાનભાઈ કોટકનો જન્મ ઈ. સ. ૧૮૮૦ માં રાજકોટમાં થયો હતો.

બી. એ. થયા પછી તેમણે વ્યાપારક્ષેત્ર પસંદ કર્યું હતું. ઈ. સ. ૧૯૧૮ થી શેઠ ખીમજી વિશ્રામની પેઢીમાં ભાગીદાર હતા, ઈ. સ ૧૯૨૭ થી રૂના વ્યાપાર માટે કોટક કું. ની સ્થાપના કરી. તે આજે ફાલીફુલી છે. કરાંચી, ઓસિકા (જાપાન) શાંઘાઈ (ચિન) ઈંગ્લેંડ વગેરે દેશોમાં તેની શાખાઓ છે.

ઉપરાંત વ્યાપારક્ષેત્રે ગોદાવરી સુગર મીલ્સના ચેરમેન છે. જ્ઞાતિના સેવાક્ષેત્રે પણ તેમનો હિસ્સો છે. દામોદર ઓધવજી ધર્માદા ટ્રસ્ટના ટ્રસ્ટી છે.



## શેઠ માવજી મુળજી શેઠીયા

શેઠ માવજી મૂળજી શેઠીયા કચ્છ અંજારના વતની છે. તેમનો જન્મ ઈ. સ. ૧૮૯૩ ના ડીસેંબર માસની ૨૭ મી તારીખે થયો હતો.

મુંબઈ આવી મેવાની ફેરી શરૂ કરી હતી. તે પછી થોડો વખત નોકરી કર્યા પછી મેવાની દુકાન શરૂ કરી, આજે તો મુંબઈમાં તેમની ૭ ૭ મેવાની દુકાનો ચાલે છે.

તદ્દન ગરીબીમાંથી ધન મેળવીને તેમણે ધનનો સુંદર ઉપયોગ કરવા માંડયો છે. પોતાના વતનમાં રૂ. ૧૨૦૦ ના ખરચે એક નિવાસગૃહ બંધાવી તેમાં માસિક માત્ર એક આનાના ભાડે રૂમો અપાય છે. રૂ. ૧૨૦૦ ગરીબોને અનાજ અને કપડાં માટે આપ્યા છે. દુકાનની આવકમાંથી ૨૫ ટકા ગરીબોને વહેંચવાનો તેમણે નિર્ણય કર્યો છે.







શેઠ માવજી મુળજી શેઠીયા

શેઠ વેરસી મીઠાભાઈ

## શ્રી. ગોકળદાસ વસનજી

શ્રી. શેઠ ગોકળદાસ વસનજી જામખંભાળીયાના વતની છે. સંવત ૧૯૪૮ ના અષાડ સદી ૫ ના દીને તેમનો જન્મ થયો હતો.

મુંબઈમાં નોકરીથી શરૂઆત કરી આપબળે આગળ વધી આજે તેમની કાપડની દુકાન ચાલે છે. ઉપરાંત સેવાક્ષેત્રમાં ફાળો આપતા રહે છે. હાલાઇ લોહાણા બાળાશ્રમના સેક્રેટરી છે. ★

## ❀ શ્રી. ઠાકરશી નરશી ❀

શ્રી. ઠાકરસી નરસી કોઠારી કચ્છ વીરાણીના વતની છે. તેમનો જન્મ સંવત ૧૯૬૪ ના પોષ શુદ ૭ ના દિને થયો હતો.

મુંબઈમાં આવી બે વરસ કાપડના ધંધામાં ભાગીદારી કરી. આજે તેમની સ્વતંત્ર દુકાન ચાલે છે.

કચ્છ લોહાણા સ્વયંસેવક મંડળની મેનેજીંગ કમિટીના સભ્ય છે.

## શ્રી. હરીદાસ જીસનભાઇ

શ્રી. હરીદાસ જીવનભાઇ જુનાગઢ તાબાના શાહપુર ગામ ના વતની છે. તેમનો જન્મ જન્મ સંવત ૧૯૪૪ ના ભાદરવા વદ ૧૧ના દિને થયો હતો.

ઇ. સ. ૧૯૨૩થી દાદાફોન કું. ના નામે તેમનો ગ્રામોફોનનો વ્યાપાર ચાલે છે.



## શ્રી. મોહનલાલ પિતાંબર

શ્રી. મોહનલાલ પીતાંબર અમરેલીના વતની છે. તેમની ઉંમર ૫૦ વર્ષની છે.

મુંબઇમાં નોકરીથી શરૂઆત કરી હતી, તેમની એન. એમ. ઠક્કરના નામે ચાલતી પુસ્તકોની દુકાન જાણીતી છે.

શ્રી. શેઠ વેરસી મીઠાભાઇ જુનાગઢ પાસેના અમીપરના વતની છે. તેમની ઉંમર ૪૫ વર્ષની છે.

ઇ. સ. ૧૯૭૨ થી તેમણે કાપડનો વેપાર મુંબઇમાં શરૂ કર્યો. અને તૈયાર કાપડના સ્ટોર્સમાં તેમના 'જે. વી. ઠક્કર' ના નામે ઓળખાતા સ્ટોર્સની કીર્તિ ઉજ્વળ છે.

જ્ઞાતિસેવામાં તનમન–ધનથી સેવા આપે છે. વેરાવળ બોર્ડિંગમાં તેમણે રૂ. એક હજાર આપ્યા છે, ઉપરાંત સૌરાષ્ટ્ર લોહાણા મિત્રમંડળના આગેવાન સભ્ય છે. હાલાઇ લોહાણા મહાજનના મેનેજીંગ કમીટીના મેમ્બરછે. તેમજ રેડીમેડ કાપડ સ્ટોર્સ એસોસિએશનના પ્રમુખ છે.




## "બાળકોનું નિવાસગૃહ"

૧ મમ્માબાઈ ગુજરાતી શાળા.
૨ ગુજરાતી ભણતા બાળકોને રહેવાની જગ્યા.
૩ બાળકોને સુવાની જગ્યા.
૪-૫-૬ સંધ્યાવંદન તથા પ્રાર્થનાનો ઓરડો.
૭ સુપ્રીન્ટેન્ડન્ટની ઓફીસ (કેબીન)
૮ થી ૧૨ સુપ્રીન્ટેન્ડન્ટ, માસ્તર, તથા બીજા સ્ટાફને રહેવાની જગ્યા.
૧૩ વધારાના સામાનની ઓરડી. ૧૪ મંદીર.
૧૫ ઘાટીની ઓરડી. ૧૬ ધોબીની ઓરડી.
૧૭ નળ સંડાસ ૧૮ ભોજનશાળા. ૧૯-૨૦ રસોડું.




ELEVATION

૨૧ સરપણ રાખવાની જગ્યા. ૨૨ કસરત શાળા
૨૩ ઓફીસ. ૨૪ કોઠાર.
૨૫ બીમાર વિદ્યાર્થીઓને રાખવાની જગ્યા.
૨૬ ઇંગ્રેજી ભણતા વિદ્યાર્થીઓને રહેવાની જગ્યા.
૨૭ રમવાની જગ્યા. ૨૮ નળ સંડાસ
૨૯ થી ૩૪ બંગલાની દુકાનો.

Architects And Civil Egineers,
114 Cawasji Patel Street, Fort;
BOMBAY.

[રણછોડદાસ ચત્રભૂજ કચ્છી લોહાણા બાળાશ્રમનો નકશો.]

# બેજીસ........લોકેટ........બીલ્લા

| | | |
|---|---|---|
| આકર્ષક | | ઉત્તમ |
| ડીઝાઇન | | કામ, |
| અદ્ભુત | | મધ્યમ |
| ચળકાટ | | દામ. |




યુનીયન, એસોસીએશન, સેવામંડળ, યુવકસંઘ, પરિષદ, સંમેલન વગેરેના સ્વયંસેવક, પ્રતિનિધી, મેમ્બર, સ્વાગત સભાસદ વગેરેના તેમજ મોનીટર, પ્રીફેક્ટ, બોય સ્કાઉટસ, ગર્લ ગાઇડ વગેરેના સ્કુલ બેજીસ-લોકેટસ-બીલ્લા વ્યાજબી ભાવે વખતસર બનાવી આપતું આખા હિંદુસ્તાનમાં પ્રખ્યાત થયેલું માત્ર એકજ જુનું જાણીતું કારખાનું:-

## એમ. જી. કોટેચા એન્ડ બ્રધર્સ,

માલીક:-મોરારજી જી. કોટેચા (ગોલ્ડ મેડલીસ્ટ)

સેન્ડહર્સ્ટ રોડ, પારેખ હોસ્પીટલ સામે, મુંબઇ નં. ૪.

ત્રીરંગી સુચીપત્ર મફત મેળવવા માટે લખો:

---

નોંધ:—બેજીસ માટે રાજા મહારાજાઓ તરફથી તથા અનેક પ્રદર્શનોમાંથી સોનારૂપાના ચાંદો તેમજ ઉંચા અભિપ્રાયો મળેલ છે. ઓલ ઇન્ડીયા કોંગ્રેસ ગોલ્ડન જ્યુબીલીના ૫૦૦૦૦ તેમજ મહુંમ શહેનશાહની સીલ્વર જ્યુબીલીના ૧૩૪૦૦૦ તથા શહેનશાહ જ્યોર્જ ૬ ઠા ના રાજ્યારોહણના ૨૨૨૫૦ બેજીસનું કામ સંતોષકારક રીતે પુરૂં કરવા માટે પ્રમાણપત્રો મળેલ છે.

## ટ્રસ્ટ ફંડો

[ પૃષ્ઠ ૬૪ થી ચાલુ ]

**શ્રીમતિ હરખબાઈ (તે શેઠ રણછોડદાસ હીરજીના માતુશ્રીનું) ટ્રસ્ટ.**

અત્રે સસ્તા ભાડાનાં ભવન (માળા) અર્થે.

●

**શ્રીમતિ આઇરબાઇ તે શ્રીમાન વાઘજી ઠાકરસી કોઠારી કચ્છ કોટડા (રોહા) વાળા ટ્રસ્ટ.**

અત્રે વિધવાઓને સહાયતા આપવા અર્થે.

●

**શ્રીમતિ મોંઘીબાઇ (તે શેઠ ધારસી નાનજીની પુત્રી) ટ્રસ્ટ.**

●

**શ્રીમતિ પાર્વતીબાઈ (તે નારણદાસ કાનજી એલચીવાલા ગામ મસ્કાવાળાના પુત્રી) ટ્રસ્ટ.**

અત્રે માંડવી મધ્યેનાં હિંદુ પુસ્તકાલય તથા વાંચનાલય વગેરે અર્થે.

●

**શેઠ કેશવજી દામજી અને શેઠ ચનાભાઇ પેરાજના માતુશ્રી લક્ષ્મીબાઇ ટ્રસ્ટ.**

[એ બન્ને શ્રીમાનોની માતુશ્રીઓના નામ લક્ષ્મીબાઇ હતા. વળી શ્રીમાન શેઠ ચનાભાઇના ધર્મપત્નિનું નામ પણ લક્ષ્મીબાઇ હતું]

(૧) વડગાદી ઔષધાલય (૨) તથા વડગાદી લોહાણા પ્રસુતિગૃહ અર્થે.

●

**શ્રીમતી પ્રેમાબાઇ ટ્રસ્ટ.**

અત્રે જ્ઞાતિના વિદ્યાર્થીઓને શિષ્યવૃત્તિઓ (સ્કોલરશીપો) આપવા અર્થે.

●

**શ્રીમતિ દેવકાબાઇ (તે શેઠ હેમરાજ વેલજીના વિધવા) ટ્રસ્ટ.**

નાશીકમાં વિધવાશ્રમ સ્થાપવા અર્થે.

●

**શ્રીમતિ મોરાબાઇ (તે શ્રીમાન ભૂલચંદના ધર્મપત્નિ) લખપતવાળા ટ્રસ્ટ.**

શુભ કાર્યો અર્થે.

●

**શ્રીમતિ જમનાબાઇ તથા શ્રીમતી સુંદરબાઇ (તે શ્રીમાન જેઠાભાઈ ભૂલચંદના કુટુંબી) ટ્રસ્ટ.**

લખપતમાં કન્યાશાળા માટે.

●

**શ્રીમતિ ધીરબાઇ (તે શ્રીમાન તેજપાલ જેઠાભાઇના ધર્મપત્નિ) કચ્છ માંડવી સાર્વજનિક હિન્દુ બાળાશ્રમ ટ્રસ્ટ.**

●

**શ્રીમતિ મમીબાઇ (તે શેઠ ચનાભાઇ ટોપણના વિધવા) મસ્કાવાળા ટ્રસ્ટ.**

●

મસ્કા મંદિર અર્થે.

●

**શ્રીમતિ સુંદરાબાઇ સરસ્વતિ કન્યાશાળા ટ્રસ્ટ.**

કચ્છ ભુજમાંની કન્યાશાળા અર્થે.

●

**માતુશ્રી રાજબાઇ શેઠીઆ તથા માતુશ્રી મેંઘીબાઇ મજીઠીઆ લોહાણા કન્યાશાળા અંજાર (કચ્છ) ટ્રસ્ટ.**

●

ટીપ્પણઃ—આ કન્યાશાળાનું ભવ્યભવન શ્રીમાન શેઠ ખેચરદાસ ગોવિંદજીવાળા તરફથી બંધાવી આપવામાં આવ્યું છે.

●

**શ્રીમતી કોરબાઇ (તે શેઠ ખીમજી નાગજી કોઠારી કોટડા (ચુમરી રોહા)વાળાના માતુશ્રી ટ્રસ્ટ.**

(૧) કચ્છ મધ્યે વિધવાઓને સહાયતા આપવા માટે, (૨) અને કચ્છ મધ્યે અશક્ત જ્ઞાતિજનોને સહાયતા આપવાના લોહાણા સહાયકારી કાર્ય અર્થે.

●

**શ્રીમતિ ગંગાબાઇ (તે શેઠ પ્રેમજી હરજીના વિધવા) અંજારવાળા ટ્રસ્ટ.**

●

કચ્છ અંજારમાં ઔષધાલય ચલાવવા વગેરે અર્થે.

●

**શ્રીમતિ રાધાબાઇ (તે શ્રીમાન શેઠ તુલસીદાસ કુંવરજીનાં વિધવા) તુંબાવાળા ટ્રસ્ટ.**

ટીપ્પણુઃ–આ ટ્રસ્ટને અંગે રૂ. ૧૫૦૦૦૦ (એક લાખ પચાસ હજાર) શ્રી કચ્છી લોહાણા જ્ઞાતિને કેળવણીમાં આગળ વધારવા અર્થે અને અમુક ભાગ ભારત સેવાશ્રમને સહાયતા આપવા અર્થે નિર્માણ થયેલ છે.

*

**શ્રીમતિ ગોદાવરીબાઇ (તે શેઠ જીવણદાસ ચત્રભુજનાં વિધવા) મસ્કાવાળા ટ્રસ્ટ**

(૧) કચ્છ ભાડ પ્રગરાણામાં એક ઔષધાલય સ્થાપવા અર્થે, (૨) અને મસ્કામાં કુતરાઓને રોટલા વગેરે જીવદયાના કાર્યો અર્થે.

*

**શ્રીમતિ માનબાઇ (તે શેઠ તુલસીદાસ પ્રેમજી લાકડવાળાના વિધવા) ખેંભડીવાળા ટ્રસ્ટ**

કચ્છ ખેંભડીનાં કન્યાશાળા કરવા વગેરે અર્થે.

*

**શ્રીમતિ વેલબાઇ (તે શેઠ કાનજી જાદવજી મોનાણીનાં વિધવા) કોટડીવાળા આરોગ્ય ભુવન (મુલુંડ) ટ્રસ્ટ.**

ટિપ્પણુઃ–

આ બાઇની સખાવતો ઘણી જાહેરી છે દાનેશ્વરી પતિને પગલે ચાલી એ બાઇએ દાનેશ્વરીપણામાં ભલભલા ધનપતિઓને આશ્ચર્ય મુગ્ધ કરી દીધા છે.

*

## શ્રી કચ્છી લોહાણાઓની મુંબઇ યુનિવર્સિટિને ભેટ થયેલી રકમોનાં ફંડ–ખાતાઓની યાદી.

**રા. બ. શેઠ કરમસી દામજી જે. પી. કચ્છી લોહાણા સ્કોલરશીપ ફંડ–ખાતું.**

દર વર્ષે મેટ્રીકની લેવાતી પરીક્ષામાં જે કચ્છી લોહાણા વિદ્યાર્થીઓ બેસે તેઓમાંથી જે વધુ ગુણે (માર્ક્સ) પાસ થાય તેને તેનો પોતાનો અભ્યાસ આગળ વધારે તો માસ ૧૨ પર્યંત દર માસે અમુક રૂપિયાની શિષ્યવૃત્તિ આપવા માટે.

*

**શેઠ તુલસીદાસ સુરજી (રોહાવાળા) સ્મારક ફંડ ખાતું.**

*

**શેઠ વિસનજી માધવજી કચ્છ ગઢસીસાવાળા સ્મારક ફંડ ખાતું.**

ગુજરાતી વ્યાખ્યાનમાળા અર્થે.

*

**શ્રીમાન લીલાધર ટોપણ કોઠારી તથા નાગજી વિશ્રામ કોઠારી કોટડા (સુમરીરોહા) વાળા સ્મારક ફંડ ખાતું.**

પુનાની ડક્કન કોલેજને.

ટિપ્પણુઃ–

મુંબઇ યુનિવર્સિટિને ડેક્કન કોલેજમાં એવી રીતે સ્થાપિત થયેલાં સ્મારક ફંડ ખાતા લગભગ રૂા. ૨૦૦૦૦૦ (બેલાખ)ની રકમ જેટલાં છે.

*

**શ્રી કચ્છી લોહાણાઓ તરફથી સર હરકીસનદાસ હિંદુ હોસ્પિટલ ટ્રસ્ટ તથા શ્રીમતિ જમનાબાઇ નાયર હોસ્પિટલ ટ્રસ્ટને તેના કાયમ ફંડમાં રકમો ભરી સ્થાપિત કરવામાં આવેલા સ્મારક ખાતાઓની યાદી.**

**સર હરકીસનદાસ હોસ્પિટલમાં**

(૧) શ્રીમાન શેઠ કાનજી જાદવજી મોનાણી (કચ્છ કોટડી મહાદેવપુરીવાળા) સ્મારક ફંડ ખાતું. હસ્તે તેમના વિધવા ગંગાસ્વરૂપ વેલબાઇ.

(૨) શેઠ તુલસીદાસ કુંવરજી તુંબાવાળા સ્મારક ફંડ ખાતું. હા. તેમના વિધવા ગંગાસ્વરૂપ રાધાબાઇ.

*

**શ્રીમતિ લક્ષ્મીબાઇ (તે શેઠ પ્રાગજી દયાળ હરિયાણીના ધર્મપત્નિ (સ્મારક ફંડખાતું.**

હા. શેઠ પ્રાગજી દયાળ હરિયાણી.

*

શ્રીમતિ જમનાબાઇ નાયર હોસ્પીટલને.
શ્રીમાન લીલાધર ટોપણ કોઠારી અને નાગજી વિશ્રામ કોઠારી (કોટડા સુમરીરોહાવાળા) સ્મારક ફંડખાતું.
હા. શ્રી મોતીરામ તથા ઠાકરસી વાઘજી કોઠારી તથા ખીમજી નાગજી કોઠારી.

ટિપ્પણ–પ્રસ્તુત બન્ને હોસ્પીટલમાં એવી રીતે ભરવામાં આવેલ રકમો લગભગ રૂા. ૨૦૦૦૦૦ બે લાખ) જેટલી છે.

*

શ્રી કચ્છી લોહાણાઓનાં અન્ય જાતિય સંસ્થાઓમાંનાં સ્મારક ખાતાઓમાંનાં કેટલાક સ્મારક ખાતાઓની પ્રાથમિક માટે.

રા. બ. શ્રીમાન કેશવજી નથુ સેલર જે. પી. સ્મારક ફંડ ખાતું લેડી નોર્થ કોટ. હિંદુ ઓર્ફનેજ કે. એન. સેલર પ્રિન્ટીંગ પ્રેસના નામથી.

*

શ્રીમતિ લક્ષ્મીબાઇ (તે શેઠ પ્રાગજી હરિયાણીના ધર્મપત્નિ) સ્મારક ફંડ ખાતું હા. શેઠ પ્રાગજી દયાળ હરિયાણી.
ગુજરાતી ઓ મંડળ ટ્રસ્ટમાં.

*

શ્રીમતિ લક્ષ્મીબાઇ (તે શેઠ પ્રાગજી દયાલ હરિયાણીના ધર્મ પત્નિ) સ્મારકખાતું હસ્તે શેઠ પ્રાગજી દયાળ હરિયાણી જીવદયા મંડળી ટ્રસ્ટમાં.

*

શ્રી કચ્છી લોહાણાદાન શુરોના આવા સ્મારક ફંડ ખાતાં અત્ર-તત્રની કઈ ધાર્મિક જાતિય અને જ્ઞાતિય સંસ્થાઓમાં પુષ્કળ છે–અનેક છે.

*

જ્યાં જ્યાં વસે વીર રઘુવંશી
ત્યાં ત્યાં તેનાં ઝળહળ્યાં ધર્મ–કાર્ય.
(શિવદાસ).

શ્રી મુંબઇ નિવાસી કચ્છી લોહાણા દાનશુરોએ કરાંચી મધ્યેની શ્રી કચ્છી લોહાણા જ્ઞાતિ હિતાર્થે તથા ત્રિવેણી જ્ઞાતિ હિતાર્થે તથા ખાસ કરીને અત્રેની ત્રિવેણી જ્ઞાતિ હિતાર્થે તેમજ ગુજરાત-કાઠીઆવાડ મધ્યેની ત્રિવેણી જ્ઞાતિ હિતાર્થે જે સંસ્થાઓ સ્થાપિત કરવામાં મોટા પ્રમાણમાં નાણા ભર્યા છે તથા અગ્રગણ્ય ભાગ ભજવ્યો છે તે સંસ્થાઓ તથા તેના ટ્રસ્ટોની પ્રાથમિક યાદી.

શ્રીમતિ લક્ષ્મીબાઇ (તે શ્રીમાન ચનાભાઈ પેરાજના ધર્મપત્ની) કચ્છી લોહાણા બાળાશ્રમ ટ્રસ્ટ કરાંચી.

ટિપ્પણ–આ બાળાશ્રમને શ્રીમાન વીરજીભાઇ પેરાજે રૂા. ૩૭૫૦૦ (સાડી સડત્રીસ હજાર) ખર્ચીને બંગલા પણ બંધાવી આપેલ છે.

*

શ્રીમાન દેવધરભાઇ પ્રાગજી, કાનજીભાઇ પ્રાગજી, આણંદજી એચર, અને વીરજીભાઇ પેરાજ લોહાણા સ્ત્રી હુન્નર-ઉદ્યોગશાળા ટ્રસ્ટ-કરાંચી.

ટિપ્પણ–આ સંસ્થા શ્રીમાન વીરજીભાઇ પેરાજના અગ્રેસર પણા થકી સ્થપાયલી છે વળી તે બાદ તેમણે (શ્રીમાન વીરજીભાઇ પેરાજે) રૂા. ૧૫૦૦૦)

(પંદર હજારનાં ખર્ચે આ સંસ્થાને ભવ્ય ભવન પણ બંધાવી આપ્યું છે. તથી એ ટ્રસ્ટને આ યાદીમાં સ્થાન આપ્યું છે.

*

**શેઠ નારણજી ઈબજી તથા ભુરચંદ મેઘજી ઉંચી કેળવણી સંસ્થા ટ્રસ્ટ.**

*

**શ્રીમાન દામોદરદાસ ભગવાનદાસ મંવાણી, ગોકુળદાસ પેરાજ, ચનાબાઈ પેરાજ, પ્રેમજી શુરજી, તથા નાથાભાઇ આશારામ વડોદરા (મહીરેવા) લોહાણા બોર્ડિંગ ટ્રસ્ટ.**

ટિપ્પણઃ-

આ બોર્ડિંગનું ભવ્યભવન "પાર્વતી ભવન" શ્રીમાન વીરજીભાઇ પેરાજે પોતાના સ્વર્ગસ્થ પુત્ર ગોકળદાસના સદ્ગત વિધવાના નામથી બંધાવી આપ્યું છે.

*

**શ્રી અમરેલી લોહાણા બોર્ડિંગ ટ્રસ્ટ**

ટિપ્પણઃ-

આ સંસ્થા શ્રીમાન વીરજીભાઇ પેરાજ તરફથી સ્થાપિત કરવામાં આવેલી છે.

*

**શ્રીમતી જમનાબાઇ (તે શ્રીમાન વીરજીભાઇ પેરાજના પહેલા ધર્મપત્નિ) અમરેલી શ્રી હુન્નર ઉદ્યોગશાળા ટ્રસ્ટ.**

ટિપ્પણ-આ સંસ્થા તો શ્રીમાન વીરજીભાઇ પેરાજે એકલે હાથે ઉભી કરી છે. એનાં ફંડની અંદર પાછળથી માણજી વડેરા (દિવાન સર મનુભાઇએ રૂા. ૧૦૦૦) ભર્યા છે, એટલે તે સિવાયનું સઘળું ફંડ શ્રીમાન વીરજીભાઇના નાણાંનું છે.

વળી એ સંસ્થાને શ્રીમાન વીરજીભાઇ પેરાજે પોતાની ધર્મપત્નિના નામથી "ચનબાઇ ભવન" પણ રૂા. ૧૫૦૦૦) ના ખર્ચે બાંધી આપેલ છે.

*

**શ્રી જુનાગઢ લોહાણા બોર્ડિંગ ટ્રસ્ટ.**

*

**શ્રી દ્વારકા લોહાણા બોર્ડિંગ ટ્રસ્ટ.**

ટિપ્પણ-આ બોર્ડિંગ શ્રીમાન ચનાબાઇ મા વીરજી પેરાજના અગ્રેસરપણા થકી સ્થપાયેલી છે તથા તેનું ભવ્ય ભવન શ્રીમાન વીરજીભાઇ પેરાજે રૂા. ૧૪૦૦૦) (ચૌદ હજાર ના ખર્ચે બંધાવી આપ્યું છે.

*

આ ઉપરાંત ગુજરાત તથા કાઠીઆવાડમાં કુંઇ લોહાણા બોર્ડિંગો આદિ સંસ્થાઓ ખાસ કરીને કચ્છી લોહાણા દાનશૂરા પૈકી શ્રીમાન શેઠ ચનાભાઇ પેરાજ તથા વીરજીભાઇ પેરાજના અગ્રેસરપણા થકી સ્થપાઇ છે કે જેનાં ફંડોમાં એમણે મોટી રકમો ભરી છે, કઇ સંસ્થાઓને એમણે ભવ્યભવનો બંધાવી આપીને તેમને સદર સ્થિતિવાન બનાવી દીધી છે અને આવી કઇ સંસ્થાઓ એમના કુટુંબની દેવીઓના નામથી પણ વિભૂષિત થએલી છે.

વળી પ્રસંગોચિત્ત જણાવવાનું કે સમગ્ર લોહાણા ક્રતિની એવી ભાગ્યેજ કોઇ સંસ્થા હશે જેમાં એ દાનવીર બંધુઓ તરફથી ચુપાચુપપણે ઉદારતાપુર્વક નાણું ભેટ થયું ન હોય.

**શ્રી કચ્છી લોહાણા દાનશુરા ખાસ સહાયતાના સ્થપાયલી કેટલીક જ્ઞાતિય અને સાર્વજનિક સંસ્થાઓ કિંવા ટ્રસ્ટોની પ્રાથમિક યાદી.**

**શેઠ પેરાજ પદમસી કન્યાશાળા (વડગાદી) ટ્રસ્ટ.**

નોંધ-આ કન્યાશાળા પાછળથી મુંબઇ મ્યુનીસીપલ સ્કુલ કમિટિને સુપ્રત કરી દેવામા આવેલા છે.

*

**શેઠ પરષોત્તમ જાદવજી મોનાણી ગામ કોટડી-વાળા ટ્રસ્ટ**

મુલુંડ ઔષધાલયનું

નોંધઃ-

આ ઔષધાલય ત્યાંની લોકલ બોર્ડને સોંપી આપવામાં આવ્યું છે.

*

**કલકત્તા ગુજરાતી એંગ્લો વર્નાક્યુલર સ્કુલ ટ્રસ્ટ**

ટિપ્પણઃ-આ સંસ્થાને શ્રીમાન શેઠ જેઠાભાઇ

મુદ્દલ રૂ. ૧૫૦૦૦૦) (એક લાખ પંચાસ હજાર નું દાન કરી તેની સ્થાપના કરી તેની સ્થાપના કરાવી હતી.

**શેઠ ખીમજી દલાલ સ્મારક ફંડ ટ્રસ્ટ**

વ્યાપારિક કેળવણીના વિદ્યાર્થીઓની શિષ્યવૃત્તિઓ અર્થે.

*

**શેઠ મુલજી ખેરાજ અને શાહ શામજી દેવરાજ ટ્રસ્ટ.**

*

**ગઢસીસા (કચ્છ)માં ઔષધાલય અર્થે.**

*

**શ્રી મસ્કા (કચ્છ) રાજગોર બોર્ડિંગ ટ્રસ્ટ.**

*

ટીપ્પણઃ—આ ટ્રસ્ટ ફંડમાં અર્ધા ભાગનાં પૈસા શ્રીમાન કારાભાઇ હીરજી તરફનાં ભરાયલા છે અને અર્ધા ભાગના નાખ્યા રાજગોર વર્ગે ભરેલા છે.

*

**શ્રીમાન ખીમજી દયાળ જોડીઆવાળા જોડીયા સ્કૂલ ફંડખાતું.**

ટિપ્પણ—આ સ્કૂલ જામનગર રાજ્યને સોંપી આપવામાં આવેલા છે.

* જોડીઆના જ્ઞાતિબંધુઓ કચ્છી લોહાણા તરીકેજ ઓળખાય છે તથા તેઓમાંનાં ઘણાંના નિવાસીઓ શ્રી કચ્છી લોહાણા એતદ્ મહાજનમાંજ જોડાયલા છે.

*

**શ્રીમાન ખીમજી દયાળ જોડીઆવાળા જોડીયા કન્યાશાળા ફંડ ખાતું.**

ટિપ્પણ—આ કન્યાશાળા જામનગર રાજ્યને સોંપી આપવામાં આવેલ છે.

*

**વીસાવદર ઔષધાલય ટ્રસ્ટ.**

**કચ્છ વાંઢાય ઇશ્વરનગર ગુરૂકુલ ટ્રસ્ટ.**

*

નોંધઃ—આ યદી પુછપરછ વગેરેથી બનાવવામાં આવી છે. અને તે સંપૂર્ણ હોવાનો દાવો નથી. તેમજ ભૂલચૂક હોવાનો પણ સંભવ છે. પરતુ બીજી આવૃત્તિ વખતે ભૂલચુક સુધારી-અની શકશે તેટલી રીતે સંપૂર્ણ બનાવવા અમે ઉત્સુક છીએ. જે જે ખામીઓ દેખાય તે મને જણાવવા વિનંતી છે.

**શીવદાસ આંબીદાસ ઠક્કર.**

★

**ઃ ભૂતકાળના બે જ્વલંત ફંડ ઃ**

# ઘોઘારી લોહાણા શુભેચ્છક મંડળ
# અને
# ઘોઘારી લોહાણા મિત્રમંડળ

સંવત ૧૯૭૫-૭૬ ના અરસામાં શ્રી ઘોઘારી લોહાણા શુભેચ્છક મંડળ નામે નાગશ્રીનં ફંડ શા. દામોદરદાસ ભગવાનદાસ આથાણી, શા. ધનજી ગોપાળજી આથાણી અને શા. મોરલીધર કરશનદાસ સોઢા એઓએ બીજા ભાઇઓની સહાયતાથી શરૂ કર્યું. મુંબઇમાં તેમજ મુંબઇ બહાર વસતાં જ્ઞાનભાઇઓને અનાજ અને લુગડાંની મદદ આ ફંડમાંથી વરસો સુધી આપવામાં આવી છે. સાથે સ્થાનના ભાઇઓએ દુષ્કાળ જેવા વખતે ઘણી સારી રીતે ફંડના પ્રમાણમાં બહુ સારી સેવા કરી છે આ ફંડની વ્યવસ્થા છેવટે શા કલ્યાણદાસ મોરલીધર કરસન સોઢા એઓ કરતાં હતાં. આ ફંડની રકમ અનંતવાળા સુખડવાળા લોહાણા બાળાશ્રમને સોંપી દેવામાં આવી છે, ત્યારે ઘોઘારી જ્ઞાતિમાં એવા ફંડની મોટી જરૂર ઉભી છે.

**ઘોઘારી લોહાણા મિત્રમંડળ**

સંવત ૧૯૪૦-૪૧ ના અરસામાં એટલે આશરે પંચાવન વરસ ઉપર શા. ધનજી ગોપાળજી શા. નારણદાસ કલ્યાણજી ઠક્કર. શા. દામોદર હં. જી મણીલાલ શા મુળજી હરખજી વાઘાણી. શા જેરામ ગોકળભાઇ દરાવાળા અને શા. દરીદાસ લલ્લુભાઇ આથાણી એઓએ એક કેળવણી ફંડ ઘોઘારી લોહાણા મિત્રમંડળ એ નામે સ્થાપ્યું. તે વખતનાં કેળવણી તરફ લોકોનું ધ્યાન ખેંચવાની શરૂઆત હતી. ગામ પણ ઉત્સાહી બાળકોને માટે આવા ફંડની બહુજ જરૂર હતી. અંગ્રેજી કેળવણીમાં શ્રી અને પુસ્તકો પૈ જરૂરીઆતવાળાને સહાયરૂપ થવા માટે આ મંડળે

કામ શરૂ કર્યું. સંવત ૧૯૯૪ સુધીમાં લગભગ ૫૩ વરસ સુધીમાં આ સંસ્થાએ બહુજ ઉમદા સેવા કરી છે. ઘોઘારી જ્ઞાતિમાં સેંકડો વિદ્યાર્થીઓ આ સંસ્થાની મદદથી ડીગ્રી મેળવી શક્યા છે અને આજે ઘણાખરા તેમાંના સારી સ્થિતીમાં છે. પરંતુ સ્થાપકો દુન્યામાંથી અદૃશ્ય થતાં સંભાળ અને ફંડ ચાલુ રાખી શકશે કે નહિ એવી મુશીબત જે વખતે હતી તે વખતે ડા. હરીદાસ વલ્લભદાસ ભાયાણીએ પોતાનો આત્મા આ સંસ્થામાં આ સંસ્થામાં રેડયો. વયોવૃદ્ધ હોવા છતાં ઘરની કાળજી ન કરતાં આ સંસ્થાની કાળજી કરી; બહુજ ઉત્તમ પ્રકારે વ્યવસ્થા કરી એક પાઈ પણ ગેરવાજબી ન ખરચાય તે માટે સંસ્થાને કામે જ્યાં જ્યાં જવું પડે ત્યાં ત્યાં ચાલીને અગર પોતાને ખરચે તેઓએ સેવા બજાવી છે. જ્ઞાતિને કમનસીબે આ ફંડનો ઝગડો ગયા વરસમાં કોર્ટમાં ગયો હતો. ત્યાં પણ હિસાબની ચોકસાઈ માટે બહુજ ઉંચો અભિપ્રાય તપાસનારે આપ્યો છે. હાલ ફંડની વ્યવસ્થા આગલા ટ્રસ્ટી તરીકે શ્રી બનાતવાળા° સુખડવાળા ઓફીનેજના ટ્રસ્ટીઓ કરે છે. ફંડ આસરે રૂપીયા વીસ હજારનું છે અને એમાંની આવક ઘોઘારી વિદ્યાર્થીઓને ફી અને ચોપડીઓને માટે મદદ અપાય છે.

ચીમનલાલ હ. વજાણી.

★

# સંસ્થાઓ

## ચંદા રામજી કચ્છી લોહાણા નિવાસગૃહ

સ્વ. શેઠ ચંદા રામજીની સખાવતો લોહાણા આમ જે પીછાણે છે. તેમના અનેક સખાવતોમાંની ભાત બજાર અને ડીસોઝા સ્ટ્રીટના સસ્તા નિવાસગૃહો પણ છે.

ભાત બજારનું નિવાસગૃહને તાજેતરમાં નવું મકાન બાંધીને નવું સ્વરૂપ અપાયું છે. તેમાં પચાસ રૂમ છે. તેનું ભાડું રૂા. ૩,૪,૫ એ મુજબ લેવામાં આવે છે. ડિસોઝા સ્ટ્રીટમાં ૨૫ રૂમ છે.

આ નિવાસગૃહો કચ્છી લોહાણાબંધુઓ માટે છે.

## રૂગનાથ લાલજી સેનિટેરીયમ

આ ગીરગામમાં 'શેઠ રૂગનાથ લાલજી સેનિટેરીયમ' છે. તેમાં ૧૫ રૂમ છે. અને તેનું માસિક ભાડું ફકત રૂ. ૧ લેવામા આવશે.

### ગરીબો માટે ચાલી.

સિવાય પાંજરાપોળ મહાજનને હસ્તક બાજુનું એક મકાન છે, ચીંચપોકલી–આર્થર રોડના સ્ટેશન પાસે એક ચાલ પણ છે. તેમાં આજે ચૌદ કુટુંબો રહે છે. ખાસ કરીને તેનો લાભ કચ્છી લોહાણા જ્ઞાતિના અને સારસ્વત જ્ઞાતિની વિધવાઓ અને અશકતોને માસિક માત્ર ૦–૪–૦ ના ભાડાથી અપાય છે. મહાજનશ્રી દર વરસે તેની પાછળ રૂ. ૪૦૦ ભેટ કરે છે.

## જમનાબાઈ દવાખાનું

ઘાટકોપર

આ દવાખાનું ઘાટકોપરનાં મોટા પાયા પર ચાલે છે સ્વ. મેઘજી વલ્લભદાસ ચેરીટી ટ્રસ્ટના ટ્રસ્ટીઓ તેનો વહીવટ કરે છે. તેના સ્થાપના સ્વ. શેઠ મેઘજી વલ્લભદાસજી આજથી એકત્રીસ વરસ પહેલા કર્યા હતા.

આજે હરહમેશ લગભગ ૭૫ દર્દીઓ તેનો નિયમિત લાભ લઈ રહ્યા છે. કોઈપણ કોમના ભેદભાવ વગર ડો. પેન્ટલ ધરશીના ટ્રીટમેન્ટ તળે દવાખાનાના સુવાસ ચોતરફ પ્રસરેલી છે. તેનો વાર્ષિક ખર્ચ ત્રણ હજારથી સાડાત્રણ હજાર સુધીનો છે.

# સ્વ. શેઠ તુલસીદાસ કુંવરજી લોહાણા સેનિટેરીયમ

[ ઘાટકોપર ]

ઘાટકોપરના રળીઆમણા પરામાં શેઠ તુલસીદાસ કુંવરજી લોહાણા સેનિટેરીયમ ભવ્ય અને આલીશાન સ્વરૂપે ખડું છે.

સ્વ. તુલસીદાસ અને તેમનાં સ્વ. પત્નિ રાધા બાઈના સ્મરણાર્થે આ આલીશાન સેનિટેરીયમની યોજના કરવામાં આવી હતી.

ઈ. સ. ૧૯૨૭ની ૨૨ તારીખે આ સેનિટેરીયમ ટ્રસ્ટની સ્થાપના કરવામાં આવી હતી. અને રૂપિયા સીત્તેર હજાર મકાન માટે તેમજ રૂપિયા દસ હજાર મકાન માટે તેમજ રૂપિયા દસ હજાર તેની વ્યવસ્થા માટે ટ્રસ્ટીઓને સોંપવામાં આવ્યા હતા.

સંવત ૧૯૯૦ માં સેનિટેરીયમની સ્થાપના કરવામાં આવી. સં. ૧૯૯૨ સુધી સાધારણ સંખ્યામાં જ્ઞાતિજનોએ તેનો લાભ લીધો. અને આજે તો સંખ્યાબંધ જ્ઞાતિકુટુંબો તેની છાયામાં કિલ્લોલ કરી રહ્યા છે.

સેનિટેરીયમને વધુને વધુ સગવડ-સાધન સંપન્ન બનાવવા તેના ટ્રસ્ટીઓ ઝંખના કરે છે. અગત્યના સુધારાઓ પછી—ભવિષ્યમાં માસિક અડચણ વખતે બહેનો માટે બાથરૂમ, સેનિટેરીયમના કંપાઉંડમાં સુંદર બગીચો અને બેન્ચો બાળકો માટે વ્યાયામશાળા, હીંચકાઓ વગેરે તથા સ્ત્રીઓ માટે શીવણ ગુંથણના વર્ગોની યોજના તેના પ્રગતિપ્રેમી ટ્રસ્ટીઓના મનોસૃષ્ટિમાં ખડી છે.

શેઠ જમનાદાસ મેઘજી તેના મેનેજીંગ ટ્રસ્ટી છે. બીજા ટ્રસ્ટીઓ શેઠ હંસરાજ જીવણદાસ, શેઠ કેશવજી જયરામ, શેઠ રૂપજી શીવજી, શેઠ હીરજી કેશવજી, શેઠ મોતીરામ વાઘજી, શેઠ રૂપજી પુરૂષોત્તમ છે.





## રામબાગ

[ માટુંગા ]

'શ્રી કચ્છી લોહાણા સહકારી મંડળ'ના સંચાલકોના સ્વપ્નમાંથી સર્જાયેલા આ 'રામબાગ'નો ઇતિહાસ કાંઇ લાંબો નથી.

તા. ૨૨-૧૧-૩૬ ના નૂતન વર્ષના મેળાવડામાં નક્કી થયું કે 'જ્ઞાતિનું એક મકાન હોવું ઘટે અને 'રામબાગ'ના નકશા અંકાવા લાગ્યા.

ફંડ એકઠું થવા માંડયું અને અતિ ટુંકા સમયમાં તો અગિયાર હજાર રૂપિયા મકાન ફંડની ઝોળીમાં આવી પડયા.

'રામબાગ' બાર હજાર રૂપિયાના ખર્ચે ઉભો થયો. તેમાં ૮૦૦ રૂપિયાના તો વાસણ વગેરે સાધનો વસાવવામાં આવ્યા. અને બીજું કેટલુંક મળીને પંદર હજાર રૂપિયાની કીંમત રામબાગની ગણી શકાય.

હજુ પ્રયત્નો ચાલુ છે. 'રામબાગ'ની વિશાળતા વધારવા તેના સંચાલકો ઝંપીને બેઠા નથી.

ધન્યવાદ ઘટે છે, માટીમાંથી જીવતી મૂર્તિ ઘડનારા એ શિલ્પીઓને.



**હાલાઇ લોહાણા મહાજનવાડી**

ઠાકુરદ્વાર પરની હાલાઇ લોહાણા મહાજનવાડીનું બહારનું દૃશ્ય.

## ભાગીરથી બાગ

કચ્છી લોહાણા બંધુઓને સ્મશાન ગયા પછી નાવાની અતિ મુશ્કેલી હતી. તે સંવત ૧૯૭૬ ની સાલથી આ જગ્યાની સ્થાપનાથી દુર થઇ છે.

આ જગ્યાના બાંધકામ માટે રૂપિયા અઠાવીસ હજાર અને નિભાવ માટે રૂપિયા વીસ હજાર સ્વ. શેઠ કાનજી જાદવજી મોનાણીએ પોતાના સ્વર્ગસ્થ પિતાશ્રી જાદવજી દેવજી તથા સ્વર્ગસ્થ માતુશ્રી વીરબાઇ અને સ્વર્ગસ્થ ધર્મપત્નિ ભચીબાઇના સ્મરણાર્થે આપ્યા હતા. ઉપરાંત બીજા લોહાણા દાન' વીરોએ પણ અગત્યના ફાળા આપ્યા હતા.

આ સ્થળ જ્ઞાતિજનોને ઉપકારરૂપ થઇ પડયું છે.



## [ શેઠ જીવરાજ કમળશી ]

**શ્રી.** જીવરાજ કમળશી ઉદાર દીલના બાહોશ વ્યાપારી છે. તેમનું કમીશન એજન્ટ તરીકેનું કામકાજ તેમજ પૈવાની દુકાન પ્રસિદ્ધ છે.

વર્ષોથી જ્ઞાતિ ચરણે તેઓ યથાશક્ય શાંત સેવા બજાવતા રહ્યા છે, તેમની ગુપ્ત મદદો વિશાળ પ્રમાણમાં છે.

તેઓશ્રી અમરેલી પાસેના આંબા ગામના વતની છે.

## સ્વ. શેઠ જેઠા ધનજી દવાખાનું

**સ્વ.** જેઠા ધનજીએ સત્કાર્યો પાછળ પુષ્કળ નાણું વેર્યું હતું. માંડવી લત્તામાં તેમના નામનું એક દવાખાનું દરીયાસ્થાન ગલ્લીમાં ચાલે છે. શ્રી. શેઠ વલ્લભજી રામજી તેના ટ્રસ્ટી છે



❀ શેઠ ગીરધરલાલભાઇ ❀

## [ શેઠ ચત્રભુજ લીલાધર ]

**શ્રી.** ચતુર્ભુજ લીલાધર ઠક્કર જાણીતા સેવાભાવી યુવાન કાર્યકર છે.

કચ્છી લોહાણા સ્વયંસેવક મંડળના સેક્રેટરી તરીકે તેમણે સેવા અર્પી છે. હાલ કચ્છી લોહાણા પાંચ તડા મહાજનના સેક્રેટરી તરીકે સુંદર સેવા બજાવી રહ્યા છે.

તદ્દન નાની ઉંમરમાં કચ્છી લોહાણા પાંચતડા મહાજનના સેક્રેટરીપદ જેવી જોખમદારી ભરી જગ્યા તેઓ સાચવી રહ્યા છે.



## [ શેઠ છગનલાલ કેશવજી ]

**શ્રી** છગનલાલ કેશવજી આપણી જ્ઞાતિના બીલ્ડીંગ કોંટ્રૅકટર છે. તેમને જન્મ સંવત ૧૯૫૬ ના ફાગણ શુદ ૯ ને દીને થયો હતા. તેમનું વતન રાજકોટ છે.

સીવીલ એન્જીનીયર તરીકેનો અભ્યાસ કરી ઇ. સ. ૧૯૨૨ થી એન્જીનીયર તરીકે મ્યુનીસીપાલીટીમાં જોડાયા હતા. તે પછી છેલ્લા પાંચ વરસથી બીલ્ડીંગ કોંટ્રૅકટર તરીકે કાર્ય કરે છે.

સાધારણ સ્થિતિમાં મુંબઇની હાયર એજ્યુકેશન બોર્ડિંગની શીળી છાયા તળે અભ્યાસ કરી આજે તેઓ બાહોશ એન્જીનીયર તરીકે જાણીતા બન્યા છે.



## શેઠ કલ્યાણદાસ હરિદાસ

શ્રી. શેઠ કલ્યાણદાસ હરી-દાસ મોરઝરીયા કાઠી-આવાડના વેરાડ ગામના વતની છે. તેમનો જન્મ વિ. સં. ૧૯૦૪ ના ફેબ્રુઆરી મહીનાની ૧૯ મી તારીખે થયો હતો.

સંવત ૧૯૭૯ માં મુંબઇ આવી રૂ. ૧૫ ના પગારની સવા મહીનો નોકરી કર્યા પછી કાપડની ફેરી શરૂ કરી હતી. તેમાંથી સંવત ૧૯૯૧ માં દુકાનની સ્થાપના કરી.

હિન્દુ મુસલમાન હુલ્લડ વખતે તેમની સેવા ઓ બદલ મહાજન તરફી ચાંદ મળ્યો છે. ઉપરાંત તેઓ પ્રસગે પ્રસંગે સેવા બજાવતા રહે છે. હાલાઇ લોહાણા સહાયકારી મંડળ અને હાલાઇ લોહાણા મહાજનના ઉત્સાહી કાર્યકર છે.

## શેઠ છગનલાલ દેવજી

શ્રી. શેઠ છગનલાલ દેવજી સોમૈયા જુનાગઢ તાબાના કોટડી ગામના વતની છે. તેમનો જન્મ સંવત ૧૯૪૧ ના શ્રાવણ વદ ૧૦ ના દિને થયો હતો. કોટડીમાં તેમનું કુટુંબ કામદાર કુટુંબ તરીકે સુપ્રસિધ્ધ છે.

ગુજરાતી સાત ધોરણના અભ્યાસ પછી તેઓ સંવત ૧૯૭૨ માં મુંબઇ આવ્યા. પ્રથમ નોકરીથી શરૂઆત કરી. તે પછી બીલ્ડીંગ કોન્ટ્રાકટર તરીકેની



દુકાન કરી. આજે મુંબઇમાં તેમની ત્રણ દુકાન ચાલે છે.

ભાવગરના નેસડી ગામમાં શંકરનું દેવળ, શીહોરમાં કાયા ભગતની જગ્યામાં ચાંદીના વાસણ આપ્યા છે તથા વાર્ષિક રૂા. ૧૨૬ ની મદદ આપે છે, કથી બંદરમાં દેવળ બંધાવ્યું છે. કોટડીમાં અવારનવાર મદદ કરતા રહે છે. જ્ઞાતિ સેવાકાજે સદાય ખડે પગે તત્પર રહે છે.

## શ્રી દામોદરદાસ પરશોતમદાસ

શ્રી. દામોદરદાસ પરસોતમદાસ કોટક વસઇના વતની છે. તેમની ઉંમર લગભગ છત્રીસ વર્ષની છે.

શરૂઆતમાં આકરી ગુમાસ્તાગીરીનો અનુભવ મેળવી, આજે નવ વર્ષથી તેઓ જે. એમ. ઠક્કર સ્ટોર્સમાં જોડાયા છે. ત્રણ વર્ષથી ભાગીદારી પણ પ્રાપ્ત થઇ છે.

તેઓ ભાવનાશાળી છે. પોતાના બજારના ગુમાસ્તા મંડળની સ્થાપના કરી હતી, અને આજે તેમની મીઠી નજર નીચે તે મંડળ પ્રગતિ કરી રહ્યું છે. તેઓ વેપારી એસોસિએશનના સેક્રેટરી ચુંટાયા છે.

## શેઠ દામોદરદાસ કાનજી

શ્રી. દામોદરદાસ કાનજી રાજકોટના વતની છે. તેમનો જન્મ વિ. સં. ૧૯૦૭ માં થયો હતો.

અભ્યાસ પછી મુંબઇ આવી તેઓ કાપડની લાઇનમાં નોકરી રહ્યા હતા. તેમાં પ્રવિણતા મેળવી છેલ્લા સાત વરસથી મુંબઇના તૈયાર કપડાના પ્રખ્યાત 'મીઓ સ્ટોર્સ'ના ભાગીદાર બન્યા છે. મુંબઇમાં મીઓ સ્ટોર્સની બે મોટી દુકાનો ગ્રાંટરોડ અને ચર્નીરોડ પર ચાલે છે.



## શેઠ ભાવસિંહજી મોરારજી તન્ના

જ્ઞાતિરત્ન શ્રી. મોરારજી આ. તન્નાના જ્યેષ્ઠ પુત્ર શ્રી. ભાવસિંહ રેડીયો અને વાયરલેસના વિષયમાં ઉચ્ચ પ્રવિણતા પ્રાપ્ત કરી છે. એ વિષયની અનેક સંસ્થામાં ચુંટાઇને તેમણે પોતાની શક્તિનો પરચો કરાવ્યો છે.

ઇ. સ. ૧૯૩૬ ના એપ્રીલ માસમાં સુરતમાં ભરાયેલ વેપાર ઉદ્યોગના પ્રદર્શનમાં તેમને ઉત્તમ સર્ટીફીકેટ અને સુવર્ણચંદ્રક મળ્યાં હતાં ઉપરાંત લાઉડસ્પીકરના કામકાજમાં ઉત્તમ કાબેલિયાત પ્રાપ્ત કરી છે.

તેમનો જન્મ ઇ. સ. ૧૯૧૫ ના જાન્યુઆરી માસની ૧૫ મી તારીખે થયો હતો. મેટ્રીકની પરીક્ષા ઉચ્ચકક્ષાએ પસાર કરી તેઓ આ ક્ષેત્ર ભણી વળ્યા હતા.



## શેઠ નાનાલાલ ભવાન સોઢા

રામભરોસે હોટલના મેનેજર શ્રી. નાનાલાલ ભવાન સોઢા મુળ રાજથળી ગામના વતની છે. તેમની ઉંમર ૪૫ વર્ષની છે.

તેમનો અભ્યાસ તદન નજીવો



છે, છતાં બાહોશી અને વ્યાપારી કુનેહને કારણે તેમણે 'રામભરોસે'ની પ્રગતિ ઉત્તરોત્તર વધાર્યે રાખી છે.

આજસુધીમાં તેમણે ગરીબ કુટુંબની કન્યાઓને કન્યાદાન વગેરેમાં મદદ કરી છે. કેટલક ઝગડાઓમાં વચ્ચે પડી સમાધાન કરાવ્યા છે. સુરત બાળાશ્રમ અને બીજી ધાર્મિક સંસ્થાઓમાં મદદ કરી છે.



## શેઠ અમુભાઇ રતનશી

કોટના લત્તામાં એવરગ્રીન હોટલે અતિશય લોકપ્રિયતા પ્રાપ્ત કરી છે. તેના



માલીક શ્રી. અમુભાઇ રતનશી વાંદરાના વતની છે, તેમની ઉંમર ૪૨ વર્ષની છે.

તેઓ સત્તર વર્ષથી હોટલના ક્ષેત્રમાં પડેલા છે.

ઇ. સ. ૧૯૩૦ ના સત્યાગ્રહ વખતે જેલના મહેમાન થઇ આવ્યા છે.

શ્રી. અમુભાઇ માયાળુ, અમીર દીલના ઉદાર સુરત કોંગ્રેસવાદી ગૃહસ્થ છે.

## શેઠ ભીમજી જેરામ બદામપુરીવાળા



ભીમસેન બદામપુરી મુંબઇમાં વખણાય છે. અને શ્રી. ભીમજી જેરામ બદામપુરીવાળાને 'ભીમસેન' બદામપુરીએ રાજામહારાજાઓના સર્ટીફીકેટો પણ મેળવી આપ્યા છે.

શ્રી. ભીમજીભાઇ રાજકોટના વતની છે. તેમની ઉંમર ૪૭ વર્ષની છે.

પંદર વર્ષની વયે રૂ. ૮ ના પગારે તેમણે નોકરીની શરૂઆત કરી. તે પછી મીઠાઇની લાઇનની નોકરી ઉપરાંત બદામપુરીનો ઉદ્યોગ તેમણે સુંદર રીતે ખીલવી જાણ્યો છે.

તેમનું આખું જીવન સેવાભાવનામાં ઓતપ્રોત થયેલું છે. ઇ. સ. ૧૯૧૧ થી સ્વયંસેવક તરીકે હુલ્લડ વગેરે વખતે સેવા બજાવતા. આવ્યા ,છે નાગપુર સત્યાગ્રહને કારણે જેલ નિવાસ ભોગવ્યો હતો. ઇ. સ. ૧૯૩૦ માં પણ વરલીની જેલ મળી હતી.

ઇ. સ. ૧૯૧૯ ના યુધ્ધની

મોંઘવારીને કારણે નોકરવર્ગના પગાર વધારવાના સત્યાગ્રહમાં આગેવાનીભર્યો ભાગ લીધો હતો.

ઈ. સ. ૧૯૩૧ માં યુવક સમેલનમાં પ્રતિનિધિ હતા, મુંબઈ લોહાણા સેવા સમાજના અગ્રભાગી સ્થાપક અને પ્રથમ પ્રમુખ તરીકે સેવા બજાવી હતી.

ઉપરાંત તેઓ મીઠાઈ બજારના નોકરમંડળના પ્રતિનિધિ તરીકે મુંબઈ ગુમાસ્તા મહામંડળમાં ચુંટાયા હતા.



## શેઠ મોહનલાલ માવજી સોઢા

શ્રી. મોહનલાલ માવજી સોઢા અમરેલી પાસેના ગરમલી ગામના વતની છે સંવત ૧૯૫૩ માં તેમનો જન્મ થયો હતો.

મુંબઈ આવી કરીયાણાની દુકાનમાં એક વરસ નોકરી કર્યા પછી સ્વતંત્ર દુકાન કરી હતી.

આજે સોઢાના ચેવા મુંબઈમાં ઘેર ઘેર જાણીતા છે.

માધવપુર બોર્ડીંગમાં તેમણે મદદ આપી છે. ચલાલા અને ગરમલીના રસ્તા પર પાકી સોઢા વાવ રૂા. ૬૦૦ ના ખર્ચે બંધાવી છે. બીજી પરચુરણ મદદ તેઓ કર્યા જ કરેછે.



## શેઠ ધારસી કાળીદાસ

શ્રી. ધારશી કાલીદાસ મસાલાવાળા કાઠિઆવાડના માંગરોળ બંદરના વતની છે, તેમનો જન્મ સંવત ૧૯૬૩ ના અશાડ શુદ ૧૫ ને ગુરૂવારે થયો હતો.

તેમણે આપબળે આગળ વધી મસાલાના વ્યાપારક્ષેત્રે અગત્યતા પ્રાપ્ત કરી છે. મુંબઈમાં આપણી જ્ઞાતિમાં મસાલાના તેઓ એકજ જાણીતા વ્યાપારી છે. અને તેમનો માલ ઠેઠ આફ્રિકા વગેરે દેશો સુધી જાય છે.



## ગોરાજીસ બ્રધર્સ

કેમીકલ્સ તથા પ્રોવીઝનની લાઈનમાં આપણા થોડા બંધુઓએ ઝુકાવ્યું છે. તેમાં એમ. એ. એન્ડ પી. ગોરાજીસ બ્રધર્સ પણ છે. એ ચારે ભાઈઓ શ્રી. ગોરધનદાસ પ્રેમજી, શ્રી. પરશોતમદાસ પ્રેમજી, શ્રી. અમૃતલાલ, પ્રેમજી, ડૉ. મનહરલાલ પ્રેમજી એમણે એ ક્ષેત્રની જુદી જુદી અનેક ચીજોના પ્રયોગો કરી પુરા પરિશ્રમે આજે પોતાના કારખાનાને આગળ વધાર્યું છે.



## શેઠ એમ. જી. કોટેચા

ફોટો બ્લોક્સ, ફોટો કટન વગેરે બનાવનાર અને ફોટોગ્રાફીના ક્ષેત્રમાં નામના જમાવનાર શ્રી. મોરારજી ગોપાળજી કોટેચા રાજકોટના વતની છે. ઈ. સ. ૧૮૯૭ ના માર્ચ માસની ૫મી તારીખે તેમનો જન્મ થયો હતો.

અંગ્રેજી સાત ધોરણના અભ્યાસ પછી મુંબઈમાં શરૂઆતમાં ફર્નીચર, ડ્રાફ્ટસમેન અને ફોટોગ્રાફર તરીકે ઇ. વીમ્પ્રોજની કું. પછી જાહેરખબરના એજન્ટ, કાર્ટર બ્રધર્સને ત્યાં ફોટોગ્રાફર અને ડીઝાઇનર તરીકે કામ કરી ઇ. સ. ૧૯૧૯ માં પાઇની પણ મુડી વગર આજના સ્ટુડીઓની સ્થાપના કરી.

આજે તેમના ક્ષેત્રમાં તેમણે પ્રખ્યાતિ પ્રાપ્ત કરી છે. મેડલો મેળવ્યા છે. જ્ઞાતિ અને ધર્મની બનતી સેવા માટે સદા તત્પર રહે છે.



શેઠ પ્રિતમલાલ વેલજી



શેઠ કરસનદાસ મેઘજી

## શેઠ પ્રિતમલાલ વેલજી

શ્રી. પ્રિતમલાલ વેલજી ફોટોગ્રાફર આર. શીવજી એન્ડ કું. ના ભાગીદાર છે. તેમણે કલાના એ ક્ષેત્રમાં સારો હાથ બેસાડયો છે.

તેઓ કચ્છ ભૂજના વતની છે. તેમનો જન્મ સંવત ૧૯૬૨ ના શ્રાવણ શુદ ૫ ના દિને થયો હતો.

મેટ્રીક થયા પછી રૂ, લાખંડ, કોલસા, વીમો વગેરે લાઇનની નોકરી પછી રંગનું કારખાનું કર્યું હતું. તે પછી ઇ. સ. ૧૯૩૨ થી ફોટોગ્રાફીની લાઇન લીધી છે.

## શેઠ કરસનદાસ મેઘજી

મેસર્સ એમ. કરસનદાસ મીઠાઇવાળા મુંબઇમાં પ્રસિધ્ધ છે. તે શ્રી. કરસનદાસ મેઘજી અમરેલી પાસેના વરસડા ગામના વતની છે, સંવત ૧૯૫૧ ના જેઠ શુદ ૨ ના રોજ તેમનો જન્મ થયો હતો.

ગુજરાતી સાત ધોરણના અભ્યાસ પછી મુંબઇ આવી ટુંકા પગારે નોકરીની શરૂઆત કરી હતી. સંવત ૧૯૮૬ માં આજની દુકાનની સ્થાપના કરી.



## શેઠ પરમાણંદદાસ પિતાંબર

મુંબઇના પ્રખ્યાત જનરલ બુક ડેપોના માલીક શ્રી. પ્રમાણંદ પિતાંબરદાસ પોપટ અમરેલીના વતની છે. તેમનો જન્મ સંવત ૧૯૬૨ ના માગસર વદ ૯ ના દિને થયો હતો.

ઇ.સ. ૧૯૨૫ માં તેમણે જનરલ બુક ડેપોની સ્થાપના કરી હતી. આજે જનરલ બુક ડેપો પાઠ્ય પુસ્તકોના પ્રકાશન માટે મોખરે છે.

ઘોઘારી લોહાણા મહાજનની મેનેજીંગ કમિટીના સભ્ય છે.



## શેઠ નરસિંહદાસ ઠક્કર

જેઓ 'સીનેમા બુલેટીન પ્રેસ'ના માલીક છે. આપબળે આગળ વધ્યા છે.



## શેઠ વિઠ્ઠલદાસ પો. વસાણી

'શક્તિ એડવરટાઇઝીંગ એજન્સી'ના સંચાલક શ્રી. વિઠલદાસ પોપટલાલ વસાણી એક જાણીતા સેવાભાવી ભાવનાશાળી યુવાન છે. તેઓ કાઠિયાવાડના કોટડા પીઠાના વતની છે. તેમનો જન્મ સંવત ૧૯૫૮ ના વૈશાખ શુદ ૨ ના રોજ થયો હતો.

મેટ્રીક સુધી પહોંચ્યા પછી મુંબઇમાં આવી એડવરટાઇઝીંગનું ક્ષેત્ર તેમણે લીધું છે. અને એ ક્ષેત્રમાં ઉત્તમ સફળતા પ્રાપ્ત કરી છે. આજે ઘણી મોટી મોટી કંપનીઓ તેમની દ્વારા જાહેરખબર કરે છે.

જ્ઞાતિ પ્રવૃત્તિમાં ઉંડો રસ લ્યે છે. જુદા જુદા પ્રસંગોએ જુદી જુદી સમિતિઓમાં અગ્રભાગ લીધો છે.



## સ્વ. શેઠ દામોદરદાસ ભગવાનદાસ માવાણી

યુગપુરૂષ તરીકે લોહાણા જ્ઞાતિના ઇતિહાસે ઉજ્વળ સ્થાન મેળવનાર આ મહાપુરૂષે હજારો રૂપિયાની સખાવતો કરી હતી. અને જ્ઞાતિનું નાવ સુવ્યવસ્થિત રાખવા પ્રબળ પુરૂષાર્થ કર્યો હતો. સમાજમાં તેમની સુવાસ અનેરી હતી. ઘોઘારી લોહાણા મહાજનમાં તેઓ સ્થંભ સમાન હતા.

# વ–સ–મી–વિ–દા–ય

સવા બસો પૃષ્ઠની શબ્દસૃષ્ટિ અને કલાસૃષ્ટિ પર સફર કરીને વાંચકોની દ્રષ્ટિ અહીં સુધી આવી પહોંચી છે.

વાંચકોની આંખને અને મગજને પૃષ્ઠે પૃષ્ઠની ગોઠવણી અને શબ્દસૃષ્ટિએ જે અનુભવ આપ્યો હોય તે ખરો.

પરંતુ એટલું તો ચોક્કસ છે કે આ ગ્રંથના પૃષ્ઠે પૃષ્ઠમાંથી આપણી ગૌરવવંતી જ્ઞાતિ સંબંધે કંઇ કંઇ જાણવા જેવું, અભ્યાસ કરવા જેવું તો મળ્યું જ હશે !

'આરઝુ'ના અક્ષરોથી શરૂ થતી આ ગ્રંથની શબ્દ સૃષ્ટિ, કાવ્યો, ભાવનાઓ, નોંધો, અવલોકનો, સંદેશાઓ, સંસ્થાદર્શનો, સ્મરણાંજલિઓ, પરિચયો પરથી 'વસમી વિદાય'ને વાટે આવી પહોંચી છે. અને સંપાદકની કલમ પર અસવાર થઇને આવેલી શબ્દોની સ્વારી અહીં છેલ્લાં સ્મરણોનાં ટપકાં મૂકીને વાંચકોની વસમી વિદાય ઇચ્છે છે.

### 'રામબાણ વાગ્યા હોય તે જાણે.'

આ ગ્રંથ ઉપર પેહલી નજરે નિરખનારને પણ સમજાયા વગર નહિ રહે કે તેની પાછળ કાફી શ્રમ લેવાયો છે. છુટી છવાઇ વિગતો મેળવી, તેને બુદ્ધિની સરાણ પર ચડાવી શબ્દોની સૃષ્ટિ ખડી કર્યા પછી તેને આકર્ષક રીતે ગોઠવી મુદ્રણ કરવાનું કાર્ય કેટલું વિકટ છે તે તો 'રામબાણ વાગ્યા હોય તેજ જાણે.'

એક ઉંડી કલ્પના... થોડા પાત્રો... થોડા પ્રસંગો...અને નવલકથાનો દેહ ઘડાય છે. થોડી દ્રષ્ટિ અને અનેક નવલિકાઓ મગજના આભમાંથી ખરી પડે છે, પરંતુ આવો ગ્રંથ સંપાદન કરવો એ તો આકરો સમય, શકિત અને શ્રમ માગી લ્યે છે.

### દર્દ અને દુઃખ

સંપૂર્ણ વીગતો ઠાંસી ઠાંસીને ભરવા માટે અમે અથાગ પ્રયત્નો કર્યા છે. છુટી છવાઇ માહીતીઓ મેળવવામાં જે હાલાકી, કષ્ટ અને આકરા અનુભવો થયા છે તેથી અમને અધિક ખેદ થાય છે. આપણી જ્ઞાતિની આવી વસ્તુઓ પ્રત્યેની ઉપેક્ષાવૃત્તિ અમને દર્દ કરાવી રહી છે. એ તો સમજી શકાય કે પોતાની જીવન હકીકતો આપવામાં કદાચ ક્ષોભ થાય પરંતુ પોતાના હસ્તકના ટ્રસ્ટો કે સંસ્થાઓનો ઇતિહાસ, અહેવાલ કે નાની મોટી માહીતીઓ દબાવી રાખવાનો કોઇને શો અધિકાર છે? સંસ્થાઓના શિરસ્તાઓ તો કહે છે કે દરેક સંસ્થાએ વર્ષ આખરીએ તેનો રિપોર્ટ જાહેર પ્રજા સમક્ષ રજુ કરવો જોઇએ, તેને બદલે 'અમારે કંઇ નથી છપાવવુ' એ શબ્દોનાં જવાબ દેનારા સંચાલકો સાંપડયા છે. આવી મુશ્કેલીઓમાં આ ગ્રંથની હકીકતો એકઠી થઇ છે.

### સંસ્થાઓની વિશાળ સૃષ્ટિ

આ ગ્રંથની સામગ્રી આપને વિશાળ દુનિયામાં ખેંચી જાય છે.

હકીકત વિભાગમાં પ્રથમ મુંબઇના મહાજનો, મહાજનવાડીઓ, નિવાસગૃહો, પુસ્તકાલયો, છાત્રાલયો અને વિદ્યાલયો, દવાખાનાઓ અને આરોગ્યાલયો, સેવાસંઘો, ટ્રસ્ટ ફંડોની આખીય આલમનો વિશાળ પરીચય આપ આ ગ્રંથમાંથી મેળવો છો.

મુંબઇના મહાજનોના ઇતિહાસ અતિ લાંબા છે. તેની સંપુર્ણ મેળવણી ખુબ મુશ્કેલ છે. અમને જેટલું મળ્યું છે, એટલું આપી દીધું છે.

**સંપાદક**

**વાંચકોની વિદાય ઇચ્છે છે !**

મુંબઈની જ્ઞાતિની વસ્તીના પ્રમાણમાં, સ્થિતિના પ્રમાણમાં આજના નિવાસગૃહો પુરતી સંખ્યાના નહિ પણ જેટલા છે તેટલા વ્યવસ્થિત હોય એમ જણાય છે, લોહાણા દાનવીરોએ સ્થાપેલાં પુસ્તકાલયો તો મુંબઈના પુસ્તકાલયોમાં મોખરે છે. શિક્ષણ સંસ્થાઓમાં ઉચ્ચ કેળવણી બોર્ડિંગ ઉપરાંત ત્રણે વિભાગના બાળાશ્રમો વર્ષોથી શિક્ષણના અમીરસ રેલાવી રહ્યાં છે. કાનબાઈ કન્યાશાળાએ જ્ઞાતિમાં સ્ત્રીશિક્ષણનો નાદ જગાડયો, ચંદા રામજી ગર્લ્સ હાઈસ્કુલે મુંબઈના નારીજગતને ગૌરવ આપ્યું, જે જમાનામાં સ્ત્રીશિક્ષણજ પાપ મનાતું હતું એ જમાનામાં બાળાઓને માધ્યમિક શિક્ષણનો સાદ પાદનાર આ શાળાએ અનેક સ્ત્રીરત્નોની ભેટ કરી છે.

મુંબઈમાં લોહાણા દાનવીરોએ સ્થાપેલા દવાખાનાઓ બધાં સારી રીતે ચાલે છે, તેનો લાભ જાહેર પ્રજા પણ ઉત્કટતાથી લ્યે છે, છતાં મર્યાદિત સાધનોથી, મર્યાદિતપણે સેવા બજાવતા આ દવાખાનાઓ ઉપરાંત એક લોહાણા હોસ્પીટલની જરૂર પડી છે, અનેકે સુવાવડખાનાઓની આવશ્યકતા જણાઈ રહી છે.

આરોગ્યાલયો, સેનિટરીયમો તો મુંબઈમાં અને પરાંઓમાં અનેકની સંખ્યામાં છે, ચોપાટી પરનું કરમશી દામજી સેનિટરીયમ મુંબઈની પ્રજામાં પ્રિય થઈ પડયું છે, વ્યાયામશાળાની ખોટ ખુંચે એવી છે.

મદદ આપનારી સંસ્થાઓ અને વિવિધ પ્રવૃત્તિઓ ચલાવનારા મંડળો પણ ઠીક ઠીક સંખ્યામાં છે, તેમાંના કચ્છ લોહાણા સ્વયંસેવક મંડળ અને હાલાઈ લોહાણા સહાયકારી મંડળે તો મુંબઈના જ્ઞાતિ ઇતિહાસમાં ઉજવળ સ્થાન પ્રાપ્ત કર્યું છે. બીજા નાના નાના અનેક મંડળો હયાતી ધરાવે છે કોઈ સમર્થ યુવકસંસ્થાની ખોટ છે. તે પ્રશ્ન વિચારવા સરખો છે.

સૌરાષ્ટ્ર લોહાણા મિત્રમંડળ પા દાયકા કરતાં વધુ વખ્તથી પોતાના પ્રદેશનાં જ્ઞાતિબંધુઓની સેવા બજાવી રહ્યું છે.

મુંબઈના દાનેશ્વરીઓએ સ્થાપેલા ટ્રસ્ટ ફંડો તો સેંકડોની સંખ્યાના છે, તેની સંપૂર્ણ યાદી બનાવવી દુર્ઘટ કામ છે. તેમાં કચ્છી વિભાગના ટ્રસ્ટ ફંડોની યાદી શ્રમ લઈને કરી આપવા માટે મુ. શિવદાસ ચાંપસિંહ ઠકકરનો આભાર માનવો ઘટે. બીજા ટ્રસ્ટોની યાદી માટે મુ. કલ્યાણજી કાનજી માસ્તરે લીધેલા પરિશ્રમની નોંધ લેવીજ ઘટે.

એકંદરે મુંબઈમાં મોટી સંખ્યામાં સંસ્થાઓ છે. તે પોતપોતાના ધ્યેયને અનુસરી, પોતપોતાની રીતે યથાશકય જ્ઞાતિસેવા બજાવી રહી છે. છતાંય મુંબઈના જાહેરજીવનનો આજનો શાંત પ્રવાહ યોગ્ય ભાસતો નથી.

## આપણા સ્વર્ગસ્થ યુગપુરૂષો.

મુંબઈના આજસુધીના ઇતિહાસમાં સેંકડો લોહાણા વીરો તન, મન અને ધનથી સેવા કરીને જીવનને ઉજ્જવળતા અર્પી ગયા છે, તેમાંથી બની શકયા તેટલાના પરિચયો ગ્રંથમાં લેવામાં આવ્યા છે. બાકીના અનેક અગત્યના વીરનરોના જીવનના તાણાવાણા મેળવવા અમે પુરો પ્રયત્ન કરી જોયો છે. પણ તેમાં અમને નિષ્ફળતાજ સાંપડી છે. એ યુગપુરૂષોના વંશજોજ ખુદ તેમના વિષે કંઈપણ ન જાણવાનો એકરાર કરે, એ કેટલું દુઃખદ છે!

આપણા મોટા ભાગના યુગપુરૂષોનાં જીવનના તાણાવાણા લગભગ મળતા આવે છે. દેશમાંથી પહેર્યે કપડે આવી. પેટપુર પગારે નોકરીની શરૂઆત કરી. બજારો—અને મારકીટોની અંધારી દુકાનોમાં અંધારે ખુણે પરસેવો પાડતા આ મહાનુભાવો બુદ્ધિથી, ચાતુર્યથી ઉચ્ચ દરજ્જે પ્રાપ્ત કરી ભાગીદારી યા તો સ્વતંત્ર વેપારી બનવાનું સદ્દભાગ્ય પ્રાપ્ત કરે, ધન મેળવીને ધનની માળા ઝંપવાનું શરૂ ન કરતાં બીજા અનેક જીવોની બહેતરી માટે દાનપ્રવાહ વહેવડાવવાનું તેમને યોગ્ય લાગે. અનેક સાહસિક કામો કરી, જોખમો ઉઠાવીને તેઓ મુત્સદીઓ પણ સાબીત થાય અને સરકારના મહાન ખીતાબો પ્રાપ્ત કરે, આવા અનન્ય વ્યક્તિત્વવાળાં વિજયવરોને આપણું મસ્તક સદાય નમેલું રહે છે.

## દાનની ફીલસુફી.

આપણા દાનની ફીલસુફી જમાને જમાને પરિવર્તન પામતી ભાસી છે. કાળો પહેલાં ધાર્મિક ક્ષેત્રોમાં દાન કરવાનું મહત્વ હતું, કુતરા કબુતરોનું પેટ પુરવામાં મહાપુણ્ય હતું, તે પછી જનઉપયોગી વાવો, તળાવો, ધર્મશાળાઓ બંધાવવામાં સખાવતોની સાર્થકતા માનવામાં આવી. વીસમીસદીના વાયરા વાયાં પછી શિક્ષણશાળાઓ, છાત્રાલયો, દવાખાનાઓથી માંડીને ઉચ્ચ કેળવણી માટેનાં પ્રાઈઝો સુધી પણ આપણા દાનેશ્વરીઓની દ્રષ્ટિ પહોંચી છે, આમ રોજ–બ–રોજ આપણી સખાવતોની ફીલસુફી ફરતી છે. ગરીબોને કપડાં આપવા, અન્ન આપવું એ બધું અલબત્ત જરૂરી છે, પણ એથીયે વધુ પુન્યનો પારો તો એ છે કે તેમની ગરીબીનુંજ નીકંદન કાઢવાના સાધનો ઉભા કરવા. એ આપણા દાનવીરો જેટલું વહેલું સમજે એટલું સારૂં. અમારી

દાનની ફીલસુફી એજ કહે છે કે રોગને પાણી પાઈને ઉછેરો નહિ, તેને જડમૂળથી ઉખેડવા એવા રોગોનું અસ્તિત્વજ નાબુદ કરવા પુરૂષાર્થ આદરવા ઘટે !

આપણા દાનેશ્વરીઓનાં ઉદાર દીલ માટે તો માન ઉપજ્યા વિના રહે તેમ નથી. તેમણે ઘણાંએ પોતે નથી ખાધું, બીજાને ખવડાવ્યુ છે. પોતે નથી પીધું, બીજાને પીવડાવ્યું છે. પોતે નથી પહેર્યું બીજાને પહેરાવ્યું છે. પોતે નથી ઈચ્છયું બીજાની ઈચ્છાને તૃપ્ત કરી છે. આપણા એ દાનેશ્વરીઓએ જ્યાં જ્યાં યોગ્ય લાગ્યું, ત્યાં ત્યાં-દેશ અને પરદેશમાં હજારો અને લાખોનો દાનપ્રવાહ જાણે આંખો મીચીને વહેવડાવ્યો છે. સ્વ. દામોદરદાસ ગોરધનદાસ સુખડવાળાએ તો ઠેઠ ઈંગ્લાંડમાં પણ પોતાની માતૃભૂમિનાં સ્મરણો અર્પણ કર્યાં છે. એટલે આજે પણ તેમના દીલાવર દીલોની કલ્પના કરતાં તેમના ચરણોમાં હૈયું અને મસ્તક ઢળી પડે છે !

### આજના આપણા સેવાવીરો

મુંબઈમાં આજના કાળે જે સખાવતીઓ અને સેવાવીરો સેવા બજાવી રહ્યા છે. તેમની પીછાણો આપવાના પ્રયત્નો પણ આ ગ્રંથમાં ઉત્કટ રીતે કરાયાં છે તેમની જેટલી જેટલી હકીકત મળી તે બધી ગોઠવણીની કલાને જવાબદાર રાખી પૃષ્ઠોની મર્યાદા સમજી આલેખી છે. એમાં કોઈને નાના મોટા બનાવવવાનો અમારો લેશમાત્ર ઈરાદો નથી, કોઈને અન્યાય ન થાય, કોઈનું દીલ ન દુભાય એ ખ્યાલ તો અમે હરદમ અમારે હૈયે રાખ્યો છે.

ઘણી અગત્યની વ્યક્તિઓના પરિચયોનો અભાવ જરૂર ખુંચે છે. તેમની સેવાઓની અમારી દ્રષ્ટિએ ખુબજ કીંમત હોવા છતાં એ સબંધમાં નિષ્ફળ બનવા માટે અમે દીલગીર છે.

### ધારાશાસ્ત્રી, તબીબો, વ્યાપારીઓ

આ વિભાગમાં ખાસ કરીને ડોકટરો ધારાશાસ્ત્રીઓ અને વેપારીઓનો વિભાગ અતિ નબળો રહી ગયો છે. ધારાશાસ્ત્રના ક્ષેત્રમાં આપણા સંખ્યાબંધ જ્ઞાતિબંધુઓ છે, તબીબી લાઈનમાં પણ હવે તો લોહાણા ડોકટરો અને વૈદોનું ઠીક ઠીક પ્રમાણ જામવા માંડયું છે. અને વ્યાપાર જગત્‌માં તો આપણી જ્ઞાતિનું સ્થાન અતિ મોભાભર્યું છેજ. મુંબઈના વ્યાપાર ક્ષેત્રના દરેક વિભાગમાં આપણી જ્ઞાતિનો ઉત્કટ ફાળો રહ્યો છે. પરંતુ માહીતીઓને તેમજ સમયને અભાવે એ ધારાશાસ્ત્રીઓ, તબીબો અને વ્યાપારી બંધુઓના મોટા ભાગના પરીચયો અહીં રજુ કરી શકાતા નથી.

સિવાય તો ગ્રંથમાં અનેક પ્રકારની સામગ્રીઓ ઠાંસીઠાંસીને ભરવા મેં પ્રયત્ન કર્યો છે, કાવ્યો, ભાવનાઓ, અભ્યાસી અવલોકનોથી પણ આ ગ્રંથ ભર્યો ભર્યો બન્યો છે.

### પરસેવો પાડયો સાર્થક થશે ?

આવો ઐતિહાસિક ગ્રંથ આપણી જ્ઞાતિમાં નોંધાયોજ નથી. કેમકે એ જરાય સહેલું નથી. અને મેં તો માત્ર માહીતીઓ-માત્ર પરીચયો આપીનેજ ગ્રંથની સમાપ્તી નથી ઈચ્છી, અભ્યાસી લેખો લખાવી, લખી-કાવ્યો લખાવી-ભાવનાઓ લખી દરેક રીતે સફળ બનાવવા પ્રયત્ન કર્યો છે.

હકીકતો ભાઈ દામોદર વસનજીએ મેળવી છે. તે સમજીને, લખ્યા પછી સુંદર રીતે ગોઠવવાનું કારખાનું મેં ચલાવ્યું છે. એની અટપટી ગોઠવણીએ મુદ્રણાલયોને પણ પુરા પ્રમાણમાં હંફ ચડાવી છે.

આ રીતે આ આખોય ગ્રંથ લોહાણા સમાજજીવનમાં, સાહિત્ય સૃષ્ટિમાં કંઈપણ સ્થાન પ્રાપ્ત કરી શકશે તો લોહીનો પરસેવો રેડયો સાર્થક થશે. મહીનાઓની પોણી પોણી રાતોના ઉજાગરા, તંદુરસ્તીની સત્યાનાશી એ બધું નિષ્ફળ ગયેલું નહિ ગણાય.

હું જાણું છું કે લોહાણા પત્રકારિત્વની આલમમાં મને ચાહનારો વર્ગ છે. અને તેનો હું સદાનો આભારી છું. મેં આટલી ઉંમરમાં બની શક્યું એટલું કર્યું છે. આ ગ્રંથથી વિશેષ કંઈ બની શક્યું હોય તો મારી જાતને ધન્ય માનીશ.

### ફરી ફરી આભાર

ગ્રંથની સામગ્રીઓમાં સહકાર આપનાર શ્રી. માવજી ગોવિંદજી શેઠ, શ્રી. કલ્યાણજી કાનજી માસ્તર, શ્રી. બાવચંદ માવજી વડેરા, શ્રી. શીવદાસ ચાંપસિંહ, શ્રી. ભાનુચંદ્ર ઠક્કર, શ્રી. જમનાદાસ અઢીયા, શ્રી. પંચમતિયા, શ્રી. ધીરજલાલ ગણાત્રા, શ્રી. ચીમનલાલ વજાણી વગેરેનો ફરી ફરી વાર આભાર માનું છું. અને સંદેશા પાઠવનારારા મુરબ્બીઓને પણ વંદન કરૂં છું.

અલબત એમાં ઘણી ત્રુટીઓ જણાઈ આવશે, માહીતીદેષો પણ હશે, કોઈપણ કાર્ય કદી સંપૂર્ણ હોતું નથી. ઉપરાંત અમારે તો અનેક મુશ્કેલીઓ સામે ઝઝુમતા આ ગ્રંથનો દેહ ઘડયો પડયો છે. એ બધું જોતાં ત્રુટીઓ ક્ષમ્ય ગણાશે, એવી આશા છે.

બાકી હવે શું કહેવાનું છે ? અનેક આશા હૈયે ધરીને આ ગ્રંથને વહેતો કર્યો છે.

'વ-સ-મી—વિ-હા-ણ'



શ્રી. લક્ષ્મીદાસ રણછોડદાસ ચોલેરા

★ મ. જા. ધીવાળા ★



ગં. સ્વ. હાંસુબાઈ નારાયણદાસ જીવરાજ

★ જેમણે હજારોનું દાન કર્યું છે. ★

Cover Printers M. Vadilal & Co. Bombay 2.

